બાલસાહિત્ય ગ્રંથમાળા-૨

# ગૌતમ

રજનીકાન્ત શાહ



શ્રી પ્રકાશન મંદિર
અમદાવાદ

---

# વિશ્વદર્શન વાર્તામાળા

શ્રી પ્રકાશન મંદિર તરફથી પ્રગટ થતી આ વાર્તામાળામાં જુદા જુદા વિષયો પર વાર્તારૂપે વાર્ષિક આશરે સાતસો પાનાનું વાંચન આપવામાં આવે છે.

એના બધા વિષયો લોકહિતની દૃષ્ટિએ જ પસંદ કરવામાં આવે છે. દર મહિને પ્રગટ થતી પુસ્તિકાની છૂટક કિંમત ૦-૮-૦ રાખવામાં આવી છે. પણ આ વાર્તામાળાના વાર્ષિક ગ્રાહક થનારને તે રૂ. ૫)માં મળી રહેશે.

પુસ્તકો પ્રગટ થયે ટપાલ દ્વારા મોકલી આપવામાં આવશે સ્થાનિક ગ્રાહકોને માણસો મારફતે મોકલાવવામાં આવશે.

વિશ્વદર્શન વાર્તામાળાના પ્રગટ થએલાં પુસ્તકો:—

[૧] જીવતી દિવાલો અથવા રશિયાની કાયાપલટ
[૨] પ્રેમને નામે
[૩] પેરીસનું પતન
[૪] રૂપિયાનો રણકાર

**શ્રી પ્રકાશન મંદિર**

નવસાહિત્ય ગ્રંથમાળા-૧

# ગૌતમ

લેખક :

રજનીકાંત અંબાલાલ શાહ



શ્રી પ્રકાશન મંદિર, અમદાવાદ.

કિંમત રૂા. ૩-૦-૦

# પ્રકાશકનું નિવેદન

માળાનું પ્રથમ પુસ્તક 'ગૌતમ' આપની સમક્ષ સાદર કરતાં મને હર્ષ થાય છે.

૧ પુસ્તક ઘણું જ સાધારણ છે. પણ એમાં નવા લેખકને પ્રોત્સાહન આપવાની દૃષ્ટિ છે.

૨ ભવિષ્યમાં ઉચ્ચ કક્ષાનું વાંચન મળે તે પ્રત્યે ખાસ ધ્યાન રાખવામાં આવશે. વાંચક ભાઈબ્હેન. આ માટે દરગુજર કરશે એવી આશા રાખું તે અસ્થાને નહિ ગણાય.

'ગૌતમ' અન્ય પુસ્તકો જેમ છપાય છે તેમ છપાયું હોત તો ત્રણસો પાનાનું થતું હતું. પરંતુ કાગળની વિષમ પરિસ્થિતિને લઈને દરેક પૃષ્ટમાં ત્રીશ ઉપરાંત લીટીઓ છાપી, એક લીટીમાં વધારે શબ્દોનો સમાવેશ કરી તેમજ પ્રત્યેક પ્રકરણના આરંભ ને અંતમાં રાખવામાં આવતી જગાનો ઉપયોગ કરી પૃષ્ટસંખ્યા ટુંકાવવામાં આવી છે. એટલે આ પુસ્તકમાં આ રીતે લગભગ ત્રણસો પાનાનું વાંચન જ, આપવામાં આવ્યું છે, એની નોંધ વાંચક ભાઈબ્હેન લેશે એવી આશા રાખું છું.

જયંતિલાલ શાહ.

---

સંવત્ ૨૦૦૦

મુદ્રક :
**હરિલાલ મગનલાલ ભટ્ટ.**
ભારતી મુદ્રણાલય, ખાડિયા,
**અમદાવાદ.**

પ્રકાશક :
**જયંતિલાલ જેઠાલાલ શાહ.**
માંડવીની પોળ, ઝુંપડીની પોળ,
**અમદાવાદ.**

# ગૌતમ

એનું નામ અંજની. આજુબાજુના લોકો વાતો કરતા હતા કે અંજનીને ભણવું ખૂબ ગમે છે, પણ ઘરકામમાં એને બહુ રસ નથી. ગઈ કાલે તો ચોથી ગુજરાતીમાં ભણતી હતી. આજે એ છઠ્ઠી અંગ્રેજીમાં આવી, અને એટલામાં તો એની ચાલ પણ બદલાઈ ગઈ.

છોકરા છોકરીઓની ભેગી શાળામાં અંજની ભણવા જતી. હોટલમાં કે બાગમાં ફરતાં ફરતાં કેટલાક વિદ્યાર્થીઓ વાતો કરે કે અંજની અને ગૌતમને સારું બને છે.

ગૌતમને બધાં આઝાદ યુવાન ગણતાં. કેટલાંક એને વાણીશૂરો કહેતા, અને જો કોઈને ચિત્રગૃહ ઉપર પહેલા વર્ગના દ્વાર ઉપર ગૌતમ મળી જાય તો 'ગૌતમ તો લ્હેરીલાલા છે.' એમ બોલાઇ જતું.

'અંજની ઘેર આવીશને ? બા કહેતી હતી કે અંજની હમણાની કેમ નથી આવતી ? માતુશ્રી ખૂબ યાદ કરે છે. જરા આવજે ને. સમાજશાસ્ત્ર ઉપર થોડી વાતો પણ કરીશું.'

'આવીશ,' અંજની હસી.

શાળામાં અંજની અને ગૌતમ સામસામા મળી ગયાં. ગૌતમે તરત કેટલુંક બહુ જલદીથી કહી નાખ્યું.

ગૌતમ બોલ્યો, 'આજે સાંજે જ આવજે ને, દુધીનો હલવો બનાવતાં તને આવડે છે ને ? બા...'

'ગૌતમ કોઈ સાંભળી જશે. અહીં બધાં ગમે તેવી વાતો કરે છે.' અંજનીએ ગૌતમને અટકાવીને કહ્યું.

'પણ એમાં બધાં શું ખોટી વાતો કરે છે ? હું પણ જાણું છું અને તું પણ જાણે છે કે આપણે બન્ને વાતો કરીએ છીએ.' ગૌતમ હસીને બોલ્યો.

'આવીશ...પણ સમાજશાસ્ત્રનો અભ્યાસ તો જ્યારે બી. એ. પસાર કરીશું ત્યારે...'

'અરે અંજની તું ભૂલી. હું તો બીજું પુરાણું સમાજશાસ્ત્ર કહેતો હતો. બાને એનો બહુ સુંદર અભ્યાસ છે.'

'હું વધારે વખત નહિ રોકાઉં...પણ આવીશ ખરી.' અંજની આટલું બોલી વર્ગ તરફ જવા લાગી. અંજનીને ઉતાવળ હતી.

ગૌતમને સ્હેજ અજાયબી લાગી. એને લાગતું હતું કે અંજનીએ આજે એની સાથે બરાબર વાત નહોતી કરી. ગૌતમ કંઇક વિચારતો ત્યાં ને ત્યાં થોડીવાર સુધી ઊભો રહ્યો. થોડી વારે અંજની જે તરફ ગઈ હતી તે તરફ ગૌતમે નજર કરી.

અંજની બહુ જ ધીમાં પગલે, નીચું જોતી જોતી ચાલી જતી હતી.

ગૌતમ ધીમું હસ્યો. વર્ગ તરફ એ ચાલ્યો ગયો.

❖

## [ ૨ ]

મ્હોટું મકાન હતું. મોજશોખના સાધનો પણ જણાતાં હતાં. એક વ્યાઘ્ર–ચર્મ ઉપર એક વૃદ્ધા બેઠી હતી. એની પ્રતિભા કંઇક તેજસ્વી લાગતી હતી. એના વસ્ત્રો સફેદ હતાં. એના હાથમાં માળા હતી.

બાજુમાં એક આરામખુરશી હતી. ત્યાં અંજની બેઠી હતી. એના હાથમાં શાળાનું પુસ્તક હતું. તે, તે પુસ્તક વાંચતી હતી.

'ગૌતમ હજુ કેમ નહિ આવ્યો હોય?' અંજની તરફ જોતાં વૃદ્ધાએ પૂછ્યું.

'ગૌતમ એકનો એક લાડીલો છે. લ્હેર કરવા દો, કોઇ ઉપહાર-ગૃહમાં કોઈ લ્હેરીલાલા સાથે ચાહ–ફાફડા ઉડાવતો હશે!' ચોપડીમાં જ જોતાં જોતાં અંજની બોલી.

'તું એને કેમ કાંઇ કહેતી નથી?' માળા તરફ જોતાં જોતાં વૃદ્ધા બોલ્યાં.

'હું શું કહું? ગૌતમ મારું ક્યાં કાંઇ માને છે? ગૌતમ ચાલાક છે. સમજુ છે. હું જો કાંઇ કહું તો મારૂં કાંઇ માને જ નહિ.' અંજનીએ ચોપડી બંધ કરી. આરામ–ખુરશી પર દેહ લંબાવતાં તે બોલી.

'તું નહિ કહે તો કાંઇ નહિ. હું કહીશ.' વૃદ્ધાએ અંજની તરફ જોઈ કહ્યું.

'બા, ગૌતમ શાળામાં કહેતો હતો કે કંઈક દુધીનો હલવો...!

'તારે તો દુધીનો હલવો ખાવો નથી ને? સંકોચ સાથે કેમ બોલે છે? ચોકખું કહે ને!' અંજનીના બોલાઇ રહ્યા પહેલાં બા બોલ્યાં.

'નારે, મારે તો કાંઈ દુધીનો હલવો ખાવો નથી.'

'કશી નથી. કહે તો કરી આપું.'

'ઉંહુ! પણ બા ગૌતમ શાળામાં કહેતો હતો કે બા એ પુરાણું સમાજશાસ્ત્ર...એ શું છે બા?'

અંજનીને શાળામાંનો ગૌતમ યાદ આવ્યો, તે બોલી.

'ગૌતમે કહ્યું હશે. રાત્રે સાધારણ મનુસ્મૃતિ જોતી હતી. ગૌતમે વાંચવા ન દીધું. એણે થોડાં પાના ફેરવી જોયાં. પછી એણે બોલી નાખ્યું. 'પુરાણું સમાજશાસ્ત્ર.'

'પાના ફેરવીને જ એટલું કહી નાંખ્યું?'

'ના થોડું ઘણું વાંચેલું.'

'કલાકેક વાંચ્યું હશે?'

'હા.'

'એમાં શું આવે છે, બા?'

'ગૌતમને પૂછજે.!' વૃદ્ધા કંઈક ગંભીર બની ગયાં હોય તેમ લાગતું હતું.

અંજની સમજી ગઈ. એ ચૂપ બની ગઈ.

સહેજ હસી. ફરીને પુસ્તક હાથમાં લીધું.



અડધોએક કલાક ચાલ્યો ગયો હતો. ગૌતમ કંઈ ગાતો ગાતો ઘરમાં દાખલ થતો હતો. અંજનીએ ગૌતમને જોયો, તે આરામ-ખુરશીમાંથી ઊભી થઇ. બા તરફ જોતાં તે બોલી. 'તો બા હવે હું જઈશ. બહુ મોડું થઈ ગયું!'

'ગૌતમને પુરાણું સમાજશાસ્ત્ર એ શું છે એ તો પૂછ. ઉતાવળ શા માટે કરે છે?' બાએ કહ્યું. અંજનીએ ગૌતમ તરફ જોયું. ગૌતમના કપાળમાં કરચલીઓ પડી ગઇ હતી.

'જવું હોય તો જવા દો ને બા. ખાસ કાંઇ કામ નથી. પુરાણું સમાજશાસ્ત્ર આજે સાવ નકામું લાગે છે, જૂના સમાજનો અભ્યાસ કરી વર્તમાન સમાજમાં આદર્શ ફેરફારો લાવી શકાય એવું એમાં ખાસ મને તો દેખાતું નથી...છતાંયે બીજાં કોઈ સમાજશાસ્ત્રના અભ્યાસીઓને એ પુસ્તક ગમી જાય તો પહેલાં યુવતીઓ, સ્ત્રીઓ અને વૃદ્ધાઓને તેથી ડરવાનું છે.!'

'શા માટે?' અંજનીએ આતુરતા બતાવતાં પૂછ્યું.

'સ્ત્રીનું ઘરની અંદર જ એમાં સ્થાન છે. એ તો ઠીક. પણ પુરુષે પોતાના ફાયદા માટે સ્ત્રીની સ્વતંત્રતા ઉપર એમાં ત્રાપ મારી છે

જાણે પગલે ને પગલે આ સમાજમાં ગુન્હાઓ કરતી હોય તેમ એ શાસ્ત્રના અભ્યાસથી આજે દેખાય છે.'

'તારી વાણી બરાબર નથી. તારી વાણીમાં સ્વસ્થતા નથી. કોઇ પણ પુસ્તકનો સંપૂર્ણ અભ્યાસ કર્યા સિવાય ગમે તેમ ન બોલી નાખવું જોઇએ.' બાએ ગૌતમને અર્ધેથી અટકાવી કહ્યું.

અંજની હસી. એણે ગૌતમ સામું જોયું. પછી તે બોલી. 'હું હવે જઇશ.'

'પણ હું તો ક્યારનો કહું છું તારે જવું હોય તો જા ને!' ગૌતમ બોલ્યો.

'દુધીનો હલવો નથી ખાવો, અંજની? બેસને.'

'હા, બરાબર છે. અંજની તું જ હલવો બનાવ.'

'પણ મારે ઉતાવળ છે ને.'

'કોઈ નહિ વઢે.' બાએ કહ્યું.



## [૩]

લગભગ એકાદ માસ ચાલ્યો ગયો. ગૌતમ અને અંજનીની વાર્ષિક પરીક્ષા પંદરેક દિવસ પછી શરુ થવાની હતી. રવિવારનો દિવસ હતો. સાંજના ચારેક વાગ્યા હશે. ગૌતમ કપડાં પહેરતો હતો. બાની સાથે એણે વાતચીત કરેલી એટલે લાગ્યું કે અંજનીને ઘેર જવા તૈયાર થતો હતો.

'થોડા દિવસ ઉપર મંદિર તરફ ગયેલી ત્યારે અંજનીની કાકી મળેલાં. કહેતાં હતાં કે હવે અંજનીનો વિવાહ જલદી કરી નાખવો છે.' બા ત્યાં કચરો વાળતાં હતાં, તેઓ બોલ્યાં.

'કાકી ગમે તેમ બોલતી હશે. અંજની જલદી વિવાહ ને લગ્ન કરી નાખવામાં માનતી નથી. એનામાં આધુનિક આદર્શોનો રંગાટ છે.'

'તો તું જોયા કરજે હવે.'

'જો ને, તું અંજનીને આજથી અહીં ભણવા આવે એમ કહેવા જાય છે, પણ તને તો અંજનીના કાકીના મનની હજુ ખબર નથી. તને કાંઇ નહિ કહે તો છેવટે અંજનીને વઢશે.'

'પણ અંજની ક્યાં કાકીને ગણકારે છે?'

'અંજની જ્યાં સુધી કાકીને ત્યાં છે ત્યાં સુધી અંજનીને કાકીનું

માન્યે જ છૂટકો. તારું મન રાખવા કદાચ કાકીની વિરુદ્ધ બની અંજની આવે પણ એથી અંજનીને તો પછી કાકીનું મૂંગે મોઢે સહન કરવાનું ને ?'

'પણ એક વખત તો મેં કહ્યું કે અંજની કાંઇ જ ગણકારે એવી નથી.'

'તને એમ કહેતી હશે. જરા અંજનીના હૃદયને પૂછજે !'

'સારું સારું ! ! હું એમાં કાંઈ સમજતો નથી. આધુનિક વિચારોને રાખવા છે અને પ્રાચીન રૂઢિને માન આપવું છે, એ તે કાંઈ બને ? ક્રાંતિ તો આવશે આવવાની હશે ત્યારે, પણ પોતાની સ્વતંત્રતાને ડરતાં ડરતાં સાચવે શું વળે ? હું તો અંજનીને કહી દઈશ કે ક્યાં તો તું આધુનિક આદર્શોને છોડી દે અગર તો પછી પ્રાચીન રૂઢિને મૂકી દે !'

'—એટલે તું એમ કહેવા માગે છે કે અંજની તારે ત્યાં આવે છે ફક્ત આધુનિક આદર્શોને લીધે, નહિ ?' બાએ ગૌતમને પૂછ્યું.

'એવું જ, એવું જ.'

'શું એવું જ ?' બાએ ગૌતમને ઓછી અક્કલવાળો માન્યો.

'હા, હા, એમ જ. હું હવે જઈશ. સાંજે વાત. બધું અંજનીને પૂછીશ.'

ગૌતમ ગયો. જતા ગૌતમ સામું જોઈ બા સહેજ હસ્યાં. આધુનિક આદર્શોમાં ઘસડાતો ગૌતમ અંજનીની લાગણીઓને સમજી શકતો નહોતો. એની મૂર્ખાઈ ઉપર બા હસ્યાં હતાં.

❖

'આવ રે ગૌતમ, બહુ જ દિવસે આવ્યો. મઝામાં તો છે ને ? બેસ હિંચકે બેસ. અંજની ગૌતમને પાણી તો આપ.'

ગૌતમના ચહેરા ઉપર એકદમ પ્રસન્નતા આવી ગઈ. રસ્તામાં એ વિચાર કરતો કરતો આવ્યો હતો. 'મને દેખતાંની સાથે જ અંજનીની કાકીનું મોઢું ફેરવાઈ જશે. કાકી અંજની તરફ તરત જ આંખો ખેંચશે. કાકીની હાજરીમાં અંજની સાથે વાત પણ નહિ કરી શકાય. અંજની પણ......ના ના, અંજની તો જરૂર કાકીને ગણકાર્યા સિવાય મારી સાથે બોલશે...' વિચારો કરતો કરતો ગૌતમ આવ્યો હતો એટલે એના ચહેરા ઉપર કંઇક ગંભીરતા હતી. કાકીની મીઠી વાણીથી ગૌતમની ગંભીરતા ચાલી ગઈ. એને કાકીમાં નર્યા નવા વિચારો જ જણાયા !

ગૌતમ આવ્યો ત્યારે અંજની ઇતિહાસ કે એવું કાંઇક વાંચતી હતી.

ગૌતમ હિંચકે બેઠો. અંજની પાણી લાવી. હાથમાં જ પાણીનો પ્યાલો રાખી ગૌતમ બોલ્યો, 'અંજની આજથી 'મારે ઘેર' વાંચવા આવવું પડશે. હું એકલો એકલો વાંચી પણ શકતો નથી.'

અંજની જરા હસી. બાજુ ઉપર બેઠાં બેઠાં કાકી ચોખામાંથી કાંકરીઓ કાઢી નાખવા મથતાં હતાં. તેમના સામું અંજનીએ જોયું. એને એમ લાગ્યું કે કાકી સાંભળી ગયાં નથી. પછી અંજની બોલી, 'તારે બીજા ઘણાય મિત્રો હશે. કોઇકને બોલાવ; અગર કોઇકને ત્યાં તું જા. હું આવું તે કેટલું ખરાબ ગણાય!'

'એમ? ખરાબ ગણાય? તારે આવવું જ પડશે અંજની! આમ તો મોટી નવા વિચારોવાળી છે...' ગૌતમ આગળ બોલત. ઉતાવળે બોલવા જતાં ગૌતમને અંજનીએ ઇશારાથી ચૂપ રહેવા કહ્યું, અને ગૌતમની કાકી તરફની પ્રસન્નતા હતી તે અદશ્ય થઈ ગઈ. ગૌતમ કાકી તરફ જોતાં ગંભીર બની ગયો.

પણ પછી કાકી કંઇક તો સાંભળી ગયાં હતા એમ હવે લાગ્યું. તેમણે પૂછ્યું, 'ક્યાં જવું છે અંજની?'

'ગૌતમ કહે છે કે બા રોજ યાદ કરે છે. કેમ હવે નથી આવતી! કાકી તમને કે મને કલ્પના પણ ના આવે એવું ગૌતમ બોલે છે, કહે છે કે બા તો એમ બોલતાં હતાં કે 'કાકીએ અંજનીને આપણે ત્યાં આવવાની ના પાડી હશે!'......ગૌતમ કહ્યા કરે છે, 'આવીશ ને?'

'હું ક્યાં ના પાડું છું! તારે જવું હોય તો જાને.'

'પરીક્ષાના દિવસો છે, અને વાંચવાનું ઘણું.' અંજની સામું આ વખતે ગૌતમ કડક આંખે જોતો હતો!

'ઇતિહાસ ભૂગોળ તો મને જરાએ નથી ફાવતાં.'

'તો કોઇને પૂછ, ગૌતમને પૂછ.'

'તે કાંઇ જરા વારમાં ઓછું જ પૂછાય છે.' અંજનીએ ગૌતમ સામું જોઈ જરા હસીને નીચું જોઇ ચોખા વીણતા કાકીને કહ્યું.

'—તો થોડો થોડો વખત ગૌતમ તું આવતો રહે. અંજનીનું વર્ષ બગડે નહિ.'

'હું અહીં આવું કેમ? અને પછી મારૂં વર્ષ બગડે તો? મારે પણ વાંચવાનું હોય કે નહિ? એમ હોય તો અંજનીને જ મારે ત્યાં મોકલો ને, અમે બન્ને સાથે જ અભ્યાસ કરીએ.' ગૌતમ બોલ્યો.

'તને સંસ્કૃત નથી ફાવતું નહિ? મને તો ઇતિહાસ લગારે ફાવતો જ નથીને...' અંજની ગૌતમ તરફ જોઇ કાકી સાંભળે તેમ બોલી.

'તો અરસપરસ એક બીજાને મદદ કેમ નથી કરતાં?' કાકી કંઇક ચીઢાતાં બોલ્યાં.

'હું તો હવે જઇશ અંજની. આ તરફ થઇને જતો હતો એટલે જરા આવી ગયો. મારે તો હજુ વાંચવું છે. ભૂગોળ વાંચી નથી. ઇતિહાસ તો નહિ વાંચુ તો પણ ચાલશે! સંસ્કૃતમાં તો ગોખણપટ્ટી વગર છૂટકો જ નથી.'

'તો અંજની તું ગૌતમને ત્યાં ભણવા જા. નાહક છેલ્લું વર્ષ બગડે નહિ.' કાકીએ કહ્યું. ગૌતમે શ્વાસ મૂક્યો. અંજની હસી ઉઠી.

'પણ કાકી, છેલ્લું વર્ષ કેમ?'

'હવે તું તારે હમણાં ભણ, પછી વાત.'

'સારું.' ઠંડે હૈયે અંજની બોલી.

થોડીવારે ગૌતમ ઉઠતો હતો ત્યારે અંજનીએ એને કહ્યું, 'હું કલાકેક પછી આવીશ.'

'તો સાથે જ જાને. જમવું હોય તો પછી જમજે.' કાકીએ કહ્યું.

'મારે ઘેર જમી લેજે. એમાં શું, મોડું થશે તો આપણું ઘર પણ મોટું છે. જો કે ઊંઘવાનું તો છે જ નહિ. વાંચ વાંચ કર્યા વગર છૂટકો નથી.'

'તો આવું છું. ઊભો રહે ગૌતમ.' અંજનીએ આજુબાજુ પાથરેલી પડેલી ચોપડીઓમાંથી ત્રણ ચાર ઉપાડી લીધી. કાકી કંઇક ન સમજાતું હોય તેમ અંજની–ગૌતમ તરફ જોઇ રહ્યાં. બન્ને ચાલી નીકળ્યાં. એમના ગયા પછી કાકી એકલાં બબડ્યાં' 'હશે! ભણવા દો!'

*

'રસ્તામાં કેટલા જણાએ આપણા તરફ આંગળીઓ ચીંધી?'

'એમાં તું કેમ ગભરાય છે અંજની?'

ગૌતમ અને અંજની ઘરમાં દાખલ થતાં થતાં બોલતાં હતાં. બાને જોતાંની સાથે જ ગૌતમ બોલ્યો, 'કેમ બા, તું ના પાડતી હતીને, અંજની આવી કે નહિ? કાકીએ જ રજા આપી. રાતે પણ અંજની અંહી જ સૂઇ જવાની છે.'

'મેં તને કહ્યું હતું ને કે અંજનીનો વિવાહ થવાનો છે એટલે વળી કાકીને એમ કે છોને ફરી લે!'

'હેં! મારો વિવાહ!' અંજની કંઇક વિચારમાં હતી. બા પૂરું બોલી રહ્યા ત્યારે જ એ ભાનમાં આવી હતી. સાધારણ રીતે એના કાન ઉપર બાના શબ્દો અથડાયા હતા...'અંજની...વિવાહ' એવું—એવું જ કંઇક. તે પહેલાં આશ્ચર્ય—અજાયબી પામી અને પછી હસતાં હસતાં બોલી.

'હા, કાકી મને કહેતાં હતાં. તું કેમ કાંઇ બોલતી જ નથી. જાણે સાવ અજાણી!' બાએ ફરી કહ્યું.

'હેં અંજની, સાચી વાત છે?' ગંભીરતાથી ગૌતમે પૂછ્યું.

'મને કાંઈ જ ખબર નથી.' એવી જ ગંભીરતા સાથે અંજનીએ જવાબ આપ્યો. પણ પછી તરત જ એ આગળ બોલી.

'હું તો હમણાં લગ્ન કરવાની નથી. મારે તો હજુ ઘણું ભણવું છે. કાકી કેમ મને કાંઇ કહે નહિ? બધાં સમજે છે તો ખરાં કે અંજનીને ભણાવી છે. હું ભણી છું. મને ખબર પણ ના હોય, ભાવી નાથને જોવાનું તો બાજુ પર રહ્યું, પણ મારો વિવાહ થવાનો છે, એ સુદ્ધાં પણ હું જાણું નહિ! કાલે વાત. ઘેર જઈને કાકીને સાફ—સાફ કહી દઈશ કે નાહક એવા ધતિંગોમાં પડે નહિ.' અંજનીએ આવેશ અને ગંભીરતાથી બોલવાનું શરુ કર્યું, અને હસતાં હસતાં પૂરું કર્યું. તરત જ ગૌતમ બોલ્યો:

'હેં બા! તું અંજનીને શું સમજે છે? કાકીને કાંઇક છક્કડ ખવડાવી દેશે. અત્યારે પણ છક્કડ ખવડાવીને જ અહીં આવી છે, કંઇક આડું અવળું સમજાવીને વિવાહ બંધ કરાવી નાખશે. નહિ થવા દે.'

'બસ! ગૌતમ હું અહીં ભણવા આવી છું!'

ગૌતમ ચોંક્યો. તે બોલ્યો. 'તે ભણ જા ઉપર. મને એમાં શું કહે છે? ભણવા આવી છું. હું નથી જાણતો નહિ?' ગૌતમ તો બોલી ગયો. અંજનીએ કાંઇ જવાબ ના આપ્યો. તે સાવ શાંત વદને જવા લાગી. ઉપર ગૌતમ રોજ જ્યાં ભણતો ત્યાં તે આવી. ચૂપ-ચાપ બેઠી. કંઇક વિચારતી હતી. કંઇક ગંભીરતાથી.

નીચે ગૌતમ અને બા વાતો કરતા હતા. ગૌતમ બોલ્યો. 'બા ભૂખ લાગી છે.'

'તો અંજનીને બોલાવને !'

'ઉંહુ! કંઇક રકાબીમાં નાસ્તો આપને. ઉપર લઈ જઇશ. બન્ને ખાઇશું'

'મમરા છે. બીજું કાંઇ નથી. છ વાગ્યા છે. કલાકેક પછી જમવાનું તૈયાર થશે. આપું મમરા?'

'હા. હા.'

જાણે અંજની આવી છે અને ગૌતમ હોંસીલો ના બન્યો હોય એવું લાગતું હતું.

'વિવાહની વાત તેં અંજનીને ના કહી હોત તો કેવું સારું.' ગૌતમે બાને થોડીવારે કહ્યું.

'નહીતરે અંજની ઓછી જ જાણ્યા વગર રહેવાની હતી.' બાએ તરત જ કહ્યું.

*

'લે અંજની લે. હું મમરા લાવ્યો છું.'

'તું નાનો કીકો છે? મારે નથી ખાવા.'

'હા ! હું જાણું છું તું ભણવા આવી છું. મમરા પણ નહિ લે?' ગૌતમ ઉપર આવ્યો અને વાતચીત શરુ થઈ.

'હં. શું અંજની, તને ઇતિહાસ નથી આવડતો નહિ? સંયુક્તા અને પૃથ્વિરાજનું જીવન તો પૂછાય એવું જ છે!'

'બસ. ગૌતમ હું ઘેર જઈશ. થોડા દિવસ પછી પરીક્ષા છે. રોજ ગમ્મત કરતા હતા. હવે નહિ!'

'વિવાહ થવાનો છે, એટલે નહિ?'

'ગૌતમ.' ભારપૂર્વક, જરા જોરથી અંજની રૂંધાતા સ્વરે બોલી. ગૌતમ એના ચહેરા સામું જોઈ રહ્યો. જાણે અંજની હમણાં જ રડી પડશે.

'અરે–અરે અંજુ! તને શું થાય છે?' અને અંજુ રડી પડી.

'અંજુ–અંજની.' ગૌતમ એની ભીની આંખો તરફ જોવા લાગ્યો.

'નાની કીકી નહિ તો, ચાલ મમરા લે.' અંજની ધીમી પડી ગઈ. ગૌતમના ચહેરા સામું જ તે જોઈ રહી હતી.

'ગૌતમ મને સમજી શકતો જ નહિ હોય. એનામાં ગંભીરતા ક્યાંય દેખાય છે? એણે સાંભળ્યું તો છે કે મારો વિવાહ થવાનો છે. છતાં એના હૈયે કાંઇ જ અસર નહિ? ગૌતમ આજે કેમ સાવ

નિર્દોષ જણાય છે? એ ઢોંગ કરતો હશે? મારી સામું નિસ્તેજ દૃષ્ટિએ કેમ જુએ છે? એની ભાવનાભરી આંખો ક્યાં? આ ગૌતમ છે? મારાં આંસુ એણે લૂછ્યાં. હું એને સમજાવું? હજુ પણ સમજાવું? ગૌતમ...ગૌતમ...ગૌતમ ?.

આમ વિચારતી અંજની છેલ્લે છેલ્લે એકાએક એક વખત 'ગૌતમ' બોલી ગઈ. મમરા સામું જોતાં ગૌતમે તરતજ ઊંચુ જોયું. બ્હાવરી અંજનીને જોઈ એને અજાયબી લાગી. એ સહેજ હસ્યો, તે બોલ્યો કંઈક ભાવના સાથે. 'લે મમરા.'

અને અંજનીએ ચૂપચાપ મમરા લીધા.

'આપણે તો મિત્રો જ રહેવાના, નહિ?' મમરા ખાતાં ખાતાં અંજનીએ ગૌતમને પૂછ્યું.

'તને શું થયું છે અંજની? માથું દુઃખતું હોય તો દવા લાવું. તાવ આવતો હોય તો કવીનાઈન આપું.'

'તું આમ કેમ બોલે છે, ગૌતમ? તને ખબર નથી મારો વિવાહ થવાનો છે?'

'ઓહ! એટલે? ઠીક. પણ તું કયાં વિવાહ માન્ય રાખવાની છે? તું કયાં લગ્ન કરવાની છે? પછી મને શું લાગે? તું કયાં રૂઢિ–પ્રણાલી તરફ પરાણે ઘસડાવા તૈયાર થવાની છે? તું તો તારા વિચારો પ્રમાણે જ વર્તવાની છે, પછી હું શા માટે ગંભીર બનું? વિચાર કરું?' ઝટ–ઝટ ગૌતમ બોલી ગયો. અને હવે અંજની હસી. ગૌતમ તો હસતો જ હતો.

ગૌતમ અને અંજની સાથે સાથે પેલી રકાબીમાંથી મમરા ખાતાં હતાં.



પરોઢ હતી.

અંજની બેઠી બેઠી વાંચતી હતી. અંજનીથી સહેજ દૂર ગૌતમ સૂતાં સૂતાં વાંચતો હતો.

અંજનીએ પૂછ્યું. 'ગૌતમ તું કયારે લગ્ન કરવાનો છે?' ગૌતમ બેઠો થયો. ચોપડીને બંધ કરી તે બોલ્યો.

'બહુ વાંચ્યું. હવે તો ઊંઘ આવે છે.' બેઠા બેઠા ગૌતમે ઝોકા ખાવા માંડયા...વળી પછીથી તે બોલ્યો 'શું અંજની? તેં કંઇક પૂછ્યું નહિ? તારે વહેલા લગ્ન કરવાના છે એમ.' અંજનીએ ગૌતમ સામું આંખો કાઢી.

'ના. તારાં લગ્ન, તું લગ્ન ક્યારે કરવાનો છે ?'

'અંહં ! હું ને ? હમણાં કાંઈ ખાસ વિચાર નથી.'

'કન્યા તો શોધી રાખી હશે ?'

'મારા લાયક કન્યા હજુ મને મળી નથી. અને હું તો હજુ કીકો છું, એટલે પછી લગ્ન કરવાની ખાસ કાંઈ મારે ઉતાવળ પણ નથી. એકાદ કીકી, ના રે ના પરણવું જ નથી.'

'ગોટાળા કેમ વાળે છે ગૌતમ, મને સ્પષ્ટ કહે ને. તું લગ્ન ક્યારે કરવાનો છે ?'

'અરે પણ તું કેવી વાત કરે છે ? હજુ મને અઢાર વર્ષ પણ પૂરાં નથી થયાં. સહેજે કદાચ બે ત્રણ વર્ષ લાગવાના. તું તો ફાવી. પરીક્ષા પછી જ તારા લગ્ન લેવાશે નહિ ? મને બોલાવોશને ?' અંજનીની ચોપડીમાં જોતાં જોતાં ગૌતમ બોલ્યો.

અંજની ગૌતમના ચહેરા તરફ તાકી જ રહી. પછી તે બોલી. 'હા. તું આવીશને ?'

'જરૂર વળી.' તરતજ ગૌતમે કહ્યું.

'ઠીક ત્યારે મને વાંચવા દે.'

'તે હું ક્યાં ના પાડું છું, મને વાંચતો તો તેં બંધ કર્યો. વાંચને કોણ રોકે છે.'

પોતાની ચોપડી લઈને ગૌતમ ફરી સૂતાં સૂતાં વાંચવા લાગ્યો. થોડીવારે ગૌતમે ચોપડીને છાતી ઉપર મૂકી દીધી. આંખો મીંચી દીધી. ગૌતમ ઊંઘમાં પડ્યો. અંજનીને તેની ખબર પડી. અંજની વાંચતી તો નહોતી જ. વિચારો જ કર્યાં કરતી હતી. તે ગૌતમના ચહેરા તરફ જોઈ રહી. જોવાજ માંડ્યું...જાણે તેજ પીતી ના હોય.

'ગૌતમ, એ તેજસ્વી છે ખરો ? કેવો નિર્દોષ એનો ચહેરો છે ? સાચે જ તે એવો જ નિર્દોષ હશે ?'

ઘણીવાર સુધી આમને આમ અંજની ગૌતમને જોઈ રહી. કલાકેક થયો હશે. મચ્છર હશે. કદાચ જીવડું હશે—ગમે તે હોય—ગૌતમના કપાળ ઉપર બેઠું હતું. અંજનીએ તે જોયું. અંજની ગૌતમની નજીક ગઈ. ધીમે રહીને એણે ફૂંક મારી.

પણ ગૌતમ તો હજુ ઊંઘતો જ હતો.

અંજનીએ એક નિશ્વાસ નાખ્યો. 'હું પણ સૂઈ જઉં તો ?'

બીજું કાંઈ પાથરેલું પણ નહોતું. ગૌતમની બાજુમાં તો બહુ જ થોડી જગ્યા હતી. પણ...પણ તે...એનો ચહેરો બોલી ઊઠ્યો, 'ના. ના. ના. ગૌતમ મને કેમ ન કહે ?'

બરાબર આજ વખતે ખુલ્લી બારીમાંથી જોસભેર પવન આવ્યો. ગૌતમ સહેજ હાલ્યો. અંજની માટે જાણે વધારે જગ્યા કરી આપતો ન હોય. અંજનીને પણ એમ લાગ્યું. તે ભાવભર્યું હસી.

એનો નાજુક હાથ એણે ગૌતમના બાહુ ઉપર મૂક્યો....અને તરતજ ઉઠાવી લીધો, બોલી 'મને શો અધિકાર ?'

ફરીને એજ ખુલ્લી બારીમાંથી એવો જ સખ્ત પવન આવ્યો. ગૌતમના માથાના વાળ ફરફરતા હતા. અંજનીના વાળ પણ એવી જ રીતે ફરફરતા હતા.

'હું ગૌતમને ઉઠાડું. વાંચવા!' એકાએક કંઇક વિચાર આવ્યો હોય તેમ અંજની સ્વસ્થ બની. એકદમ ગૌતમને હલાવી નાખ્યો. ધીમેથી તે બોલતી હતી. 'ગૌતમ–ગૌતમ' ધીમેથી જાગતા ગૌતમે અંજનીને પકડી લીધી. તે બોલી ઊઠ્યો, 'અંજની–હું છું–અંજની?

પણ ગૌતમ ચમક્યો. સાચેસાચ અંજની એને ઉઠાડતી હતી. તે શરમાઈ ગયો. તે બોલ્યો.

'માફ કરજે અંજની.'

'કાંઇ નહિ.' જાણે અંજની ખુશ થઈને બોલતી ના હોય. તરત જ એણે આગળ પણ કહી દીધું–નીચું જોતાં જોતાં.

'મને એવું ખૂબ ગમે છે.'

ગૌતમ સ્વસ્થ બની ગયો. એકદમ તે બોલ્યો, 'અંજની.' એટલી જ સ્વસ્થ અંજની બની. તે પણ તરતજ બોલી 'ગૌતમ.'

બન્ને સ્વસ્થ હતાં.

બન્નેએ એકબીજાને કંઇક કહ્યું.

બન્નેને એવું લાગતું હોય તેમ બન્નેના ચહેરા ઉપરથી જણાતું હતું.



## [૪]

ત્રણેક દિવસથી કાકીને અંજની બદલાઇ ગઈ હોય તેમ લાગતું હતું. શૂન્યમૂઢ બની ગઈ હતી. કાંઈ બોલતીજ નહોતી, કાકી રાંધતા હતાં. અંજની જમવા બેઠી હતી.

'અંજની આપણે તો રહ્યાં બૈરાંલોક, પરીક્ષાની બહુ ચિંતા ન કરીશ, નાહક શરીર બગડશે. બહુ બહુ વાંચીશ પણ નહિ. તારે ક્યાં કમાવા જવાનું છે. 

કાકી આટલું બોલી અટક્યાં, પણ અંજની કાંઈ બોલી નહિ.

'અને તારો વિવાહ કરીશું કોઇ પૈસાદારને ત્યાં એટલે તારે પૈસાની અને સુખની તો ચિંતા જ નહિ. ગરીબ મૂરતીયો શોધીએ તો તારે દુઃખી થવું પડે ને!'

'કાકી એવી વાત જ ન કરશો. હમણાં વિવાહ-લગ્નની પંચાતમાં પડશો જ નહિ. મારે તો હજુ ભણવું છે.'

'તે ભણજે એમાં વિવાહ. લગ્નને શું? છોકરી કાંઇ કુંવારી રહી સાંભળી છે?'

'તે વાત સાચી હશે. પણ હમણાં વિવાહ-લગ્નનું મને મન જ નથી.'

'આ આજના ભણેલાંઓને આવા નકામા ટાહ્યલાં કરતાં જ ખૂબ આવડે છે, તારે શું તો, તું શું સમજે એમાં? તું ને ગૌતમ ગમે તેમ બોલો એમાં બહાર શું બધા વાતો કરે છે, ખબર છે?'

'એટલે હું ગૌતમ સાથે બોલું છું એમાં તમે મારો વિવાહ કરવાના છો ખરું ને?' અંજનીએ કહ્યું.

'એવું કોણ કહે છે? પણ તું જો ને ઉમરલાયક થઈ એટલે કાંઈ ચાલે?'

'એમ હશે તો હું ગૌતમ સાથે નહિ બોલું. મારે વિવાહ હમણાં નથી કરવો.'

'બહુ થયું, ચાલો, ગૌતમ સાથે તને બોલવાની કોણ ના પાડે છે? એવું અવળું અવળું કેમ બોલે છે? કહેજે તારા કાકાને વિવાહ ના કરવો હોય તો. ભણેલો ગણેલો સારો વર છે. બે દિવસ પછી તો વિવાહનું નક્કી થયું છે. અને આજ તું કહે છે વિવાહ નથી કરવો! દીધા બોલ હવે ફેરવાય શી રીતે? તું તારે તારૂં કામ કર્યા કર. તને દુઃખ જરાએ નહિ આવે એવી ગોઠવણ કરીશું. આવું ઘર ફરી મળવું પણ મુશ્કેલ છે.'

'પણ...' અંજની આગળ બોલે તે પહેલાં કાકીએ આગળ ચાલુ કર્યું.

❖

એ દિવસથી અંજની ગૌતમને ઘેર જતી નહોતી. અઠવાડિયા પહેલાંની અંજની—હસતી અંજની કોણ જાણે સાવ ગંભીર બની ગઈ હતી. એને લાગતું હતું કે તે અસાધ્ય નથી. છતાંયે કોઇ અદશ્ય એવી બે લાગણીઓ વચ્ચે અંજની રહેંસાતી હોય, એમ એની ગંભીરતા કહેતી હતી.

'શું કરવું? શું ન કરવું? એ કોણ હશે? એને જોએલ પણ નથી. કાકી કંઇક એવું નામ બોલેલાં યજ્ઞેશ કે એવું કંઈક નામ હતું. ગૌતમને જરાએ દુઃખ નહિ થાય? એ કેમ સ્પષ્ટ કાંઇ બોલતો નથી? એ કેમ સાવ મૂંગો રહે છે? ચૂપચાપ જોયા જ કરું? થશે થવાનું હશે તે! અંજની–અંજની–ક્યાં ગયા તારા આધુનિક વિચારો, ક્યાં ગઈ તારી ગૌતમની ભવ્ય ઇમારતો? અંજનીએ હજી ક્યાં લગ્ન કર્યાં છે? ના, ના,—એ થાય. અંજની પરણે... અંજની પરણી! ગૌતમને કહી દઉં કે... પણ ના ગૌતમ શા માટે એમ ન કહે? યજ્ઞેશ જોઉં તો ખરી. આજ બધા આવવાના છે. એ પણ હશે. એ—એ ના, ના, 'એ' યજ્ઞેશ હશે. મારે શું? અત્યારથી શું? 'એ' શા માટે? ગૌતમને તો કશી ખબર પણ નથી. એ જાણશે તો? હા જરુર હું જ એને જણાવું. બધું જણાવું. આજેજ. પછી જોઉં ગૌતમ શું કહે છે!'

'અંજની! કાકીએ કહ્યું. કાકાએ કહ્યું. સારી દુનિયા કહે છે. પુરાણો કહે છે. નવલકથાઓ કહે છે. પેલી કમળા, કુમારી, મૈયા, અરવીંદા, હંસા બધા કહે છે. 'અમને ય તારા જેવી હોંશ હતી. અંજની એ બધા જુઠ્ઠા હોય છે.' ના. ના. ગૌતમ જુઠ્ઠો નથી. 'અમે પણ માનતા હતાં' 'પણ ગૌતમને તો દિલ છે.' 'તે હશે. તારું કાંઇ નહિ ચાલે. એકલી થોડું રડી લેજે. ગૌતમ તારો હશે તો ...તો પણ ગૌતમ નહિ આવે.'

'ગૌતમ ન આવે?! એ આવશે. હું એને બોલાવીશ. મારું બધું એને કહીશ!'

અંજની ઇતિહાસ વાંચતા વાંચતા વિચારતી હતી. હમણાં જ જાણે એની આંખોમાં આંસું ભરાયા હોય તેમ લાગતું હતું, એની આંસુથી ભરાયેલી આંખો ઉપર એણે જોરથી હાથ ફેરવ્યા. આંસુ

લૂછ્યાં. એમાં હૈયાનો પુકાર હતો. 'મારાં આંસુ લૂછનાર પણ કોઈ નહિ?' 

•

પડોશમાંથી અને ન્યાતજાતના થઇ પચ્ચીસ ત્રીશ માણસો હશે. અંજનીનો વિવાહ થતો હતો.

પણ અંજની તો અહીં આટલામાં ક્યાંય દેખાતી નહોતી. કાકી ગોળના પડીઆ ભરતા હતા. કાકા સૌની વચ્ચે બેઠા હતા.

અંદરના ઓરડામાં કાકી સોપારીનો ડબ્બો લેવા આવ્યાં. કાકાએ મંગાવ્યો હતો. અંજની ત્યાં ઢીચણ વચ્ચે માથું રાખી ગૂપચૂપ બેઠી હતી. કાકાએ એ જોયું. તેઓ બોલ્યા. 'અંજની! શરમ આવે છે?'

પણ અંજનીએ કાંઇ ઉત્તર આપ્યો નહિ. અંજનીની આંખો કંઇક લાલધુમ બની ગઇ હતી.

'ગૌતમ આવ્યો હશે?' અંજનીએ ઢીચણ વચ્ચે માથું નાખ્યું. ગૌતમની એને યાદ આવે, અને એના દિલમાં ગૌતમનો જાણે કોઇ ગુન્હો કર્યો હોય તેમ લાગતું હતું. એ ધ્રુજી ઊઠતી હતી.

'હા 'એ' આવ્યા હશે, એમની કોઇ બહેન પણ સાથે આવી છે. એમને મોઢે મોઢે કહી દઉં? કહી દઉં? કે! કે! કે મારી ઇચ્છા વિરુદ્ધ વિવાહ થાય છે...ગૌતમ.'

બહુ જ ધીમા શ્વાસે છેલ્લો શબ્દ અંજની બોલી.

ઓચિંતી આજ વખતે 'ભાભી' કરતી એક પંદર સોળ વર્ષની બાળા અંદર આવી. ધીમેથી બોલાયેલો અંજનીનો સ્વર–શબ્દ કદાચ આ બાળાએ સાંભળ્યો પણ હોય. એ બહુ હોંશથી આવી હતી. એના હૈયામાં એના ભાઈના થતા વિવાહથી અનેરો આનંદ હતો. ભાભીને જોવાની એને હોંશ હતી. હસતી ભાભી એને જોવી હતી.

અંજનીએ ઊંચું જોયું હતું. ગંભીર લાગતી અંજની મહામુશ્કેલીથી જાણે સહેજ હસી હોય તેમ જણાયું. પેલી બાળાને કંઈક સમજાયું, કંઈક ન સમજાયું.

બહારના ઓરડામાંથી આ વખતે કાકીનો અવાજ સંભળાયો.

'ગૌતમ! આવને. તને તો અંજનીએ કહ્યું હશે. આજ અંજનીનો વિવાહ છે!'

'હેં! મને તો ખબર જ નથી. અંજની ક્યાં છે?'

'અંદર.'

અંજનીએ આ બધું સાંભળ્યું હોય તેમ લાગતું હતું. તેણે ફરી એક વખત માથું ઢીંચણ વચ્ચે નાખ્યું. પણ એને કંઇક યાદ આવ્યું. ફરી તેણે ઊંચું જોયું. તે બોલી 'બેસોને'

ગૌતમ અંદર આવ્યો. અંજની સામું તેણે જોયું. અંજનીએ પણ ગૌતમ સામું જોયું. ગૌતમ તો કાંઇ ન બોલ્યો. ચૂપ હતો. અંજની ફીકકું હસી હતી. તેણે ગૌતમને પણ કહ્યું, 'બેસોને'.

પણ ગૌતમ ઊભો જ હતો. પેલી બાળાએ ગૌતમ સામું જોયું. ગૌતમે તે બાળા સામું જોયું. ગૌતમે તેને પૂછ્યું, 'તમારું નામ?'

'નીરૂ.' તરત જ તે બાલા બોલી.

'આ તમારા ભાભી થાય ખરું ને?' ગૌતમે સહેજ હસીને પૂછ્યું.

'હા—અને તમારે?' નીરૂએ ગૌતમને પૂછ્યું.

'મારે...?' ગૌતમે કાંઈ જવાબ ન આપ્યો, એણે અંજની તરફ નજર નાખી. અંજનીએ એક નિઃશ્વાસ નાખ્યો. ગૌતમ બહાર ચાલ્યો ગયો. નીરૂએ અંજની સામું જોયું. એને કંઈક સમજાયું, નહોતું સમજાયું તે. નીરૂ ચૂપ રહી. અંજની ભાભીને તે વધુને વધુ સમજતી હતી.

અંજનીને નીરૂના ચહેરા ઉપરથી લાગતું હતું કે હમણાં નીરૂ પોતાને કંઇક પૂછશે, પણ નીરૂએ કાંઇ ન પૂછ્યું.

—એટલામાં કાકી ઓરડામાં આવ્યાં. કાકીને જોઈ નીરૂ બોલી, 'ગૌતમને મોકલજો.' કાકી તો ઉત્સાહભર્યાં કામમાં હતાં, તેમણે કહ્યું, 'સારું.'

કાકીએ બહાર આવી ગૌતમ માટે આજુબાજુ નજર નાખી. પણ ગૌત્તમ એમને દેખાયો નહિ. અને કાકી તો પછી એમનાં કામમાં જ પરોવાઈ ગયાં.

બહુ વાર થઈ. અંજની ગૌતમની રાહ જોતી હશે. ગૌતમ આવ્યો નહિ. તે ઊભી થઈ. 'ચાલો બહાર જઇએ.' નીરૂને તેણે કહ્યું.

અંજનીના હૈયામાં કંઇક ડંખ હતો. તે ગૌતમની માફી માંગવા ચાહતી હોય તેમ જણાતું હતું.

અંજનીએ ગૌતમને બહાર દીઠો નહિ. તેણે ફરી નીરૂને કહ્યું; 'ચાલો અગાશીમાં જઇએ.'

ત્યાં ગૌતમ હતો. ખૂબ ઊંડા વિચારમાં પડી ગયો હોય તેમ 
લાગતું હતું.

અંજની એને જોઈ રહી. નીરૂ તો ચૂપચાપ બધું નીરખ્યા કરતી હતી. શું બોલવું અને શું ન બોલવું એના જ વિચારોમાં નીરૂ ગૂમ થઇ ગઈ હશે. એ ગમે તેમ હોય...પણ અંજની ? ગૌતમ ?

બન્નેમાંથી કોઇ કાંઈ બોલતું જ નહોતું. અંજનીને કંઇક બોલવું હતું પણ એ બોલી શકતી નહોતી. પણ એટલામાં ગૌતમ બોલ્યો.

'હવે તો ઇતિહાસ બરાબર ફાવે છે ને ? બે ત્રણ દિવસથી નહિ આવેલ એટલે મને લાગ્યું કે બધું આવડી ગયું હશે.'

અંજની કંઈક તેજભર્યાં નયને ગૌતમને જોવા લાગી. તે બોલી. 'હા. બધું ફાવે છે.' પણ સાવ ધીમેથી ગંભીર શબ્દોમાં બોલી હતી.

'સાંજે ઘેર તો આવજે, મને નહોતું કહેવું તો બાને તો કહેવું હતું, કે મારો આજે વિવાહ થવાનો છે.'

અંજનીએ તે સાંભળ્યું. તેને લાગ્યું કે જાણે તેણે એક વધુ ગુન્હો કર્યો છે. 'બાને કહ્યું હોત તો બાએ ગૌતમને કહ્યું હોતને ?'

'હું સાંજે ઘેર આવીશ.' વિચારતી અંજની બોલી. ગૌતમે અંજની સામું જોયું, પછી નીરૂ સામું જોયું.

તે બોલ્યો, 'તમે પણ આવજો.'

એકાએક ગૌતમને કંઇક યાદ આવ્યું. તે નીરૂને કહેવા લાગ્યો. 'તમારા ભાઈ નથી આવ્યા ?'

'આવ્યા છે ને,' તરત જ નીરૂ બોલી.

'ક્યાં છે ?'

'બહાર હશે.' અને ગૌતમ ચાલ્યો ગયો.

❖

બધી વિધિ થઇ ગઈ હશે. સૌ વિખરાતા હતા. અંજનીએ જોયું તો ગૌતમ એક બાજુ એકલો ઊભો હતો. હવે તે ઘેર જવા તૈયાર થતો હતો. કાકી અંજની અને ગૌતમને જોતાં હતાં. ગોળનો એક પડિયો લઇ તેઓ ગૌતમ પાસે આવ્યાં.

પણ ગૌતમે તો અંજની સાંભળે તેમ કહ્યું: 'અંજુ સાથે મોકલાવજો. સાંજે એ આવવાની છે.' ગૌતમ પાછો ગયો.

અંજનીના હૈયામાં ધબકારા વધતાં હતાં. 'અંજુ—અંજુ—અંજુ'

 અંજનીએ હજુ યજ્ઞેશને નહિ જોએલ હોય. હવે તેણે નીરુને પૂછ્યું, 'તમારા ભાઈ ક્યાં છે? કોણ છે? ભણતા હશે?'

સામટા પ્રશ્નો અંજનીએ પૂછ્યા. નીરુને અજાયબી લાગી. તેણે આજુબાજુ નજર ફેરવી પછી તે બોલી, 'આટલામાં જ ક્યાંક હશે, બહાર કોઈની સાથે ગયા હશે, જમવાનું છે એટલે હમણા આવશે.

'તમે જ એમની સાથે વાતો કરજોને.'

'હા, મારે તો એમને ઘણી વાતો કહેવાની છે!' વિશ્વાસ સાથે અંજની બોલી.

'તો હું જ ભાઈને કહીશ. તમારી સાથે એ પહેલાં બોલે.'

'અને હા—બરાબર છે. પછી હું કંઈક કહીશ.' અંજની ઉતાવળે બોલી. બોલી ગઈ પછી એને લાગ્યું કે બોલવામાં કંઈક ભૂલ કરી છે.

❖

'કોણ જાણે શાથી હું પિસાઈ રહી છું. જમવા બેઠી. એમની સાથે! એ પણ ભવ્ય છે. કેમ કાંઈ બોલી જ શકાતું નથી? શા માટે હું સ્પષ્ટ—સ્પષ્ટ ન કહી દઉં? પણ તો ક્યાં મને કોઈ રોકે છે? યજ્ઞેશ, ગૌર મુખ, ભરાવદાર, ગૌતમ જેવું જ શરીર, બોલે છે કંઈક ગમે એવું કંઈક અસાધારણ વિવેકથી, પણ એમાં મારે શું?

...હમણાં જવાનું છે ગૌતમને ઘેર. નીરુએ કહ્યું 'મારા ભાઈ પણ આપણી સાથે આવશે.' નીરુ બધું સમજી હશે? સમજી હોય તો પણ શું? યજ્ઞેશને કહ્યું હશે? ભલેને કહ્યું—ખોટું શું? તેઓ સાથે આવશે. ગૌતમને કેવું લાગશે?'

નાની સરખી ભગવાનની ભીંત ઉપર એક છબી હતી. ત્યાં ઊભા ઊભા અંજની વિચારતી હતી. ભગવાનની છબીમાં વેધક દૃષ્ટિએ જોતાં જોતાં.

એટલામાં કાકીનો અવાજ આવ્યો. 'અંજની, જો ગૌતમના બા જ તને બોલાવવા આવ્યાં છે. તેં એમને કાંઇ કહ્યું જ નહિ? એ તો કહે છે મને ખબર હોત તો હું આવત નહિ. મને શી ખબર, તું ગૌતમની પાસે જતી, એમને ઘેર જતી, એટલે મને લાગેલું કે તેં એમને વિવાહનું કહ્યું હશે.'

❖

રસ્તામાં વાતચીત થઇ હશે. ગૌતમ ઘેર નહોતો. બાગમાં ફરવા ગયો હતો. બા એમ કહેતાં હતાં.

‘પણ બા, ગૌતમના બહાર જવાના કપડાં તો અહીં જ પડ્યાં છે. 
આટલામાં તો ક્યાંય નથી ગયેલ ને ?’

‘ના, આજે પહેરે લુગડે ગયો છે. બે ત્રણ દિવસથી સહેજસાજ તબિયત ઠીક નહોતી, આજે કહેતો હતો કે મારૂં માથું ખૂબ દુ:ખે છે. બહુ વાંચ વાંચ કરવાની એને ટેવ નથી, અને બે દિવસથી કદી વાંચતો જ નથી. કોઈ દિવસ નહિ અને આજે એનું માથુ ચઢ્યું. એને ખબર નહિ હોય કે તમે બધાં આવવાના છો નહિતર એ હાજર જ રહેત.’

‘ના, ભાભીએ કંઈક સવારમાં કહેલું કે અમે બધાં આવવાના છીએ, નહિ ભાભી?’ નીરૂએ બોલી નાખ્યું.

બા બોલી ગએલાં ત્યારે અંજની કોણ જાણે શાથી યજ્ઞેશ સામું જોયા કરતી હતી.

‘તમે જાવ બધાં ઉપર બેસોને. બપોરે ગૌતમ રૂપિયાની મિઠાઈ લાવ્યો હતો. કહેતો હતો કે અંજની ને બધાં કદાચ આજ આવશે, આવે તો આપજે, ઘેર આપવા આવત પણ—હશે બધાં બેસો તો ખરાં. હું રકાબીમાં લાવું છું.’

ત્રણે ઉપર તો ગયાં. યજ્ઞેશ બહુ જ ગંભીર અને બહુ જ ઓછા-બોલો લાગતો હતો. અંજનીને તો ફાકીએ કહ્યું કે બહુ જ ચાલાક, બહુ જ તોફાની અને બહુ બોલો છે. કોણ જાણે સવારમાં સાથે જમતી વખતે તો એમના ચહેરા ઉપર કેટલોક ઉત્સાહ, થોડો ઉલ્લાસ, કંઈક ઉમંગ હૈયામાં ભરેલા હોય તેમ લાગતું હતું. અંજનીની જે દશા સવારમાં હતી એ જ દશા, એવી જ માનસિક પરિસ્થિતિ અત્યારે યજ્ઞેશમાં જણાતી હતી. હશે! એ ગમે તેમ હોય.

યજ્ઞેશે ઉપર આવી બહુ જ ભાવસૂચક રીતે, અંજની તરફ જોઈ કહ્યું, ‘નીરૂ કહે છે તે બધું સાચું છે ને?’

અંજની કોણ જાણે શાથી એકદમ અજાણી બની ગઈ. તે બોલી ઊઠી: ‘શું?’

યજ્ઞેશે પછી નીરૂ સામું જોયું. નીરૂ નીચું જોતી હતી. નીરૂ ચૂપ જ રહી.

અને એટલામાં તો બાને બદલે ગૌતમ એ મિઠાઈની રકાબીઓ લઈને ઉપર આવતો હતો. ઝડપથી પગલાં ભરીને આવતો ગૌતમ બધાંની નજીક આવતી વખતે એકદમ ધીમો પડી ગયો. એનો ચહેરો ઝડપથી ફેરવાઈ ગયો. ગૌતમ લાગણીવશ બની ગયો.

 એનું હૈયું દુઃખાતું હોય એમ લાગ્યું. સૌની મિઠાઈ સૌને આપી અને તે કાંઈ પણ બોલ્યા વિના કે સાંભળવા ઊભા રહ્યા વિના તરત જ પાછો ફર્યો. અંજનીએ આ જોયું. યજ્ઞેશે પણ આ જોયું હતું. યજ્ઞેશે બહુ જ ધીમો નિશ્વાસ નાખ્યો હતો. તેણે અંજની સામું જોયું. અને અંજની? એવી જ, એવાજ પ્રકારની લાગણીવશતા, ગૌતમના ચહેરા ઉપર હતી તેવી લાગણીવશતામાં સપડાઈ હોય તેમ લાગતું હતું.

પંદરેક મિનિટ ચાલી ગઈ. ગૌતમ ફરી ન જ આવ્યો. થોડીવારે બા ઉપર પાણી લઈને આવ્યાં. એમણે જોયું તો અંજની, નીરૂ કે યજ્ઞેશ, ત્રણેમાંથી કોઈએ કાંઈ ખાધું જ નહોતું.

'કેમ?' તેઓએ પૂછ્યું. પાણીના પ્યાલા બાજુ ઉપર મૂકયા. મિઠાઈ સામું જોઈને તેઓ બોલેલાં.

યજ્ઞેશ બોલ્યો, 'ગૌતમભાઈને તો મોકલો.'

ધીમેથી નીચે જોતી અંજની આ વખતે ગૌતમનું નામ સાંભળી, વધુ લાગણીવશ બની. એક નિશ્વાસ નાખી યજ્ઞેશ સામું જોયું, અને તરત જ પાછું નીચે જોવા માંડયું.

એને લાગ્યું હશે કે યજ્ઞેશ કટાક્ષમાં બોલતો હશે. પણ પછી? 'ના, ના એવું તો નથી લાગતું! પછી તો શી ખબર!'

'હા, બા એમને તો મોકલો.' અંજની આ વખતે બોલી.

નીરૂ તો હજુએ ચૂપ જ રહી હતી.

'મોકલું! એ ચાહ બનાવવા બેસી ગયો હતો. સ્ટવ ઉપર પાણી મૂકી તપેલી સરખી કરવા જતો હતો, તેવામાં તપેલી બરાબર ગોઠવાઈ નહિ હોય તે નીચે પડી ગઈ, અને ભાઈસાબ ફરફરતું ધોતીયું રાખે છે તે સળગી ઊઠ્યું.'

'હેં.' અંજની એકદમ ઊભી થઈ, તે આગળ સાંભળ્યા વિના નીચે દોડી!

'અરે અંજુ—સાંભળ તો કાંઈ જરુર નથી.—નીચે જવાની. તરત જ એણે સળગતું ધોતીયું હોલવી નાખ્યું, છેડેથી સળગેલું અને પાસે એ પાણીનો નળો. બેસો હું મોકલું છું.' બા નીચે જવા લાગ્યાં.

નીરૂ અને યજ્ઞેશ એક બીજા સામું જોતા હતાં.

નીચે ગૌતમ પાણીના નળામાં થોડો બળેલો પેલો ધોતિયાનો છેડો વારંવાર બોળ્યા કરતો હતો! દાદર ઉપર અધવચ ઊભેલી અંજનીએ

તે જોયું. ગૌતમે પણ અંજનીને જોઈ. એણે ઓળેલો ભાગ નીચોવી 
નાખ્યો. પછી સ્ટવ નજીક બેઠો.

અંજની ગૌતમની પાસે આવતી હતી. પાસે આવી. છેક નજીક આવી. તે બોલી, 'ગૌતમ'. ગૌતમે ફક્ત ઊંચુ જ જોયું હતું. એટલામાં બા આવ્યાં. ગૌતમે અંજનીને કહ્યું. 'જા! ઉપર બેસ. હું આવું છું. ધોતી બદલી લઉં.'

અંજની બોલ્યા વગર ચાલી. યજ્ઞેશ અને નીરૂ કંઈક વાતો કરતાં હતાં. અંજની ઉપર આવી. અંજનીને લાગ્યું કે પોતાને જોઈ તેઓ ચૂપ બની ગયા.

'હેં અંજની! હું તમારા માર્ગમાંથી ખસી જઉં તો?' એકાએક યજ્ઞેશ બોલ્યો.

અંજની ગુંચવાઈ ગઈ, એને સમજાયું ન સમજાયું. શો જવાબ આપવો. અંજનીને કાંઇ જ ન સૂઝયું.

•

એ રાતે અંજનીને ઊંઘ પણ ન આવી. આખી રાત એનું હૈયું વલોવાયાં કર્યું. બે જ મૂર્તિઓ એની સામે ખડી થતી હતી. અને જાણે બન્ને એને ગમતી હોય એમ એને લાગતું હતું.

'ગૌતમ, યજ્ઞેશે મને આવું કહ્યું.'

'પછી તેં શું કહ્યું?'

'કાંઇ નહિ. ચૂપ રહી હતી.'

'શા માટે?'

'મને–મને એ નથી સમજાતું.'

'અંજની તેં યજ્ઞેશને દુઃખી કર્યો છે.'

'ના. ના, અને ગૌતમને નહિ?'

'તમારો ગૌતમ મને પણ ખૂબ ગમે છે!' એ કોણ? અંજનીને વિચારમાળામાં નીરૂ મળી, તે આવીને બોલી ગઈ!

'પણ ગૌતમને નીરૂ ગમે?'

'તો મને દુઃખ થવું જોઇએ, મને કેમ દુઃખ નથી થતું? હા, મેં ગૌતમનો ગુન્હો કર્યો છે, એટલે. ગૌતમ ઉપર મને અધિકાર નથી એટલે.'

'પણ હું શા માટે આમ વિચારો જ કર્યાં કરું? પેલાં કુમારી,

 કમળા, હંસા, મેથા, અરવિંદા એ બધાં શું કહેતાં હતાં? એમણે પણ આવાજ વિચારો કર્યા જ હશે ને? એમને પણ દુઃખ તો થયું જ હશે ને? પણ મારે એ બધાનું શું! હું મારું કેમ ન સંભાળું? પણ મારું કોણ? કોણ? કોણ? યજ્ઞેશ...યજ્ઞેશ...કે ગૌતમ...હું સવારે જ જઉં. ગૌતમ પાસે... ગૌતમ, ગૌતમ કેમ ના પાડે છે? મૂર્ખ! કહે છે–'અંજની હવે તું ના આવીશ.' 'શા માટે?' 'તું વધારે દુઃખી થઈશ.' 'હું દુઃખી નથી? હજુએ વધુ દુઃખી થઈશ? ભલે.'

'અંજની મને ભૂલી જા, ભૂલી જા?

શૈયામાં અંજની હાલી ઊઠી. 'ના, ના, ના.' કરતી બેઠી થઈ. —કાકી પાસે સૂતા હતા. તેઓ જાગ્યાં, 'શું છે અંજની?'

'કાંઈ નહિ.'

નીરૂ પણ બેઠી થઈ હતી. એને અંજનીના હૈયામાં ગૌતમ દેખાયો! એણે એક શ્વાસ મૂક્યો. અંજનીને એ નીરખી રહી, બીજી વખત શ્વાસ મૂક્યો ત્યારે એ ધીમેથી બોલી હતી.

'ગૌતમ!'

બધાં સૂઈ ગયાં. કોણ બરાબર ઊંઘ્યું હશે એની મને ખબર નથી.

●

[ ૫ ]

ગૌતમ વાંચતો હતો. ખૂબ જ ધ્યાનપૂર્વક, બહુ જ ચીવટથી વાંચવા માટે એનું મન પ્રયત્ન કરતું હોય તેમ જણાઈ આવતું હતું. આજ તે એના અભ્યાસ ખંડમાં નહોતો. નીચે બીછાના ઉપર બેઠા બેઠા એ વાંચતો હતો.

કેમ ક્યારનો એકનો એક શબ્દ જ ગોખ્યા કરે છે? સવારનો વખત હતો. બા ફિલ્સુફીનું કોઇ પુસ્તક વાંચતા હતાં. ગૌતમ સંસ્કૃત વાંચતો હતો. કંઈક ગોખતો હશે. એકનો એક જ શબ્દ બોલ્યા કરતો હશે એટલે બાનું ધ્યાન ખેંચાયું હતું. ગૌતમનું ધ્યાન ખેંચાયું. તે સહેજ હસ્યો. એટલામાં ઘરમાં યજ્ઞેશ અને નીરૂ બહારથી આવતા દેખાયાં.

ગૌતમ ઊભો થયો. એનું દિલ ખુલ્લું હતું. તેણે પહેરણ પહેરી લીધું.

'બેસોને! અંજની કેમ નહિ આવી?' ગૌતમે યજ્ઞેશને કહ્યું.

'હું તો એક સાધારણ વાત કરવા આવ્યો છું. અંજની કેમ નથી આવી એની મને ખબર નથી.' યજ્ઞેશે કહ્યું.

'ચાલો ઉપર બેસીએ.' ગૌતમે કહ્યું.

'ના, ના, આ પણ છો બેઠાં.' યજ્ઞેશે કહ્યું.

ગૌતમ યજ્ઞેશને સહેજ સાંભળી ચમકતાં વિચારે ચઢી ગયો હતો. 'મારું શું કામ હશે? ' અંજની કેમ નથી આવી એની મને ખબર નથી. કંઈક એમાં તોછડાઈભર્યો અવાજ હતો. મને શું કહેવું હશે? યજ્ઞેશ મને ઠપકો આપશે? પણ મારો ગુન્હો શો છે? મારો શો ગુન્હો છે? અંજની પણ મારા તરફ ભાવ બતાવે છે, પ્રેમ રાખે છે. મને પણ અંજની ગમે છે. પણ હા! હવે તો યજ્ઞેશનો અંજની ઉપર અધિકાર! સમાજ કહે છે! અંજની ખોટે રસ્તે જતી હોય તો એને અટકાવવાનો યજ્ઞેશને હક્ક છે, અધિકાર છે. એ ગમે તેમ હોય, મેં ક્યાં પાપ કર્યું છે? અમારી લાગણીઓ પવિત્ર હતી. પવિત્ર છે. પવિત્ર રહેવાની છે. અમે છૂટવાના નથી. અંજની ગૌતમ બન્ને...'

આગળ વળી કંઈક વિચારત, પણ યજ્ઞેશ બોલ્યો, 'ગૌતમ તમારે પરીક્ષા આવે છે, નહિ?'

'હા! એટલે તો વાંચવું પડે છે. અમારે ખાતર અમે વાંચતા જ નથી...પરીક્ષાને ખાતર...' એકાએક કંઈક સ્થિરતા; હિંમત મેળવી ગૌતમ બોલ્યો. પણ અચકાઈ ગયો.

યજ્ઞેશ અને નીરૂ ગૌતમની સહેજસાજ અસ્વસ્થતાને સમજી શક્યાં હતા. નીરૂ તો ગૌતમને નીરખી સહેજ હસી પડી હતી. મનમાં ને મનમાં એ બોલી પણ ગઈ હશે. 'કેવો નિર્દોષ–બીકણ.'

'હેં! અંજની પાસ થશે ખરી?' નીરૂએ ગૌતમને પૂછ્યું.

ગૌતમે ભૂલ સુધારી હશે. અગર તો પછી સ્વાભાવિક, એના નિખાલસ સ્વભાવને લીધે તે બોલ્યો હશે. ગૌતમે કહેલું. 'તમારાં ભાભી જરુર પાસ થશે. ઇતિહાસ સહેજસાજ નથી ફાવતો...'

'તો તમે શિખવોને!' નીરૂએ કહ્યું.

'પણ એ આવતી જ નથી ને!' ભૂતકાળના એવા જ રમતિયાળ શબ્દોમાં ગૌતમે કહ્યું.

આ વખતે યજ્ઞેશ ગૌતમના હૃદયને નીરખવા પ્રયત્ન કરી રહ્યો હોય તેમ લાગતું હતું.

'તે તમે ક્યારથી સાથે જ હતાં?'

તરત જ ગૌતમે જવાબ આપ્યો. 'પહેલેથી જ અમે તો સાથે જ છીએ.'

'દર સાલ પરીક્ષા વખતે પણ સાથે જ અભ્યાસ કરતા હશો.'

'લગભગ એવું જ.' ગૌતમ જવાબ આપે જ જતો હતો.

નીરૂની પ્રશ્નો પૂછવાની રીતને બાજુમાં બેઠેલાં બા સમજી ગયાં હતાં. તેઓ સહેજ હસ્યાં હતાં. ગૌતમની નિર્દોષ મૂર્ખતા ઉપર.

'હજુ સાથે જ ભણવાના હશો?' નીરૂનું ડહાપણ હવે ગૌતમ સમજી ગયો હોય તેમ જણાયું. એના ચહેરા ઉપરના ભાવમાં એવી એક ધ્યાનસ્થ ભાવના પ્રગટ થઈ. એની આંખો નીરૂના હૈયાને વિંધવા પ્રયત્ન કરતી હતી. કંઈક બોલી નાખવાનું એને જાણે મન થતું હોય તેમ લાગ્યું. ગૌતમે યજ્ઞેશ તરફ જોયું. યજ્ઞેશ ગૌતમ તરફ તેજસ્વી ભાવનાથી ધીમું હસતાં હસતાં જોઈ રહ્યો હતો.

ગૌતમ બોલ્યો, 'તમારા યજ્ઞેશને એ પૂછો.'

નીરૂ આંખો નચાવવા લાગી. તેણે યજ્ઞેશ તરફ નજર કરી. એના નયન નચાવવામાં જાણે એને એક મહાન વિજય મળ્યો હોય એવી ભાવના જણાતી હતી.

*

લગભગ કલાકેક સુધી યજ્ઞેશે, ગૌતમે અને નીરૂએ આડી અવળી ઘણીએ વાતો કરી. ગૌતમ તો વારંવાર નીરૂના બોલાતા વાક્યોને ધ્યાનમાં લેતો હતો. જાણે બહુ બહુ વિચાર કરીને એને જવાબ આપવાની જરુરીઆત ના હોય. પણ નીરૂ તો હવે સાધારણ રીતે જ વાતચીત કરતી હતી. ગૌતમના હૈયામાં તો નીરૂની પ્રતિભા, શક્તિ, નીરૂના વ્યક્તિત્વે સ્થાન લઈ લીધું હતું. ચૂપચાપ થોડું થોડું બોલતો યજ્ઞેશ, યુવાન પણ જાણે મહા—અનુભવી હોય તેમ જણાતું હતું. ગૌતમ જે કાંઈ બોલતો એમાં એ પોતાની જાતને બે સાણસા વચ્ચે સપડાએલી સ્થિતિ વચ્ચેથી બોલતો હોવ તેમ લાગતું!!

યજ્ઞેશ અને નીરૂ જવાની તૈયારી કરતાં હતાં. ગૌતમ મૂઢની માફક થોડે સુધી ચાલ્યો. જતાં જતાં ગૌતમ તરફ નીરૂએ ફરી નયનો નચાવ્યાં! યજ્ઞેશે ધીમેથી ગૌતમને જતી વખતે કહ્યું, 'ત્યારે અંજનીને હવે બરાબર સાચવજો.'

ગૌતમને ન સમજાયું. કાંઈ જ ન સમજાયું. એનું માનસ મૂઝવણમાં પડી ગયું હોય તેમ લાગ્યું. ન સમજાય એમ એ પાછાં ડગલાં ભરતો પાછો ફર્યો.

*

'એ છોકરી બહુ ચાલાક હતી. તને બનાવી ગઈ.' યજ્ઞેશ અને નીરૂ ચાલ્યાં ગયાં પછી બાએ કહ્યું.

'કંઈ વાંધો નહિ!' કોઈ વિચિત્ર એવી દૃઢતાથી ગૌતમ બોલ્યો.

'મોટાઈની ખોટી ભાવના, નિસ્તેજ અભિમાન, અને તારી ઊંચી ચાલ...તારામાં મહત્તા જ ક્યાં છે? ખાલી આડંબર શાનો કરે છે?' હસીને બાએ કહ્યું.

'સારું.' વધુ જવાબ આપવા જેવું ગૌતમને નહિ લાગ્યું હોય, તે બોલ્યો.

'બધીએ વખત તારે બે હાથ જોડીને જ બેસી રહેવું પડશે. મોટા આદર્શવાદી ના જોયા હોય તો!' બા કંઈક ભાવસૂચક બોલ્યાં હોય તેમ ગૌતમને લાગ્યું.

પોતાની જાત નિરુપાય લાગી હશે એટલે ગૌતમ કાંઈ બોલ્યો જ નહિ.

*

બપોરના સમયે અંજની આવી હતી. ગૌતમ એ વખતે પથારીમાં પડ્યો હતો. ઊંઘવા વ્યર્થ પ્રયત્ન કરતો હતો. અંજની આવી હતી. ગૌતમ પાસે જ આવી હતી. તે એની પથારી નજીક બેઠી.

ઊંઘવા પ્રયત્ન કરતા ગૌતમે એને દીઠી...'ઉંહુ! એ તો સ્વપ્ન છે.' એ બોલી ઊઠ્યો.

'વારંવાર શા માટે આવે છે, અંજની? જા. જા.' ગૌતમે પછી તરત જ આંખો પર હાથ મૂક્યા. અંજની તો હબકી ગઈ, ધ્રુજી ઊઠી 'ગૌતમ...' 'આ' ગૌતમ બોલ્યો...હા, હા. ગૌતમ જ છે.'

ગૌતમે જોસભેર આંખો ડાબી હતી. છતાંએ અંજની એને દેખાતી હશે. ગૌતમ બેઠો થયો. તે બોલી ઊઠ્યો. 'અંજની જા. અહીંથી...' પણ એને અંજની હવે દેખાઈ.

'અંજની તું છે! કેમ આવી છે? બોલને, અંજુ! કેમ બોલતી નથી? મને ખબર જ નહિ, અંજની અહીં છે. તું અહીં આવી, નહિ? મેં જ તને બોલાવી હતી, ખરું ને? અંજુ આવી! ભલે આવી! બાને કહું?...કે અંજની...' એકદમ ગૌતમ અટકી ગયો. અંજનીની આંખમાં એણે આંસુ દીઠાં.

'અંજની–તું રડે–તું કેમ રડે? તને શું દુ:ખ...'

પણ અંજની—અંજની વધારે રડવા લાગી.

'તને શું થયું છે અંજની ? તું કેમ રડે છે ?...હં ! અંજની તો બહાદુર હતી. નવ-વિચારોથી રંગીત હતી. ખૂબ ખૂબ આદર્શ હતી ! જાણે વર્તમાન યુગ એનામાં જ છે. અંજની લીડર હતી. આખો સમાજ અંજની હલાવી નાખવાની હતી. આખા સમાજમાં ખળભળાટ મચાવવો હતો, અને અંજનીને આજે એ જ સમાજ રડાવે છે ! કંઈક આદર્શો હિંમતથી હૈયે વસાવ્યા હતા... '

'બસ કર ગૌતમ... ' વધારે જોરમાં રડતાં અંજની બોલી.

'હા ! મારા વિચારોમાં અંજની સહમત થઈ હતી. મારી લાગણીઓને એણે પોષી હતી. મારી ઊર્મિઓને એણે સંતોષી હતી. અને આજે ? '

'ગૌતમ તું કોની સાથે વાત કરે છે ? ગૌતમ–ગૌતમ. '

'હું અંજની સાથે વાત કરું છું '

'તને શું થયું છે ? હા. જરુર ! સવારમાં યજ્ઞેશ અને નીરૂએ જ ગૌતમનું હૈયું બદલી નાખ્યું. આ ગૌતમ નથી. ' હજુએ અંજની રડતી હતી, અને ગૌતમ જેતો હતો.

—'મૂર્ખી ! આંસુ તો લૂછ ! ' ગૌતમના હૈયામાં આવો ધબકાર પણ નહિ થતો હોય ? ગૌતમ-રોજ મને દિવ્ય–દૃષ્ટિથી જેતો. કલાકના કલાક સુધી મારા ચહેરાને નીરખી રહેતો. હું હસી પડતી. ગૌતમ બે હાથે મારૂં હાસ્ય સ્વીકારી લેતો. ગૌતમ તારા એ હાથ ક્યાં ગયા ? મને તેં મૃદુ બનાવી. કહેને ગૌતમ તેં પણ મારી ઊર્મિઓને નથી પોષી ? યાદ છે ને એ દિવસ ? એ રાત...હું પણ તને નીરખી રહી હતી. પણ હા...પણ તને એની ક્યાંથી ખબર હોય ! કમનસીબ ! તું તો એ વખતે આળોટતો હતો ! ના, ના, ના. હું કમનસીબ ! તેં મને એ વખતે જોઈ નહોતી. જેતો હતો ? સ્વપ્નામાં ને ? એ વખતે તેં મને જોઈ હોત તો તું પણ જરૂર હસી ઊઠત...અને હું ? હું તારા હાસ્યને મારાં બન્ને હાથો વડે... ' વિચારતી અંજની અટકી પડી. એના બે હાથે એણે એનો ચહેરો ઢાંકી દીધો...ધ્રુસકે ધ્રુસકે અંજની રડી રહી હતી. પણ ગૌતમ...ગૌતમ તો રડતી અંજનીને જોઈજ રહ્યો હતો ! ગૌતમ બોલ્યો. 'તને યજ્ઞેશે શું કહ્યું છે ? જરુર, જરુર તને પણ કહ્યું હશે કે ગૌતમને હવે સ્વીકારી લેજે ! ! તને પણ, તને ગમે એવાં કંઈક મીઠાં શબ્દો યજ્ઞેશે કહ્યાં હશે... '

‘ચૂપ કર ગૌતમ. મારે કાંઈ સાંભળવું નથી.’ ગૌતમના ચહેરા 
તરફ જોયા વગર, પરવા કર્યા વગર અંજની બોલી.

‘તો તું અહીં શા માટે આવી છે? તું કંઈક સંભળાવ, તું કંઈક બોલ...હું સાંભળીશ. રડી શકાશે તો હું પણ રડીશ. બોલ, બોલ, બોલ.’

...પણ અંજની તો કાંઈ ન બોલી. ગૌતમના હૈયાનો ધબકાર વધી ગયો. ‘તું નિષ્ઠુર છે. અંજની નિષ્ઠુર નથી. તું અંજનીને રડાવે છે. અંજની તને નહિ રડાવે.’

‘ગૌતમ હું જઈશ.!’ અંજની ઊભી થતી હતી.

‘ક્યાં?’ ગૌતમે પૂછ્યું.

‘ઘેર.’

‘તો આવી હતી શા માટે?’

‘રડવા.’ બની શકે તેટલા ભારપૂર્વક અંજની બોલી.

‘રડી લીધું? બસ? આટલું જ! હવે હૈયું શાંત બની જશે ને? નથી જવું અંજની. બેસ, બેસને. તારી સંભાળ હવે મારે લેવાની છે! યજ્ઞેશે મને કહ્યું છે ને!!’

...પણ અંજનીને જાણે મશ્કરી લાગતી હતી.

‘ગૌતમ.’ અંજનીએ આંખો લુછી કાઢી હતી. રડયા પછીનો એનો ચહેરો નિસ્તેજ નહોતો. કંઈક દઢતા અને ભવ્ય ભાવનાનું અજબ તેજ એ નાજુક, કોમળ મુખ ઉપર ચમકતું હતું. ખૂબ જ સ્વસ્થ છતાંયે હૈયું હચમચાવી મૂકે એવું એ મુખ હતું. હસતી અંજની શાંત બની જતી હતી, અને ત્યારે જે ભાવમય ચહેરો લાગતો એના કરતાં રડી ચૂકેલી, લાલ આંખોવાળી છતાંયે ભાવનાભરી અને શાંત અંજની ગૌતમને વધુ ગમી ગઈ હશે. ‘બેસ, બેસ ને.’

ના રે ના. એ નિષ્ઠુર હતો અને અંજની નિષ્ઠુર નહોતી. અંજનીને એણે રડાવી હતી. પણ અંજની એને રડાવતી નહોતી... એટલે ગૌતમનું હૃદય પીગળ્યું. શાંત બન્યું, અને તેથી એ બોલ્યો હશે. ‘અંજની બેસ ને.’ ના, ના, ગમે તેમ હો.

અંજની બેઠી નહોતી. અંજની જતી પણ નહોતી. અંજની ઊભી હતી.

‘શું કહેવું છે, ગૌતમ? કહી નાખ!!’

‘કેમ? છેલ્લો દિવસ છે?’ ગૌતમે પૂછ્યું.

 જોરપૂર્વક અંજની બોલી ઊઠી. 'હા!'

—'અંજની' એટલા જ જોરથી ગૌતમ બોલી ઊઠ્યો...જરાક જ વાર પછી ગૌતમ સ્હેજ હસ્યો! પછી હસતાં હસતાં એણે અંજની તરફ જોયું. અંજની હવે ફસાવાની...ના, ના, ના સમજવાની નથી. માનવાની નથી.

'ઊભી છે કેમ અંજની? બેસને...'

'નથી બેસવું.' અડગ અંજની બોલી.

'કહું છું બેસ!'

'નથી બેસવું.' ફરી એવી જ રીતે અંજની બોલી.

'તો જા.' ગૌતમે પણ એવું જ કંઈક દૃઢતાથી કહ્યું.

'નથી જવું.' અંજની પછી શાંત બની.

'અહીં જ ક્રાન્તિકાર બનવાનું હશે, નહિ? અહીં જ બળવો જગાવવાનો હશે, નહિ? અહીં જ આખો સમાજ સમાએલો છે, નહિ? અહીં જ ક્રાન્તિકારને ક્રાન્તિ લાવવાની છે ખરું ને?' ઝડપભેર ગૌતમ વિચારી ગયો.

'હા.' આંખોમાંથી તેજ ફેંકતી હોય એમ લાગ્યું. અંજની બોલી.

'અંજની, કાકીનું દીલ દુઃખાશે. ન્યાતજાતમાં કાકાની આબરૂ જશે. યજ્ઞેશ દુઃખી થશે. સમાજમાં હોહા થઈ જશે.'

'છતાંએ અમે બન્ને શાંત હોઇશું.' હવે અંજની હસી.

'અંજની હસી ખરી.' ગૌતમ પણ હવે અભિનય વગરનું હસી પડયો.

બન્નેમાંથી કોઈએ એકબીજાના હાસ્યને રોકયાં નહોતા!

❖

ગૌતમ ઉપરથી નીચે આવ્યો. બાને કહેવા લાગ્યો.

'બા, ઉપર અંજની ખૂબ રડી, અને પછી...પછી હસવા લાગી. કહે ને અંજની ગાંડી નથી? અંજની અક્કલ વગરની નથી?' સફેદ વસ્ત્રોમાં બા બેઠેલાં હતાં. પ્રતિમા ભવ્ય લાગતી હતી. તેઓ બોલી ઊઠયાં.

'તારાં કરતાં વધારે અક્કલવાન છે. સારૂં છે કે નીરૂની માફક એ તને બેવકૂફ નથી બનાવતી...'

અંજનીને કાંઈ સમજાયું નહિ. ગૌતમ તરફ તેણે જોયું. ગૌતમ બોલ્યો, 'યજ્ઞેશની સાથે સવારમાં નીરૂ પણ આવી હતી. બહુ જ ચાલાક છે. કોઈક દિવસ વાત છે!'

'પણ શું થયું હતું ?' 

'તે પૂછજે–મને શું પૂછે છે' ગૌતમ બોલ્યો.

'અંજની સાથે હવે તારે સભ્યતાથી બોલવું જોઇએ.' બાએ ગૌતમને સ્હેજ હસતાં ગંભીરતાથી કહ્યું.

'તે અંજનીને ન ગમતું હોય તો અહીં ન આવે. અંજનીનું માનસ બદલાઈ ગયું, એમાં મારે શું ? હું તો એનો એ જ છું ને ?'

ગૌતમ તરફ ફરી અંજની જોવા લાગી. એ સમજી ગઈ. ગૌતમ કટાક્ષમાં બોલે છે. ભલે.

એથી ગૌતમ વધુ નજીક આવે છે. ગૌતમ એથી અંજની ઉપર વધુ અધિકાર મેળવે છે. પણ હવે શું ? અંજનીનો તો વિવાહ થઈ ગયો. ન્યાતનો વિવાહ એટલે લગભગ લગ્ન જ. ફક્ત એક બીજાને ખૂબ મળવાનું નહિ, કદાચ...આ ન્યાત તો સારી છે. એક બીજા કોઈ વખત મળે અને થોડું બોલે તો કોઇ વડિલ ફક્ત આંખ જ ફેરવે છે. બીજી ન્યાતો ? વિવાહ એ લગભગ લગ્ન તો છેજ. તૂટી પણ ન શકે. છતાં મળાય બોલાય નહિ...અરે સામું જોઇને હસાય પણ નહિ. ગમે તેમ હો. ગૌતમ અને અંજનીના હૈયાં તો નજીક છે. આત્મા તો જાણે એક છે...છેજ. પણ એથી શું ?' ગૌતમ આવું કંઇક વિચારતો હતો. અને લગભગ એવી જ દૃષ્ટિથી ગૌતમ–અંજની તરફ બા જોતાં હતાં.

'હું હવે જઇશ.' અંજની બોલી.

'હું તને મૂકવા આવું ?' ગૌતમ બોલ્યો.

'મેં ઘર જોયું છે.'

'ના, ના. મારા ઘરના બારણા સુધી મૂકવા આવું !' ફરી અંજનીએ ઊંચુ જોયું, ગૌતમ તરફ અંજની હમણાં આવેશમાં આવશે. હમણાં ગુસ્સે થશે. હમણાં કંઇક બોલશે...પણ અંજની ચૂપ જ હતી. ગૌતમે ધીમો નિશ્વાસ મૂક્યો.

પગથીઆ આગળ અંજની આવી. જતા જતા તે ધીમેથી બોલી ગઈ...

'ગૌતમ તને નીરૂ અપાવું ?' એ વખતે ચહેરા ઉપર રમતિયાળપણું નહોતું, ગંભીરતા હતી. ભાવસૂચકતા હતી. અભિનય નહોતો, સાચી લાગે, સાચી પડી શકે એવી અર્થસૂચકતા, વિશ્વાસ અને મજબૂત શ્રદ્ધા હતી.

 અંજની તો ગઈ. ઘરમાં જતી વખતે એકલો—એકલો જ ગૌતમ બોલ્યો.

'ખોટો—ખોટો જ બદલો આપવા મથે છે ને?'

...પણ ના. એને ખોટો કેમ કહી શકાય? અંજની તું બધાયનું દિલ સાચવવા તો પ્રયત્ન નથી કરતી ને?...અંજની...'

છેલ્લો શબ્દ આખાયે વાતાવરણને, ગૌતમને સુદ્ધાં—સૌરભ અને દિલની મિઠાશ આપતો હતો. એ બોલાએલા શબ્દમાં કૌમાર્યની, હૃદયની રમ્ય-રમ્ય ભાવનાઓ સમાએલી હતી.

'અંજનીને શું આપું? અંજનીને શું આપું?' વાતાવરણમાંથી એવો, લગભગ એવો જ અવાજ ઉત્પન્ન થયો. અને ગૌતમે એ અવાજને ઝીલ્યો, પોષવા મથતો હતો. વ્યર્થ તો નહિ જાયને! ગમે તેમ હોય, આપણે શું?

[ ૬ ]

કાકીને કેવી રીતે પોતાની વાત, પોતાનું મન કહેવું તેના વિચારમાં યજ્ઞેશ પડ્યો હતો ને વારંવાર કાકી તરફ જોયા કરતો હતો. કાકી તો ખૂબ ઉત્સાહમાં હતાં, પોતે પોતાની વાત કાકીને કહેશે ત્યારે રૂઢિચૂસ્ત કાકીને કેવો આઘાત લાગવાનો? યજ્ઞેશ હસી પડ્યો.

'કેમ ભાઈ, ખૂબ ખૂબ વિચારમાં પડ્યા છો?' નીરૂએ પાણી પીતા પીતા યજ્ઞેશને જોયો. તે બોલી.

'ના, રે.'

'એમાં શું! ઘેર ગયા પછી એકાદ કાગળમાં બધું લખી મોકલાશે.' નીરૂ બોલી.

અને નીરૂને સમજાયું કે યજ્ઞેશને પોતાની વાત-પોતાની દૃષ્ટિ ગમી નથી. યજ્ઞેશ નીરૂને સાંભળી કાંઈ બોલ્યો નહોતો.

'કેમ, મારી વાત ન ગમી?' તેણે પાણી પી રહ્યા પછી પૂછ્યું.

'ગમી! પણ અંજની વધુ કરુણ બની જવાની!'

'કેવી રીતે?'

'કાકી પ્રણાલિકાઓમાંથી ફક્ત જડતા જ મેળવી ચૂકેલાં છે એટલે!'

'તો?'

'અંજનીની હાજરીમાં જ આપણે તેમને ધીમે રહીને સમજાવવું.'

'પણ મને તો એ બધું નકામું લાગે છે.....કોણ જાણે આજ સવારે પણ અંજની ગૌતમ પાસે ગઈ હતી.' 

'પછી ?' સ્વસ્થ બનતા યજ્ઞેશે પૂછ્યું.

'પછીની મને કાંઈ ખબર નથી. આવ્યા પછી કોઈક સાહેલીઓને ત્યાં ગઈ છે.'

'ઠીક રાત્રે આપણે વિચાર કરીશું.'

બધાં જમી રહ્યાં હતાં, સિવાય એક અંજની. હજુ હવે એ જમવા બેઠી હતી, અને કાકી એને કહેતાં હતાં. 'અંજુ, ગૌતમને ત્યાં હવે બહુ જઈશ નહિ, સાંજની વખતે બન્નેભાઇ-બહેન તું ગૌતમ પાસે જાય છે તે વિષે કંઇક વાતો કરતાં હતાં. સારું થયું કે તારૂં અને ગૌતમનું નામ સાંભળીને હું અગાશીમાં જતાં અટકી. પછી તો તેમણે કાંઈ ખાસ વાત કરી નથી. રાત્રે-અત્યારે કંઈક તને કે મને કહે ખરા !'

અંજનીએ કાંઈ જવાબ આપ્યો જ નહોતો. તે ચૂપ જ રહી હતી. એક ધીમો નિશ્વાસ તો એણે નાંખ્યો જ હતો.

જમી રહ્યા પછી તરત જ અંજની સૂવા ચાલી ગઈ.

નિશ્વાસ એ જ જીવન બની ગયું? શા માટે? ચૂપ રહ્યા રહ્યા કાકી જેટલું બોલ્યાં તેટલું સાંભળી લીધું. સમાજમાં ક્રાન્તિ લાવવાના સ્વપ્ના સેવતી અંજની શું કરી શકે? પોતાના સ્વપ્ના કેમ સાચા ન પડયા? હા, ક્રાન્તિવાદી મહામંત્રને આગળ રાખી એને જીવન નિભાવવું હતું. પણ એ એવી રીતે જ જીવન નભાવતી નહોતી? પોતે ક્યાં ભૂલ કરી? હા, જરુર એ જ ભૂલ. બન્નેના વિચારોએ મેળ સાધ્યો. બન્નેના વિચારોમાં ઐક્યનું અદશ્ય તત્ત્વ હતું. વિચારોની ઐક્યતાએ આત્મા તરફ કૂચ માંડી! બન્ને-જરૂર બન્ને આંધળાં જ. બન્નેને એ ગમ્યું. અને પછી પેલી ક્રાન્તિ? એ એના સ્થાને જ રહી. વિચારોના ઐક્ય પાછળની દઢતા ક્રાન્તિ ન લાવી શકી હોત તો? નિર્બળતા ઉત્પન્ન થાત કે નહિ? તો નવાઈ શી છે, નિશ્વાસો નાખવા પડે એમાં? પણ એથી શું? ફરી આજે એનું ભાન થાય છે. ફરી આજે એ સમજાય છે કે એ ભૂલ હતી. તો? તો હવે શું હું બંડ ઉઠાવું? માની લઉ કે બંડ ઉઠાવ્યું. પછી? પછી શું બધાં દુઃખી થવાનાં? અને...અને બંડ ઉઠાવવું પણ શા માટે? મારા માનસ ઉપર કાકી કે કાકા કોઈ અધિ-

 કાર રાખી મને ગમે તેમ...પણ ના, મારા મન પ્રમાણે વિહરવા હું બંડ ઉઠાવું. સાફ સાફ કહી દઉં, સ્વતંત્રતા માટે. સ્વતંત્રતા કોને માટે? મારે સ્વતંત્રતાની શી જરુર ? ગૌતમ સાથે ફરવું છે, રહેવું છે એટલા માટે જ ને ? તો–તો એટલા માટે જ મારે બંડ કરવાનું ને ? ભૂલ સુધારી બંડ ઉઠાવું ?—અને ફરીને પાછી એવી જ ભૂલ કરું ને ? એ શા માટે દૂર ખસતો નથી ? એની યાદ મારે નથી જોઇતી છતાંએ આવીને ઊભો રહે છે. હા ! ઘરડાંઓ કહે છે, ઘણા કહે છે મન કાબુમાં ન રહે તો એને બીજા કાર્યમાં રોકી લેવું. વિચાર જ ન આવે એવું કરું ? જોઉં તો ખરી યજ્ઞેશ–નીરૂ બધાં શું કહે છે. મને શું કરી નાખવાના છે ? મેં શો ગુન્હો કર્યો છે ?

અંજની ઊભી થઇ. ખૂબ ખૂબ મંથન કર્યા પછી એના ચહેરા ઉપર નિર્બળતા આવી ગઈ હોય તેમ લાગતું હતું. તેણે બે હાથે ચહેરો સાફ કર્યો. માથું જરા જોરથી દબાવી સહેજ હલાવ્યું, તે બહાર આવી. કાકીએ કહ્યું કે, તબિયત ઠીક ન રહેતી હોય તો વાંચીશ નહિ.'

કાકી સમજ્યાં હશે કે હું વાંચીને આવું છું. અંજની સહેજ હસી. તે બોલી, ' સારું. '

અંજની બીજા ઓરડામાં આવી.

નીરૂ અને યજ્ઞેશ બન્ને હતાં. કાકા તો ઘેર હતા જ નહિ. એકાદ બે જગ્યાએ ભણાવા ગયા હતા. ગુજરાતી શાળાની અગિયારથી પાંચની નોકરીમાંથી છૂટી તેઓ તરત જ બે ત્રણ કલાક બે ત્રણ જગ્યાએ સાંજે પણ ભણાવવા જતા હતા. સવારમાં પણ ઘેરથી આઠેક વાગે નીકળી જાય. સાડાદશ વાગે એટલે ઘેર આવે. જમીને તરત જ નોકરી પર ! ! અંજની તો સવાદશ થાય એટલે જમીને શાળાએ ચાલી જ ગઈ હોય.

અંજની અંદર આવી. નીરૂ ઊભી થઈ, એને સામી લેવા ગઈ.

'અમે તો હવે કાલે જવાનાં છીએ, કંઈક તો બોલો, આમ સાવ સૂમ–સામ.'

' શું બોલું?' સ્વસ્થ બન્યા પછીની અંજનીમાં શરમનું ભાવસૂચક તત્ત્વ તો દાખલ નહિ થઈ ગયું હોય ને ?'

યજ્ઞેશે તેના સામું જોયું. પછી યજ્ઞેશ બોલ્યો: ' અંજની હું તને ગમું છું !'

કેવો વિચિત્ર પ્રશ્ન ? અને તે પણ વિવાહ થઈ ગયા પછી. વળી

એકાએક જ. તેણે યજ્ઞેશ તરફ નજર કરી. યજ્ઞેશ તેના સામું જ જોતો 
હતો. અંજનીએ તરત જ પોતાની નજર નીચે ઢાળી દીધી.

અંજનીની વેદના ક્યાં ગઈ? અંજની આજે આમ શરમાળ કેમ બની ગઈ? એણે કોઈ નવા નિર્ણયો તો નહિ કરી નાખ્યા હોય ને ?

'અંજની મને તારું માનસ સમજાતું નથી. સાચેસાચું કહે ને. હું તને ગમું છું?''

'એવો પ્રશ્ન આજે કેમ પૂછો છો ભાઈ? અંજનીની વાત તો જુદી છે. બાકી વિવાહ થયા પછી આવો પ્રશ્ન પૂછવો એ કેવળ મૂર્ખતા જ છે. ન ગમતું હોય તો પણ ગમતું કરવું પડે. બિચારી હિંદુ યુવતી માટે બીજો કોઈ ઇલાજ પણ નથી ને.'

'પણ અંજની જુદી છે. એ તો આઝાદ છે. એનું દિલ ના પાડતું હોય ત્યાં તે કદીએ પરાધીન નહિ બને!'

'અને પરાધીનતા વળી ગમે પણ કોને?'

'ના રે ના. એવું કાંઈ નથી! અમે સ્વતંત્ર છીએ. અમને સ્વતંત્રતા ગમે છે. અમે સ્વૈરવિહારી છીએ. જાણે કે માનવ-વિહંગમ. પણ માનવી! બિચારો ભૂલ ખાતો હોય છે. એના જેટલો પરાધીન બીજો કોઇ નથી. એને એવી જ ગમી ગએલી પરાધીનતા એને રડાવે છે. અશ્રુ આવે છે. વેદના મૂકી જાય છે!' યજ્ઞેશે અંજની તરફ જોયું. અંજનીએ પણ યજ્ઞેશ તરફ જોયું. તરત જ અંજનીએ નીચું મુખ કરી નાખ્યું.

અંજની જાણે કોઇની ગુન્હેગાર બની હોય તેમ એના દિલમાં વેદના થઈ આવી. શરમાળ અને સ્વસ્થ લાગતો એનો ચહેરો દર્દમય બની ગયો. અંજની લાગણીવશ બની ગઈ.

'એવી પરાધીનતાની લાગણીવશતા માનવીને નિર્બળ બનાવી મૂકે છે. દર્દમય બનાવી દે છે. એના જીવનમાં એણે નક્કી કરેલા કોઈ આદર્શ માર્ગોને વિકાસપંથે તે વાળી શકતો નથી. એના ઉચ્ચ આદર્શો એની અને જગતની દૃષ્ટિએ પણ શેખચલ્લી–તરંગો બની જાય છે.'

અંજની કાંઇ બોલી નહિ. પણ સમજતી હતી કે પોતાને માટે જ આવું બોલાય છે.

'તે હેં ભાઇ. શેખચલ્લી પણ તરંગો કરતો હતો. તોય જુઓને લગભગ સારી દુનિયાને મોઢે એનું નામ છે. કોણ કહે છે શેખચલ્લી

 મહાન નથી ? !' નીરૂ બોલી ઊઠી. આ વખતે અંજની અને નીરૂ યજ્ઞેશની સામે બેઠા હતા.

'એની મૂર્ખામીઓ જગતે યાદ રાખી છે.'

'પણ શેખચલ્લીને ઓછી જ એ મૂર્ખામીઓ લાગી હશે !'

'ગાંડા માણસો પોતે ગાંડા છે એમ કહેતા નથી.'

'અને ડાહ્યા ?'

'ડાહ્યા માણસો ઘણેભાગે શાંત હોય છે.'

'એટલે તમે ડાહ્યા છો એમ ? ડાહ્યા માણસો એમનું ડહાપણ આગળ કરે. ડહાપણ બતાવવામાં અતિશયતાને સ્થાન આપે. પછી એને ડાહ્યો કહેવાય ? જરા કહેને ભાઈ. એવા માણસને શું કહેવાય ?' નીરૂએ પૂછ્યું.

'દોઢ–ડાહ્યો.' નીરૂએ સાંભળ્યું. તેણે અંજનીને હવે જોઈ. એને લાગ્યું કે હજુએ અંજની અર્ધ દર્દમય અવસ્થામાં છે. વચ્ચે એ સહેજ જ હસી હતી.

'હું તો સ્પષ્ટ કહી દઉં છું ભાઈ. તમે ઘણી વખત એવું ડહાપણ ડોળો છો કે અન્યની લાગણીઓ દૂભાય.'

'ના. ના. એમાં એવું કાંઈ હોતું જ નથી. બીજાંઓ જ્યારે મારા શબ્દોનો...'

'મારા નહિ. ડાહ્યા માનવીઓના શબ્દોનો !' હસીને નીરૂએ યજ્ઞેશને વચ્ચેથી અટકાવી કહ્યું.

'ચાલો એમ ! જે અર્થમાં એ શબ્દોને હૃદયમાં ઉતારવાના હોય છે તેવા અર્થમાં તેઓ...'

'બસ કરો ભાઈ. ડાહ્યા માણસો પોતાના વાક્યોને બીજાંઓને પોતે જે પ્રમાણે સમજાવવા ઇચ્છે છે તે પ્રમાણે સમજાવી ન શકે તો એમને ડાહ્યા માણસો કહી શકાય જ નહિ ! મને તો લાગે છે કે તમારી સ્થિરતા તમે ગુમાવી છે. જરા બહાર અગાશીમાં ફરી આવો. અગર કહો તો પાણીનો પ્યાલો લાવી આપું !'

'નીરૂ, તને આટલી બધી ડાહી કોણે બનાવી છે ?'

'તમે ખુશ ન થશો. તમે તો મને કાંઈ ડાહી બનાવીજ નથી.'

'હા, હા, એ તો બરાબર છે, તું તારી જાતે જ ડાહી બની ગઈ હોઈશ.'

'એ ગમે તેમ હશે. તમે તમારે જે બોલવું હોય તે બોલ્યા કરો.'

'ઠીક પણ આ... અંજની કેમ કાંઈ બોલતી...બોલતાં નથી?'

'અંજની તમે કાંઇ કહો ને! મારા ભાઇને કંઈક સાંભળવું છે.'

હવે અંજની સહેજ હસી. પણ એ કાંઈ બોલી તો નહિ જ. યજ્ઞેશ બોલ્યો, 'નીરૂ, તું હવે અંજનીને ભાભી કેમ નથી કહેતી?'

'મને તો એ બહેન જેવી લાગે છે.' નીરૂએ તરત જ અંજની તરફ જોઇને જ કહ્યું.

'ફક્ત બે જ દિવસમાં? ભાઇ વાહ!'

'તમે મને બહેન ના કહેશો. ભાભી જ કહેજો.' ગંભીર ચહેરે પણ જાણે બધું સમજતી હોય તેમ નક્કી કરીને અંજની બોલી હોય તેમ લાગ્યું.

'કેટલાંક માણસો પોતાનું હૃદય બહુ જલ્દીથી બીજાઓ આગળ ખુલ્લી રીતે રજુ કરી શકતાં નથી એ વાત પણ ઠીક છે! કે ત્રણ ચાર દિવસનો જ નવો સંબંધ હોય તો હૃદય ખુલ્લું થઈ શકેજ નહિ! જે વાત છૂપી રહી શકતી ન હોય કે છૂપી રાખી શકાય એવી ન હોય તે વાતને હોંશથી, હિંમતથી બીજાંઓ આગળ રજુ કરી નાંખવી જોઇએ. પોતાના ભાવિ જીવનનું સુખ તો એમાં જ રહેલું છે. બીજાંઓને કંઈ એથી બહુ દુઃખ થાય નહિ. દુઃખ થાય તો કદાચ થોડુ જ...... પણ જરુર એ દુઃખ વધારે તો પોતાને હોય છે......'

'મને તારી આવી લાંબી વાણીમાં મઝા આવતી નથી. મને એમાં રસ નથી, મને તારૂં ડહાપણ ગમતું નથી.'

'તો તું અહીંથી ચાલી જા.' યજ્ઞેશે ઠંડા કલેજે કહ્યું.

'એટલે? તમે આ બધું અંજનીને કહો છો કેમ?'

અંજની જાણે બળપૂર્વક અહીં બેઠી હોય તેમ લાગ્યું. એના ગંભીર નયનોમાં સંયમનું થોડું થોડું તેજ દેખાતું હતું, પણ લાગતું હતુ કે હમણાં-હમણાં જ અંજની કંઈક બોલી નાખશે.

'તું સાંભળતી હોય તો તને પણ.'

'તમે એમ માનો છો કે હું કાંઈ સાંભળતી નથી.'

'સાંભળતી હોઈશ તો એનો અવળો અર્થ કરી નાખે છે, નાહક આવેશમાં આવવાની તૈયારી...આવેશમાં આવે છે,' અંજની તરફ જોતાં યજ્ઞેશ બોલ્યો.

'ચાલો ભાભી, આપણે બહાર ચાલ્યાં જઇએ,' નીરૂએ અંજની તરફ જોઈ કહ્યું.

'ના, ના. બેસોને !'

'ઓહ ! તમને આ પંડિત ગમી ગયાં કે શું ? ભાઇ, તમે જ આવું બોલી બોલીને જાદુ કરો છો.' છેલ્લા વાક્ય ભારપૂર્વક નીરૂ બોલી.

યજ્ઞેશે તે સાંભળ્યું, કોઇ. ન જાણે તેમ એણે નિશ્વાસ મૂકયો હતો.

'એમાં જાદુ જેવું કાંઇ નથી. બીજાંઓ એને નાહક જાદુ માની લે છે. પોતાની અણઆવડતામાંથી નાહક ખોટી રીતે એવા જાદુમાં ફસાઈ જાય છે'

'બીજાંઓ એટલે કોણ ?' નીરૂએ કડક આંખે પ્રશ્ન કર્યો. અંજની પણ આ વખતે નીરૂની માફક જ વેધક દૃષ્ટિથી યજ્ઞેશ સામું જોવા લાગી.

'હું જાદુમાં ફસાઈ છું? ના, ના, ગૌતમ તો મને પહેલેથી જ ગમતો હતો અને આજે મેં ગૌતમને છોડયો એમ? કદાપી નહિ. ગૌતમને મેં છોડયો જ નથી. ગૌતમ હજુયે મારો છે અને? આ યજ્ઞેશ? એની વાણીથી હું ફસાઈ જાઉં, હું એની પણ બની જાઉં, એ કેમ બને?'

'ચાલો ભાભી' આપણે બહાર જઇએ. નાહક ન સમજાય એવું બોલ બોલ કરે છે.'

અંજનીનો હાથ ઝાલી નીરૂએ તેને ઊભી કરી. બન્ને બહાર જવાં લાગ્યાં. આછા સ્મિત સાથે યજ્ઞેશ આ વખતે હસતો હતો.



કદાચ અંજની નિરાશામાં હશે. અંજની સાથે હું નહિ બોલું તો એને વધુ દુઃખ થશે. પરીક્ષા આપવા આવી છે છતાં કેટલો બધો દુઃખી ચહેરો લાગે છે. પહેલાંનું હાસ્ય જ કયાં છે? એની સાથે બોલવાની જરુર છે. કંઈક ખુશ થશે તો ઉત્સાહમાં પરીક્ષા વખતે સારું લખી શકશે.

બન્ને થોડાં થોડાં અંતરે ઊભાં હતા. અંજનીની સાથે એની બે ત્રણ સાહેલીઓ હતી. નીચું જોતાં જોતાં અંજની કંઈક વાતો કરતી હતી.

થોડીવારે બન્નેની નજર મળી. ગૌતમે કહ્યું, 'આમ આવને.'

'આવું.' તરત જ અંજની ગૌતમ પાસે આવી, પછી બોલી, 'શું છે?'

શા માટે અંજનીને પોતે બોલાવી હતી? અંજની નિરાશ કે દુઃખી 
હોય તેમ લાગતું હતું ખરું? આજે અંજની આવું અભિમાનપૂર્વક કેમ બોલે છે?

'પાસ થવાશે ને?'

'હા. તે એમાં મને અહીં બોલાવી?'

'ના બોલાવું?'

'બોલાવવાની તને કોણ ના પાડે છે. પણ કાંઇ કામ વગર જ?'

'અંજની, તું આમ કેમ બોલે છે?'

'તો શું બોલું? ખોટું કહું છું?'

'સારું ત્યારે હું જઈશ.'

વધારે કાંઈ જ વાતચીત કર્યા વગર ગૌતમ ચાલ્યો ગયો.



'પરીક્ષાપત્ર કેવું લખ્યું છે?'

'તારે શું કામ છે?

'પણ પૂછું પ નહિ?'

'કહેવાનો મને વખત નથી.' પરીક્ષા આપ્યા પછી ચોગાનના એક ઝાડ આગળ ગૌમત ઊભો હતો. એકલી અંજની ત્યાં આવી હતી. તેણે પૂછ્યું અને ગૌતમે જવાબ આપ્યો.

'તું આમ કેમ જવાબ આપે છે?'

'મને ખબર નથી.'

'તો હું જાઉં છું.'

'સારું.'

અંજની ચાલી. ક્યાં જતી હતી એનું એને ભાન નહોતું.

જરુર સવારમાં ગૌતમને લાગી આવ્યું હશે. ગૌતમને દુઃખી કરવાનો મને શો હક્ક? ગૌતમ ઉપર મારો કાંઈ અધિકાર નથી છતાં એની સાથે વધારે એવી છૂટ શા માટે રાખું? મારો જ વાંક છે. હું જ ગુન્હેગાર છું. હું જ ગૌતમને દુઃખી કરું છું. હું જ ગૌતમને દુઃખી કર્યા કરતી હતી. નિર્દોષ ગૌતમ બહુ જ નિર્દોષ લાગે છે અને હું નિર્દોષ નથી નહિ? જરૂર, જરૂર. હું પણ નિર્દોષ. મારો શો વાંક? મારો શો વાંક? બોલશે ગૌતમને બોલવું હશે તો! તું અભિમાની તો નથી બનતી ને? એમાં અભિમાન શેનું?



 ' અંજની એક બીજાની લાગણીઓ વચ્ચે અભિમાન હોઇ શકે ખરું ?'

' એમાં અભિમાન જેવુ છે જ શું ?'

' તું વાસ્તવિક બનવા પ્રયત્ન કરે છે ?'

' મને તું બોલે છે એમાં સમજ નથી પડતી. મને ઠીક લાગે છે એમ હું કરું છું.'

' તો ભલે.'

ગૌતમ ચાલ્યો ગયો હતો.

છેલ્લી પરીક્ષા આજે પૂરી થઈ ગઈ હતી. અંજની ઘર તરફ જવા લાગી.



' બા. આજે જ હું કાશ્મીર તરફ જવાનો છું.'

' કેમ એકાએક ?'

' રજા છે. બે ત્રણ ભાઇબંધોએ મુસાફરીએ નીકળવું એવું નક્કી કર્યું છે. વળી અધૂરામાં કાશ્મીરમાં પણ એક મારાં ભાઇબંધના સગાંઓ રહે છે. એટલે થોડો વધુ વખત ત્યાં રહીશ...તો...મને ગમશે પણ ખરું !'

' અહીં કેમ ગમતું નથી ?'

' ના. ના. એવું તો કાંઈ નહિ. રજાઓનો ઉપયોગ કરીશ.'

' અને હું એકલી રહું કેમ ?' હસીને બા બોલ્યાં.

' તો તું પણ ચાલ. તેં કાશ્મીર જોયું છે. પણ આજુબાજુનો પ્રદેશ હજુ જોયો નથી. એ તરફ તું ફરજે.'

' જવું હોય તો જા, અહીંની વિદ્યાલયની શિક્ષિકાઓ સાથે મેં પણ ચિતોડગઢ, આગ્રા, ઉદેપુર વિગેરે સ્થળોએ ફરવાનો વિચાર કર્યો છે. પણ તું એકલા કાશ્મીરમાં ફરીને જ પાછો ના આવીશ. એટલે જાય છે તો બધે ફરજે.' આ વખતે ગંભીર બનીને બા બોલતાં હતાં.

' સારું. આજે સાંજે જ જવું છે.'

' તું આમ એકદમ કેમ ઉતાવળ કરે છે ?'

' ઉતાવળ નથી કરતો. અમે બધાંએ જવાનું આજે જ નક્કી કર્યું છે. બધી રજાઓ પૂરી કરવી છે. તમે બધાંએ ક્યારે જવાનો વિચાર...'

' અમારે તો હજુ અઠવાડિયાની વાર છે !'



સાંજે અંજની ગૌતમને ઘેર આવી. 

'કેમ બા.'

'પરીક્ષામાં પાસ તો થવાશે ને?' બાએ પૂછ્યું. પણ અંજની તો આસપાસ નજર નાખતી હતી. તે બોલી: 'હા.'

'આમ સાવ ગંભીર કેમ બની ગઈ છે!'

'અમસ્તી જ. ગૌતમ નથી?'

'ગૌતમ? તને ખબર નથી? એ તો આજે કાશ્મીર ચાલ્યો ગયો છે. એના બે ત્રણ મિત્રો સાથે ગયો છે, રજાઓ પૂરી કરવા.'

'મને કહ્યું પણ નહિ? હું પણ જાત? ભારપૂર્વક અંજની બોલી.

બા અંજનીના સામું જોઇ રહ્યાં. તેઓ બોલ્યાં: 'પણ તારૂં તો લગ્ન લેવાશે ને?'

'હજુ ઘણીવાર છે.'

'તો બા હું હવે જઈશ.' ફરી થોડી વારે અંજની બોલી.

'ક્યાં?'

'ઘેર.'

'એટલામાં જ?'

પણ અંજનીએ જવાબ ના આપ્યો.

'અંજની, તું મારી સાથે આવજે. હું કાકીને કહીશ, અમે બધાં ઉદેપુર, ચિતોડગઢ, આગ્રા બધે જવાનાં છીએ.'

'ક્યારે?'

'અઠવાડિયા સુધીમાં.'

'પણ કાકી?'

'હું કાકીને કહીશ, મારી સાથે આવવાનું છે. એમાં શો વાંધો? આવીશ ને?'

'આવીશ.' બાનાં વાકયો અંજનીને કંઈક ગમ્યાં.

બાએ એના સામું જોયું. તેઓ ખુશ ખુશ થયાં.

'આવજે હોં, હું સવારે આવીશ, કાકીને કહીશ. ગૌતમ તો એકલો કાશ્મીરમાં જ રજાઓ પૂરી કરવાનો છે.'

'એમ કેમ?'

'એ કહેતો હતો.'

'તું આમ નિશ્વાસ કેમ મૂકે છે. અંજની?' બાએ પૂછ્યું.

 ‘ અંજનીએ તરત જ બા સામે જોયું. અંજની જરાયે શરમાઈ નહિ.
‘ અમસ્તી.’

[ ૭ ]

ન જાણે ગૌતમને શું થયું છે? હસતો ગૌતમ કદીએ આવો સાવ નિસ્તેજ દેખાયો જ નથી. આઝાદ એવી એની તાકાત જાણે કાયરતા પામી ચૂકી હોય તેમ લાગે છે. એને કાંઈ પૂછીએ તો જવાબ આપતો નથી. આપણી સૌની વાતોમાં પણ એનું ધ્યાન લાગતું નથી. જરુર કદાચ પરીક્ષામાં પાસ થવાય એમ નહિ હોય. પણ ના રે, ગૌતમને પરીક્ષાની એટલી બધી પરવા હતી જ નહિ.

ચાલતી ગાડીએ ગૌતમના મિત્રો ગૌતમને નીરખી રહ્યા હતાં.

‘ ગૌતમ તને થયું છે શું ?’

‘ કાંઈ નહિ.’ સહેજ હસીને ગૌતમે જવાબ આપ્યો.

‘ હાં ! અંજની તો તારી સાથે બોલે છે. એનું તો કાંઈ દુઃખ નથી. ?’ એ સુરેશ હતો. શાળામાં એ અભ્યાસની દૃષ્ટિએ આગળ પડતો ગણાતો.

‘ અંજની ? એ બોલે યા ન બોલે. એથી મને શું ?’ ગૌતમે કહ્યું.

‘ તો આમ સાવ કાયર શું બની ગયો છે ?’

‘ મારે જલ્દી કાશ્મીર જવું છે.’

‘ તે આપણે કાશ્મીર તો જઈએ છીએ.’

‘ મેં સાંભળ્યું છે કે અંજનીનો વિવાહ થયો છે. હેં ગૌતમ, તને એથી તો આઘાત નથી લાગ્યો ને ?’

‘ અંજનીનો વિવાહ થાય એથી મારે શું ?’

‘ કેમ ? તને તો અંજની ખૂબ ગમતી હતી ?’

‘ અંજની મને ગમતી હતી. કેવું હસવાં જેવું ? અમે સાથે અભ્યાસ કરતાં, એટલે બધાં માની બેઠાં કે અમે એક બીજાને પ્રેમ કરીએ છીએ.’

‘ માનો કે તમે પ્રેમ કરતા હો.’ સહેજ હસીને સુરેશે કહ્યું.

‘ માન્યું.’ ગૌતમ બોલ્યો.

‘ બન્ને પ્રેમીઓએ જીવનમાં એક બીજાની ગેરહાજરીમાં કંઈ કંઈ આશાઓ, કંઈક રસિકતાઓને પોષી હોય !’

‘ ગેરહાજરીમાં શા માટે ? હાજરીમાં જ.’

'ચાલો એમ, અને પછી એમના હૃદય ન સંતોષાય તો...તો 
એવી જ કાયરતા દેખાય. આવીજ ઊર્મિવિવશતા.'

'તમે ખોટું બોલો છો, હું ઊર્મિવિવશ નથી. પ્રેમમાં નિષ્ફળતા મળે તો જ ઊર્મિવિવશતા ઉત્પન્ન થતી હશે?' ગૌતમે પ્રશ્ન કર્યો.

'ના રે, ભાઈ ના. પ્રેમમાં નિષ્ફળતા મળે તો આપઘાત જ થાય. ગૌતમ જેવો શાણો યુવાન કદાપી પ્રેમ કરે પણ ખરો? હમેશા યુવતીઓથી એ દૂર જ રહ્યાં કરે છે. એ તો એમજ માને છે કે, અરે માને છે શું-મને જ એ કહેતો હતો ને કે...યુવતીઓથી સદાય મારે દૂર રહેવું પડે છે.' એક બીજા મિત્રે કહ્યું. ચશ્મા લગાવેલાં હતાં. મીઠું મીઠું હસતો હતો. શરીર બહુ જ પાતળું હતું. કપડાં ભપકાદાર હતાં. ચહેરો તો કાંઇ ભરાવદાર હતો જ નહિં. એનું નામ હતું વામન.

'અરે વામનજી, તમે તમારું માનસ તો રજુ નથી કરતા ને?' સુરેશે કહ્યું.

'તમે કેવી વાત કરો છો? મારા જેવાં નબળા અશક્ત યુવાન સાથે કોઇ યુવતી પ્રેમ કરવા તૈયાર થાય પણ ખરી? અને આ ગૌતમ વાણી-શૂરો, બહાદૂર, આઝાદ...'

'ઠીક ઠીક, ભલા! તમે કેમ નબળા, અશક્ત, પરાણે તાકાત રોષ સહિત રજુ કરનારા અને સાવ લુખ્ખે લુખ્ખું હાસ્ય ફરકાવનાર લાગો છો?' સહેજ હસીને ગૌતમ બોલ્યો.

'અરે જવા દે ગૌતમ, વામન જેટલી તાકાત કોઈનામાં નથી. બાળપણમાં અમે અખાડામાં જતા ત્યારે વામને સાડાદસ ફૂટનો અંગદ કૂદકો અને પંદર ફૂટનો હનુમાન કૂદકો મારેલો!'

'વામને?' ગૌતમે પ્રશ્ન કર્યો.

'હા, હા, વામને, વામને. વાંસ કૂદકો તો એના જેટલી સરસ રીતે કોઈ મારી શકે જ નહિ ને. અને સૌથી વધારે સુંદર તો વામન રોજ સવારમાં અખાડે દાતણ લઇને આવે, આખું દાતણ દાંત ઘસવામાં પૂરું કરી નાખે. એના ચકચકીત દાંત તો અમને દેખાયા જ કરે.'

'વામન, આ સુરેશ ગપ્પા તો નથી હાંકતો ને?' ગૌતમે વામન તરફ જોઈ કહ્યું.

'હેં, હેં, હેં, એ તો મને હમણાં એકાદ બે વર્ષ ઉપર ટાઈફોઇડ થએલો...'

'બરાબર! એટલે જ એનું શરીર સાવ આવું લેવાઈ ગયું છે.' સુરેશે પુરૂં કર્યું.

'અને વળી અધુરામાં પુરું વામને તો કંઈક લગ્ન પણ કરી નાખ્યા છે, નહિ વામન?' ગૌતમે પૂછ્યું.

'શું વાત કરે છે ગૌતમ, ચઢતા લોહીની યુવાની વખતે લગ્ન ન કરે તો કરવા ક્યારે? પ્રેમ યુવાનીમાં કરાય કે વૃદ્ધાવસ્થામાં? શું યાર, તમે પણ વામનને આમ મશ્કરીમાં ઉડાવો છો.'

'તારા ચિરંજીવીની ઉમર કેટલી છે વામન?' ગૌતમે પૂછ્યું.

'તમે મને મશ્કરીમાં ના લો. ગંભીર બનો. ચિરંજીવી તો છએક માસ ઉપર જ અવસાન પામ્યો છે!'

'અરે...!' ગૌતમે દુઃખ દર્શાવી દીધું.

'કેમ ગૌતમ તારૂં હૈયું બહુજ પોચું લાગે છે. એટલામાં જ તને આઘાત લાગ્યો?' સુરેશે કહ્યું.

'બરાબર છે. ગૌતમનું હૃદય જ સાવ ખરાબ છે.'

'તમે લાગ શોધવાના ફાંફા ના મારો વામનજી.' ગૌતમે ચાબકો લગાવ્યો.

'ગૌતમ ગંભીર બની જા. એનું નામ વામન છે. વામનજી નહિ!'

'ઓહ. ઠીક પણ વામન તારી ઉમર તો ઓગણીશ જ વર્ષની છે નહિ?'

'તમને શું લાગે છે?' વામને સામો પ્રશ્ન કર્યો.

'બાર વર્ષની.' સુરેશે ઝટ કહી નાંખ્યું.

'એવું ના બોલ સુરેશ. બાર વર્ષ માની પણ કેમ શકાય? અને તે પણ એક પરણેલ અને વળી એક બાળકના પિતા...'

'હાં. હાં. વામન, છોકરો શાથી અવસાન પામ્યો?' ગૌતમને વચમાંથી અટકાવી સુરેશે પ્રશ્ન કર્યો.

આ વખતે વામન ઊભો થઈ ગયો હતો. એ ગાડીના બીજા વિભાગ તરફ જતો હતો.

'વામન કંઈ કામ છે એ બાજુ?'

'હા.' આંખ પરના ચશ્માને બરાબર કર્યાં. ફક્ત ભ્રમર આગળથી ઊતરીને નાકના ટોરવે આવી ગએલાં એથી જ. ચશ્મામાંથી દેખાયું કે નાની એવી વામનની આંખો ખૂબ મોટી બની ગઈ હતી. મોઢું જરા

કંઈક વધારે પહોળું થઈ ગયું હતું. વામનના દાંત આ વખતે બરાબર 
દેખાયા. લગારે ચકચકીત હતા જ નહિ. આગલા ત્રણ દાંત બનાવટી! તરત જ જણાઇ આવ્યું! ગાડીના ખુલ્લા બારણામાંથી પવન આવતો હતો. થોડા જ લાંબા એવા વામનના માથાના વાળ હવામાં ફરફરતા હતા. હમણા જ વામન જાણે તાંડવ–નૃત્ય કરશે એમ લાગતું હતું!

'વામન–વામન!' સુરેશે ધીમી સરખી બૂમ પાડી.

'અરે જરા જવાબ તો આપ. પછી જા.' ગૌતમે પણ કહ્યું.

આ વખતે કેટલાક મુસાફરો હસતા હતા. એમાંના ઘણાંખરા—લગભગ અર્ધાથી પોણા ભાગના બરાબર વામન જેવા જ હતા. કેટલાક બીડીઓ ફૂંકી હવામાં ધુમાડો ઉડાડતા પોતાના હર્ષની ખુશાલી બતાવતાં હતા. કેટલાક પાન ચાવતા યુવાનો, પ્રૌઢો એક બાજુએ પાનથી રંગાએલા એમના મોંઢામાંથી લાલ–લોહી...ઉંહુ–લાલચુમ પાનનો રસ પિચકારીની માફક છોડતા હી હી કરીને હસી ઊડ્યા હતા.

ગૌતમ અને સુરેશ બધાને સહેજ વિસ્મય, અને સહેજ દયાથી, સહેજ હસીને અને સહેજ ગંભીરતાથી જોતા હતાં.

❖

શું ગૌતમે મારી માફક મૃદુ મૃદુ આશાઓ નહિ સેવી હોય? હું જ ખરાબ છું. ગૌતમને જરુર ખોટું લાગ્યું. પણ એમાં તારે શું અંજની? બા સાથે જાત્રાએ ફરવાને જાઉં છે. ગૌતમ મળશે? મળશે જ. હવે...... ના. ના. ના. આ વખતે એને દુ:ખી નહિ થવા દઉં.

'કાકી મારાં લગ્ન તો હમણાં નથી લેવાનાં ને?' સહેજ હિંમત રાખી નવરા બેઠાં બેઠાં છિંકણી સૂંઘતા અને પહેરેલો સાલો તપખિરીઓ બનાવતાં કાકીને અંજનીએ પૂછ્યું.

'ચિંતા ન કરીશ. વિવાહ થયો છે તો લગ્ન તો થશે જ.'

'હા. એ તો હું સમજું છું, અને કાકી ગૌતમની બાની સાથે હું દિલ્હી, આગ્રા, વિગેરે સ્થળોએ ફરવા જવાની છું.' બા હમણાં આવશે. મેં તો કહેલું કે કાકીને કાંઈ કહેવડાવવાની જરૂર નથી. હું જ કહી દઈશ. ઓછાં જ કાકી વઢવાનાં છે. હું તૈયાર તો કરુંને કાકી?

'હેં!...... પણ મેં તને કાંઈ કહ્યું નથી, નહિ? યજ્ઞેશના મનહર-મામાએ રજાઓમાં તને એમના ત્યાં બોલાવેલી છે. પૈસાદાર કુટુંબ છે ફરવાનું જ છે ને. ક્યાં મોટી ઉમર થઈ ગઈ છે.'

નક્કી કરી કરીને બોલતી અંજની કાકીને સ્થિર નયને જોવા લાગી, પણ કાકી સાચું જ બોલતાં હોય તેમ લાગ્યું, છતાં તે બોલી.

'પણ કાકી, બાની સાથે ફરી મને આમ ફરવાનો વખત પણ નહિ મળે. મેં તો નક્કી કર્યું છે કે હું જઈશ.'

'કોની સાથે બોલે છે. અંજની? જરા તો સમજ.

તારો વિવાહ થયો છે. તું મોટી થઈ એટલે તને કાંઈ કહેવાય નહિ. તારા જેવી ભણેલી છોકરી અને આમ સામું બોલે એ ઠીક કહેવાતું હશે?'

'પણ હું સામું ક્યાં બોલું છું કાકી? હું તો સહેજ વાતો કરુ છું.'

'સારું, બા, આવશે, ત્યારે એમની સાથે હું વાતો કરીશ. આજે તારા કાકા આવશે એટલે એમને પણ પૂછીશ, હજુ હમણાં વિવાહ થયો અને કહે બેટા–એ લોકોને તું ના જાય તો કેવું ખોટું લાગે?'

❖

કાકી અંજનીના ઓરડા તરફ આવતાં હતાં. એમને લાગ્યું કે અંજની સૂઈ ગઈ છે એટલે તેઓ બહાર આવ્યાં. કાકા કાકી કશીક છાની વાતો કરતાં હતાં.

'અંજની, તું ધાર્યું કાંઈ જ કરી શકવાની નથી, પણ હા, બા–બાપુ બચપણથી જ કાકી કાકાને સોંપી ગયા. લોકો કહેતા હતા કે થોડી ઘણી મિલકત પણ અંજનીના બા–બાપુ પાસે હતી. મિલકત હોય અગર ન હોય, ગમે તેમ તોયે મને ભણાવી, મને દિલખૂશ ફરવા દીધી, મને સંપૂર્ણ સ્વતંત્રા બક્ષી, આજસુધી એ મારા ઉપર કોઈ જ દબાણ લાવ્યાં નથી. આજસુધી પણ મને જરાએ દુઃખી થવા દીધી નથી. અને આજે? પણ એમને કેવી રીતે કહી શકાય કે આજે એમણે મને દુઃખી કરી છે? લગારે નહિ, યજ્ઞેશમાં ક્યાં ખોડ છે? એમને ક્યાં ખબર છે; હું અને ગૌતમ...ખબર હોય તો પણ...પણ યજ્ઞેશનું કુટુંબ ક્યાં સંસ્કારી નથી? યજ્ઞેશનું કુટુંબ સંસ્કારી હોય તેથી શું થઈ ગયું? ગૌતમના સંસ્કાર? સંસ્કાર કેવા? એ "શું? તારામાં કેટલા સંસ્કાર છે? રેખા ક્યાં દોરું? સંસ્કાર ક્યાં? શું થશે? કાકીએ તો બાને સમજાવી દીધાં, બા પણ મને મળ્યા વગર ગયા, બા કેમ કાકીને સ્પષ્ટ કાંઈ કહી શકતાં નથી? કાકીનો એમને ભય હશે? અને હા. કાકીની જીત...પણ ના, ના. કાકી કડક લાગે છે, પણ એ ખોટું ક્યાં બોલતાં હતાં? હિંમતભેર હું બધું જણાવી દઉં તો? પણ શી જરૂર

છે ? નીરૂ જાણે છે. નહિ જાણતી હોય તો એને કહીશ...યજ્ઞેશ...હા, 
એ એ–નહિ નહિ–યજ્ઞેશ મને સમજી ગયા–સમજી ગયો છે...હશે...થશે. આમ તો બધુંયે સારુ થાય એમ લાગે છે. તો શું કરું ? ચૂપચાપ બધું જોયાં જ કરું ? જેમ થાય તેમ થવા જ દઉં ? ભલેને લગ્ન થાય. ના, પણ જરુર યજ્ઞેશ લગ્ન જ નહિ કરે. હું નીરૂને ગૌતમને અપાવીશ ? અને હું જ ગૌતમને ગુમાવીશ ?

પથારીમાં સૂતેલી અંજની ખિલખિલાટ હસી પડી. પણ ઝટ શાંત બની ગઇ.



પોતાને લાગેલું જ કે પોતે નીરૂ સામે જોઇને હસી પડશે. પોતાને જોતાંની સાથે નીરૂ પણ જરુંર હસશે. નીરૂ હસશે તો જ હું હસીશ. પણ નીરૂ તો લગારે ન હસી.

'કેમ, આમ સાવ ગંભીર બની ગયાં છો ? તમને ભાભી કહું તો વાંધો નથી ને ?'

'ના, ના. મેં એક વખત તો તમને કહ્યું હતું કે મને કાંઇ જ વાંધો નથી. જે સ્પષ્ટ છે, એને વળી સ્પષ્ટતા જરૂરી છે ખરી ?'

'એવું નહિ, કેટલીક વખત જે સ્પષ્ટ લાગતું હોય છે તે સ્પષ્ટ હોતું નથી. એવી સ્પષ્ટ બાબતોમાં વધારે સ્પષ્ટતાની જરુર ખરી ને ?' સહેજ હસીને નીરૂ બોલી.

'ખરી.'

'તમે કેમ મૂંઝાતા મૂંઝાતા બોલો છો ? તમારા આંતરમાનસને અમે વિચાર્યું છે. તમે જરાયે ન ગભરાશો, ભલેને તમારાં કાકી રૂઢિ-પ્રણાલિકાઓમાં માનતા હોય.'

'તમે શું બોલો છો ?' એવું કંઇક પૂછવાનું અંજનીને મન થઈ આવ્યું, પણ એનો ઉશ્કેરાયેલો એનો ચહેરો તરત જ શાંત બની ગયો. 'તું જે વિચાર્યા કરે છે એ જ તને તેઓ કહે છે. એમાં તને દર્દ શાનું લાગે છે ? એમાં તને વેદનાભર્યો ઉશ્કેરાટ શેનો થાય છે ?'

'તમારી જાતે જ તમે આશ્વાસન ન મેળવ્યા કરશો ! મારી સાથે રહેજો, મારી સાથે ફરજો. તમને જે કાંઈ ગમશે–ગમે છે એ બધુંયે મને ગમે છે—ગમશે !' નીચું જોઇને વિચાર કરતી અંજનીએ નીરૂ સામું જોયું, તેણે એક આશાનો શ્વાસ લીધો.

 ‘ હું બોલું છું તે તમને નથી ગમતું ?’ નીરૂ સમજી કે અંજનીએ વિશ્વાસ નાખ્યો, તે બોલી.

‘ ગમે છે. ’ આ વખતે નીરૂએ એક આશાશ્વાસ લીધો.



આ આલેશાન બંગલો અને આ બધાં મોજશોખનાં સાધનો—કોણ જાણે અંજનીને કશું પણ આમા નવું લાગતું નથી. આવી છે ત્યારની સાવ ગંભીર. યજ્ઞેશ પણ ફર્યાં જ કરે છે. એની પાસે જઇને બેસતો નથી. આવો બેવકૂફ તો મેં કોઈ દીઠો જ નહિ, કે પછી સાવ નિર્માલ્ય હશે ? આખો દિવસ નીરૂ અને એ બન્ને કંઇક છાનીછાની વાતો જ કર્યાં કરે છે, સવારમાં હું એમની પાસેથી ગયો ત્યારે તરતજ એમણે જબાન બંધ કરી દીધી. છે શું ? કાંઈ સમજાતું નથી !

ટચલી આંગળીની સાથેની આંગળી વડે માથાના વ્યવસ્થિત રીતે હોળેલા વાળ વચ્ચે જ્ઞાનતંતુઓને સતેજ કરવા, માથું ખંજવાળતા મનહરમામા વિચાર કરતા હતા. બહુ જ ફક્કડ—તદ્દન આધુનિક અને અજાણ્યાઓ જો બેસવા પ્રયત્ન કરે તો હૃદયમાં આંચકો અનુભવી જાય એવી આરામખુરશીમાં ટટ્ટાર બેસી પગ ઉપર પગ ચઢાવી અને એક ઘણું જ જાડું પુસ્તક ખોળામાં રાખી જરાક જ આઘે ગાલીચા ઉપર બેઠેલા નીરૂ—અંજનીને નીરખતા હતા. એમના ખોળામાં પડેલું મોટું પુસ્તક અવળું પડ્યું હતું. એટલે તેઓ પુસ્તક વાંચીને કંઇક ડખલ-ગીરી કે ન સમજાય એવું દેખીને વિચારમાં પડી ગયા હશે, એમ માની જ શકાય નહિ.

યજ્ઞેશ પાછળથી આવીને આ વખતે ઊભો હતો. તે મામાને જોતો હતો. સહેજ હસતો પણ હતો. થોડીવાર આમ ઊભો રહ્યો. એ વખતે યજ્ઞેશ એ પણ જાણી ગયો કે અંજની ત્રાંસી નજરે—છૂપી બનવા મથતી રીતે યજ્ઞેશને જોતી હતી. યજ્ઞેશની અને એની આંખો મળી જતી—તરત જ—જરાએ વધુ વખત નહિ, અંજની આંખ ખસેડી લેતી. છેલ્લી વખતની અંજનીની આ રમત જોઈ યજ્ઞેશ જરા વધારે હસ્યો. મામા એનું હાસ્ય સાંભળી ગયા. તરત જ એમણે પાછું જોયું.

યજ્ઞેશ બોલ્યો, ‘ કેમ મામા, આમ પુસ્તક ઊંચું અને અવળું રાખીને વાંચો છો ? ’

‘ હેં—હા—ઓહ ! ’

નીરૂ હસી પડી હતી. અંજની તો ગંભીર જ હતી. યજ્ઞેશ હસતો 
પણ નહોતો. ગંભીર પણ નહોતો.

❖

'મારા કાર્યાલયમાં આવશોને?' નીરૂ કોઈ પુસ્તક અંજનીને આપી ગઈ હતી. અંજનીએ તો એ પુસ્તક બાજુમાં જ રાખ્યું હતું. યજ્ઞેશે પૂછ્યું ત્યારે તે એના એ પુસ્તક સામું જોતી હતી. નીરૂ પણ ત્યાં બેઠી હતી.

'તમે આવશોને?' નીરૂ તરફ જોઈ અંજનીએ એને પ્રશ્ન કર્યો.

'હું નહિ આવું તો તમે નહિ જાવ? એમના કાર્યાલયમાં ખાસ તમને ગમે તેવું કાંઇ છે જ નહિ. ફક્ત સાત ખૂરશીઓ અને એક મેજ–બસ. આટલું જ. અને એમના કાર્યાલયના બારણે ન મળે જાહેર –ખબરીયું પાટીયું કે ભલે પધાર્યા **सुस्वागतम्** ની શબ્દાવલિ. કે જશો નહિ ભાભી, મને બિલ્કુલ પસંદ નથી. બધા કાગળોના થોથાં સિવાય ત્યાં બીજું કાંઇ નથી.

'કેમ?'

'કહ્યું ને કે તમે ભાનમાં...'!

'ભાનમાં જ છું.' અંજની સહેજ હસતાં બોલી.

'એને એકલું આવવું ગમતું નહિ હોય.' યજ્ઞેશ બોલ્યો.

'ના. ના. એવું કાંઈ ખાસ નથી.'

'બરાબર–તમે છો ને ભાઇ. પછી—' નીરૂ આગળ બોલે એ પહેલાં તો યજ્ઞેશ બોલીને ચાલ્યો થયોઃ—

–'તમે તૈયાર થાવ, હું આવું છું.' અંજની જોઈ રહી, અને નીરૂ તો જાણે આવેશમાં આવી ગઈ હોય તેમ લાગ્યું. 'એકદમ યજ્ઞેશ આવું કેમ બોલ્યો?'

દિવાલ કે બારીઓ ઉપર ખાસ કચરા જેવું જણાતું નહોતું. પણ સ્વચ્છતા જળવાય તે ખાતર નોકર ત્યાં સાફસુફી કરી રહ્યો હતો. એક જ જગ્યાએ તે ક્યારનો વાદળી કાપડથી ઝાટકયા જ કરતો હતો. ગુસ્સે જણાતી નીરૂ, જતા યજ્ઞેશને જોતી હતી. તેણે નજર ફેરવીને નોકરને જોયો. નોકરની અને નીરૂની નજર મળી. નીરૂની આંખો વધુ સખ્ત બની.

નોકર તો તરત જ ચાલ્યો ગયો.

'એમાં તમે નોકર તરફ શા માટે આંખો સખ્ત કરી?'

'એ જરા વધારે ચાંપલો છે!'

'તમારી ભૂલ થઇ. એ જરા વધારે ચાલાક છે.'

નીરૂએ અંજની તરફ જોયું. અંજનીએ વળી આગળ બોલવા માંડયું. 'તમને એની ચાલાકી ન ગમી અને એથી તમે એને ચાંપલાશ ગણી કાઢી.'

'એવું કાંઈજ નહોતું.'

'તો તમે આમ સખ્ત—એકાએક સખ્ત કેમ બની ગયા?'

'તમને એ નહિ સમજાય ભાભી!'

'કે તમને બરાબર નથી સમજાતું?'

'જેમ કહો તેમ.'

'સારૂ!' પેલું પુસ્તક હાથમાં લેતાં અંજની બોલી.

❖

'હેં ભાઇ! મને બોલતી અટકાવીને તું કેમ ચાલ્યો ગયો હતો?'

'નાની નાની બાબતોમાં તને ખોટી ચાંપલાશ કરવાની ટેવ છે અને મહત્વની વાતોને તું જલ્દી ભૂલી જાય છે, એટલે!'

'ઓ હો! એટલું જ ને?' નીરૂ બોલી.

'આ એમનું એક મેજ અને આટલી એમને ખુરશીઓ. આટલા આ સરસામાન સિવાય વધારે બીજું કાંઈ અહીં દેખાય છે ખરૂ?' અંજની તરફ જોતાં નીરૂ બોલી. પણ અંજનીએ કાંઇ જવાબ ન આપ્યો.

'જો ને એમને પણ તું બોલ્યાં જ કરે છે તે ગમતું નથી.'

'ભાભી આ ભાઇ બરાબર કહે છે?'

'ના.'

'કેવું જરુરિયાત પૂરતું જ અંજની બોલે છે!' યજ્ઞેશ બોલ્યો.

'આ કાર્યાલયમાં શું થાય છે? એમ તો કાંઈ પૂછો. આમ શાંત કેમ બેસી રહ્યાં છો?' અંજનીને જરા હલાવતાં નીરૂ બોલી.

'એ સમજે છે કે તું બધું કહી નાખવાની છે, પછી શા માટે એ તને પૂછે?'

'ભાઈ! અમારી વાતોમાં તમારે બોલવું નહિ! નીરૂ બોલી.

અંજની અને યજ્ઞેશ હસી પડયાં.

'પૈસા મેળવવાની કોઈ તરકીબો હશે હશે. એથી વધારે કાંઇ

તો આ કાર્યાલયમાં નહિ જ હોય ને !' અંજની બોલી.

'તમને અમારી વાતોમાં જરાયે રસ ન પડતો હોય તેમ લાગે છે.' નીરૂ અંજનીને કહેવા લાગી.

'મને પણ લગભગ એવું લાગે છે.' યજ્ઞેશ પણ એવું જ બોલ્યો.

'ના, ના. એવું કાંઇ ખાસ નથી, મારું માથું કેટલાક વખતથી દુઃખે છે.' અંજનીએ કહ્યું.

'નીરૂની હાજરી જ્યાં જ્યાં હોય ત્યાં ત્યાં બધાનું માથું દુઃખે છે.' યજ્ઞેશ નીરૂ તરફ જોઇને બોલ્યો, પણ નીરૂ શાંત હતી, કોણ જાણે અંજની પણ કાંઇ બોલી નહિ.

થોડીવારે ફરી યજ્ઞેશ બોલ્યો, 'પરીક્ષા તો પૂરી થઈ ગઈ ખરું ને ?'

'હા.'

'સફળ થવાય એવું લાગે છે ? અને ગૌતમે શું કર્યું છે ?'

'બન્ને સફળ થઈશું ?' અંજની બોલી.

'ગૌતમ હવે શું કરે છે ?'

'એ કાશ્મીર ગયેલ છે.' શાંત ચહેરે એકજ ઢબથી અંજની જવાબો આપતી હતી. એ બોલતી હતી છતાંયે એના શબ્દોમાં અને એના ચહેરામાં બધેય ગંભીરતા લાગતી હતી.

યજ્ઞેશને જાણે હવે કંઈક સમજાયું હોય તેમ લાગ્યું. નીરૂ યજ્ઞેશ તરફ જોતી હતી.

'આપણે પણ કાશ્મીર જઇએ ?' નીરૂએ યજ્ઞેશને પૂછ્યું.

'ફરવા માટે જવું હોય તો બધે ફરીએ.'

'ત્યારે શું ગૌતમને મળવા જવાનું છે એમ ?' નીરૂ ભાવપૂર્વક અંજની તરફ જોઈ બોલી, અંજનીએ નીરૂને જોઈ. નીરૂએ આંખ ખસેડી લીધી.

અંજની કેમ હવે કાંઇ નથી બોલતી ? યજ્ઞેશે વિચાર્યું, પછી તે બોલ્યો, 'તમે કાશ્મીર આવશો ખરાં ને ?'

'ના!' તરત અંજનીએ જવાબ આપ્યો.

'કેમ ના કહો છો ?' નીરૂએ જરા અજાયબી સાથે અંજની સામું જોતાં પૂછ્યું.

'મરજી'

'ગુસ્સે થઈ ગયાં ?' ફરી નીરૂ બોલી.

'એમાં ગુસ્સે થઇ જવા જેવું શું છે?'

'અમે ખોટું કાંઈ જ બોલતા નથી હોં કે!' કાંઈ જ શબ્દને વધારે લંબાવતાં નીરૂ બોલી.

'સારુ' પ્રજ્ઞેશ અંજનીને જોતો હતો. કેવું અવળું અવળું સમજે છે.

'અંજની અમે મશ્કરી નથી કરતાં હોં.' ગંભીર બનીને પ્રજ્ઞેશ બોલ્યો.

અંજનીએ જવાબ ન આપ્યો. એને કંઇક વિશ્વાસ બેઠો હોય તેમ લાગ્યું. આ વખતે નીરૂ સહેજ હસી હતી.

❖

[૮]

'યુવક યુવતીઓ ભેગાં મળે છે એટલે કોણ જાણે એમનામાં પ્રેમના અંકુરો ફૂટે છે, અને પછીથી તો એ લાગણીઓ એટલી વિચિત્ર રીતે અને ગજબ ઝડપથી વિકાસ પામે છે કે બન્ને એક બીજાનો જાન એક બીજાને માટે, આપવાની તૈયારીઓ બતાવે છે.'

'ફક્ત બતાવે છે.' હોડીની એક બાજુએ બેસતાં ગૌતમ બોલ્યો. પણ પવન ખુબ જોશમાં વાતો હતો. એના શબ્દો સુરેશ કે વામને સાંભળ્યા હોય તેમ લાગ્યું નહિ.

'વામન! તેં લગન કરેલાં છે. યુવક–યુવતીઓના આ પ્રેમની મને કાંઈ સમજ પડતી નથી. સમજાવશે?'

'એને કાશ્મીરની હવા ચાખવા દો. વામન જો તું એક મહિનો અહીં કોઈની પણ ચિંતા કર્યા વગર રહે તો તારી તબિયત નિરોગી બની જાય!' સહેજ ટટાર બની વામન નજીક આવતાં ગૌતમ બોલ્યો.

'વિચાર છે.' વામન બોલ્યો.

'ના. નહિતર અમે તો અહીં વધુ વખત રહેવાના છીએ. તું કહેતો હતો ને કે મારે તો વહેલા ચાલ્યા જવું છે?'

'તે આપણે નાહક એને ખોટી રીતે ચીઢવ્યા કરીએ પછી એ બિચારો શું કરે. અહીં એનું કોણ?' સુરેશ બોલ્યો.

'બે ત્રણ દિવસથી અહીં આવ્યા છીએ, આટલું બધું જોયું અને આટલું બધું ફર્યા, કહે વામન, તને લગારે સતાવ્યો છે? આ તો તારી શારીરિક અને માનસિક અશક્તિઓ ઉપર થોડી ટીકાઓની અને કટાક્ષોની જરુર હતી. કદાચ તને કંઈક ભાન થઈ આવે અને તું

બરાબર જીવન જીવતો બની જાય એટલે જ આમ કહેવું પડેલું.'

'હા, અમારે શું? ઠીક એ તો. જોને ટેકરીઓ ઉપર ફર્યાં ત્યારે પેલા ભરવાડે પણ એના બકરાને સંબોધીને કહ્યું હતું કે' 'જરા ઝડપ કર ઝડપ, આમ નહિ પાલવે.' સુરેશ બોલ્યો.

'પણ સુરેશ, વામનને...હં, વામન, તું હિંદી શિખેલો? એ તો હિંદીમાં બોલેલો એટલે તને નહિ સમજાએલું.'

'શા ઉપરથી કહો છો કે નહિ સમજાએલું?' નાકના ટેરવા ઉપર ગબડી પડેલા ચશ્માને ફક્ત બે આંગળીઓની આધુનિક સફાઈદાર અને છટાદાર પદ્ધતિ પ્રમાણે અદ્ધર કરી નાકની મધ્યમાં મૂકતાં હોંશભરી રીતે પોતાની શક્તિ ઉપર વિશ્વાસ દાખવતાં વામને ગંભીર રીતે પ્રશ્ન કર્યો.

'આટલી બધી ગંભીરતાથી પ્રશ્ન કરે છે વામન?'

'તું એ વખતે ધીમે ચાલતો હતો, મને તો લાગે છે કે એ વખતે ગંભીર હોવો જોઈએ!' ગૌતમે કહ્યું,

'એ જેટલો સફાઈદાર બાહ્ય શણગારમાં લાગે છે એથીએ વધુ સફાઈદાર એની ચાલમાં, વાણીમાં અને ગંભીરતામાં લાગે છે.' સુરેશ હસતાં હસતાં બોલ્યો.

'તમારે લોકોએ જો વાત કરવી હોય તો સીધી રીતે કરો!!' વામન સખ્ત બનવા પ્રયત્ન કરવા લાગ્યો.

'કેમ? તને બધું અસ્પષ્ટ લાગે છે? ન સમજાતું હોય તે કહેજે ભાઈ. તારે જરુરનું આ બધું છે! અને તું જ ન સમજે તો કેટલું ખરાબ!' સુરેશ ગૌતમ સામું જોઈ કહેવા લાગ્યો.

'સુરેશ સાચું કહે છે.'

'તમે સાચું શું બોલો છો? ઘડીમાં પ્રેમ ઉપર પ્રશ્ન કરો છો. ઘડીમાં હિંદી આવડે છે કે નહિ એ પૂછો છો—ઘડીમાં ગંભીરતાની રજુઆત કરો છો...' વામનને આમ ઝડપથી બોલતો દેખી તરત જ ગૌતમે વચમાંથી તેને અટકાવ્યો, તે બોલ્યો.

'તે એકદમ તમે ઝપટમાં ન આવો પછી કંઈક તો આડો-અવળો ઉપાય શોધવો ને?'

'તો સ્પષ્ટ કહી નાખો ને કે નાહક મને હેરાન જ કરવો છે.' વામન વહાણની કિનાર ઉપર બેસતાં બોલ્યો.

એટલામાં સૂસવાટાબંધ વાતા પવનને લીધે શઢમાં એક બાજુ

ખૂબ પવન ભરાયો, વહાણુ એક દિશામાં નમી પડ્યું. વામને જોરથી કિનાર પકડી રાખી. 'અરે વામન, વામન.' સુરેશે પણ મશ્કરીઓ મૂકી દીધી. વામનને જોરથી પકડ્યો. ગૌતમ તો બીજી બાજુના કિનારા તરફ બેઠો હતો. ઓચિંતાના આ આંચકાથી તે વહાણુમાં જ ઉથલી પડ્યો હતો. વામનને સુરેશે પકડ્યો પણ પાટીઆ ઉપરથી સુરેશનો પગ ખસી ગયો.

'માલિક—માલિક.' વહાણુનો સુકાની બેબાકળો બની બૂમ પાડતો હતો.

સુરેશની પકડ છૂટી ગઈ. વામન પાણીમાં પડી ગયો. વહાણુ વધારે અગડોળે ચઢ્યું. પડતાંની સાથે જ વામન ઉછળતા પાણી વચ્ચે અલોપ થઈ ગયો. 'વામન' 'વામન' વહાણુમાં જ પડેલા સુરેશે ફરી બૂમો પાડવા માંડી. કિનારી ઝાલીને ગૌતમ આ વખતે ઊભો થયો હતો. આજુબાજુ પાણી જ હતું. કિનારો ખૂબ દૂર હતો. કિનારા ઉપર કેટલાંક માણસો જણાતા હતા.

'પાછા ફરો—પાછા ફરો,' નો તીણો અવાજ સંભળાતો હતો. સુકાનીએ પણ સુકાનને ફેરવી નાખ્યું હતું. આગળના ભાગમાં એકાએક પાણી સનજડ ઉછળતું હતું. સુકાની ચેતી ગયો હતો. શઢને તરત જ સમેટી લેવાનો પ્રયત્ન કરવામાં આવતો હતો. પણ...પણ શઢનું મજબૂત કાપડ એકાએક ચિરાઈ ગયું. કાપડ ચીરાવાનો અવાજ, મરતાં માનવીની ચીસ કરતાં પણ વધારે ભયાનક હતો. પવનના સુસવાટા સાથે વાતાવરણુને ભયાનક બનાવી મૂકી લાકડાના શઢ સાથે બધું પાણીમાં પડ્યું.

'હું પાણીમાં પડું છું.' એકાએક ગૌતમ બોલ્યો.

'ના. ના. ના.' સુકાનીએ પોક મૂકી!

'કુદરત બચાવશે. જોખમ ન ખેડશો.'

'એના જીવ માટે ત્રણેની જવાબદારી છે.' ગૌતમે સખ્તાઈથી કહ્યું. સુરેશે ગૌતમને પકડી લીધો.

'તો શેઠ હું જાઉં છું.' હિંદી ભાષામાં સુકાની બોલ્યો.

'કોઈ ન જશો. ઈશ્વર બચાવશે. બધા જોખમમાં છીએ વધુ જોખમમાં આવી જઈશું.'

'તો એથી શું થઈ ગયું?' ગૌતમ બોલ્યો. સુરેશની પકડમાંથી છૂટવા પ્રયત્ન કરતો હતો. ફરીથી વહાણે જબ્બર ઝોક ખાધો. આધાર

વિના એક બીજાની પકડથી ઊભેલા સુરેશ અને ગૌતમ બન્ને હવામાં સહેજ ઉચકાઈ ગયાં. બન્ને પાણીમાં પડયાં. 

ગૌતમ પાણીમાં પડયો. સુરેશ પાણીમાં પડયો. અને પેલો સૂકાની? આબાદ રીતે એ પણ વહાણને છોડી પાણીમાં કૂદી પડયો. એની પડછંદ કાયા ઝડપથી પેલા લાકડાના તૂટેલા અને પાણીમાં હીલોળા ખાતા શઢના સ્તંભ તરફ ધસી રહી હતી. એના બાહુના એક હાથની પાણી ઉપર જબ્બર પછાડ એક એક વાર જેટલું અંતર જોસભેર કાપી નાખતું હતું. પાણી ઊપરની આ ચાલ જમીન ઉપરની ચાલ કરતાં પણ ઝડપી બની ગઈ.

પાણીમાં ઊનરતા ગૌતમે પાણીમાં જ જોસથી સુરેશે પકડી રાખેલી પકડ છૂટી કરી નાંખી. સૂસવાટાબંધ પાણીમાં પગની એક લાત લગાવી ગૌતમ ઉપર આવવા લાગ્યો. પણ...પણ ઉપર આવતો ગૌતમ અટકી પડયો. એના માથાને કંઈક અથડાયું. પાણીમાં ગૌતમ ગભરાઈ ગયો. એને લાગ્યું કે કોઈ જળચર પ્રાણી આવ્યું...પણ ના. ના. કોઈ માનવી જેવું લાગ્યું. પાતળો સાવ નાજૂક દેહ. એ દેહ ગૌતમને અથડાયો. ગૌતમને લાગ્યું હશે કે એ દેહમાં ચેતન નથી રહ્યું. તરત જ પાણીમાં ફરી એક લાત લગાવી ગૌતમ ઉપર આવવા લાગ્યો. આ વખતે એ સુકોમળ દેહને ગૌતમે પોતાના ડાબા પડખામાં મજબૂત રીતે પકડી લીધો હતો.

ગૌતમ પાણીની સપાટી ઉપર આવ્યો. એ જ તોફાન—એજ ભયંકરતા, તો પાણીની અંદર વધારે શાંતિ હશે? 'માલેક—માલેક' પેલો સૂકાની ઉછાળા મારતા લાકડાના સ્થંભ ઉપર જઈ બેઠો હતો. એ પગથી પાણી કાપતો તે સ્થંભને ગૌતમ તરફ લાવવા લાગ્યો.

'દૂસરે આદમી કો દેખા?'

'નહિજી. તુમ આ જાવ.' સૂકાની બોલ્યો.

'લો.' અને ગૌતમે બાથમાં પકડેલ એ નાજુક દેહને પાણીની સપાટી ઉપર જોરથી હડસેલ્યો. સીધો એ નાજુક દેહ લાકડાના સ્થંભ પાસે. આવી ભયંકરતામાં સૂકાની સહેજ હસ્યો. એના હાસ્યમાં સાહસને હાર્દિક અભિનંદન હતાં. સૂકાનીએ તરતજ એ નાજુક દેહધારીને પકડી લીધો. સ્થંભ ઉપર લઈ એને ઝાલી રાખ્યો. રખે ગબડી પડે. એ હતો વામન.

ફરીને ગૌતમ પાણીમાં જઈ રહ્યો હતો. તલાશ કરતો હતો કે સુરેશ ક્યાં છે? અંદર ઉપરની ભયાનક્તા નહોતી. પગની ધીમી લાતો અને બન્ને હાથોના પોંચાઓને ભેગાં કરીને પહોળા કરી બન્ને બાજુ તરફ લંબાવવાની એની પદ્ધતિ સુરેશને શોધતી હતી: સુરેશ ન જડ્યો. સુરેશ નથી જડતો. ગૌતમનો શ્વાસ રુંધાતો હોય તેમ લાગ્યું. સડસડાટ તે ઉપર આવ્યો. શ્વાસ લીધો. ફરી અંદર ગયો. સુરેશની શોધ માટે એણે ઝડપ વધારી મૂકી. ચારે તરફ એ એક જ શ્વાસે ખૂંદી વળ્યો. નિરાશ બની ગયો. ન સમજાય તેમ ધીમે ધીમે તે ઉપર આવવા લાગ્યો. સપાટી ઉપર આવ્યો.

'ગૌતમ—ગૌતમ.' સુરેશની બૂમ ! !

'ઓહ !' એ સ્થંભ ઉપર સુરેશ આવી ગયો હતો !

હોંસીલા હૈયે ગૌતમ સ્થંભ તરફ ઉપડ્યો. પગની લાત અને હાથની ઝપટ. બહુ જ જલ્દીથી સ્થંભ નજીક તે આવી ગયો. સ્થંભ પણ તેના તરફ જ આવતો હતો. તોફાન લગભગ હજુએ એવું ને એવુંજ હતું.

પેલું વહાણ તો ક્યારનું યે પાણીમાં ડૂબી ગયું હતું.



[ ૯ ]

'ત્રણ દિવસથી કાશ્મીરમાં રખડ્યા. કોઈ ધર્મશાળામાં પણ તમારો ગૌતમ નથી. કોઈ વિશ્રાંતિગૃહમાં પણ તમારો ગૌતમ નથી. હું તો હવે થાકી. આજે તો મારી તબિયત બરાબર નથી. મારો વિચાર બહાર આવવાનો નથી.' નીરૂ કેટલાક શબ્દો ઉપર ભાર દેતાં બોલી.

'પણ તે ના આવીશ. તને કહે છે પણ કોણ ?' યજ્ઞેશે નીરૂને જવાબ આપ્યો.

'તમને બરાબર ખબર છે કે કાશ્મીરમાં જ ગૌતમ આવનાર હતો.' અંજની તરફ જોતાં યજ્ઞેશ બોલ્યો.

'મને બાએ કહેલું.' અંજની બોલી.

'આજે આપણે જેલમમાં હોડી લઈ ફરવા જઈશું ત્યાં કોઈ મળી જશે.' યજ્ઞેશે કહ્યું.

'તો હું આવીશ.' નીરૂ બોલી.

'કેમ ?'

'હોડીમાં જવાનું છે ને ? પછી ગમશે.'

'હું એક વાત કહું ?' સહેજ હસતાં યજ્ઞેશે અંજની તરફ જોયું.

'કહોને'

'એ વાત તો સાચીને કે તમને ગૌતમ ગમે છે.'

'હા...' અંજની બોલી.

'તો...તમે ગૌતમને દુઃખી ન કરશો.!' નીરુ જોઈ ઝટ યજ્ઞેશ બોલી ગયો.

'તમે કેવી વાત કરો છો! ગૌતમ અંહી છે જ ક્યાં?'

'અહીં હોય અગર ન હોય. ગૌતમની યાદથી તમે પણ દુઃખી થયાં કરો છો એમ મને લાગે છે.'

'એ વાત સાચી હશે. પણ ગૌતમ જેટલો ગમે છે...'

'મારો ભાઈ પણ તમને ગમે છે ખરું ને?' નીરૂએ પૂરું કર્યું.

કંઈક શરમ સાથે અંજનીએ ડોકું હલાવી હા દર્શાવી દીધી.

'તમે કેવાં સ્વાર્થીલાં છો ભાભી. યજ્ઞેશ મળ્યો નહોતો ત્યાં સુધી ગૌતમ ખૂબ ગમતો હતો. યજ્ઞેશને જોયો એટલે હવે ગૌતમ ગમતો નથી.'

'હું એમ ક્યાં કહું છું ગૌતમ ગમતો નથી.'

'તો તમે શું કહો છો? તમારો પ્રેમ, તમારી લાગણીઓ સાચી છે ખરી?' નીરૂએ પૂછ્યું.

'જરૂર—સાચી છે.' બેધડક અંજની બોલી.

'તો તમે ગૌતમને કેમ છોડી દીધો.'

'મેં ગૌતમને છોડયો નથી. ગૌતમ છૂટયો પણ નથી.'

'બતાવોને ક્યાં છે તમારો ગૌતમ?'

'અહીં જ' તેજભરી શ્રદ્ધા સાથે અંજની બોલી.

'ગુસ્સે ન થશો ભાભી. તમારો ગૌતમ મને પણ ગમે છે!' ભાઈ સામે જોતાં જોતાં નીરૂ બોલી.

'અંજનીને ખોટું લાગશે, એવું ન બોલ.' યજ્ઞેશ બોલ્યો.

'એમાં ખોટું શું લાગવાનું હતું?' અંજનીએ કહ્યું.

'કેમ? તમારા ગૌતમ ઉપર હું અધિકાર સ્થાપુ છું. તમને વાંધો છે?'

'વાહ રે નીરૂ!' યજ્ઞેશ બોલ્યો.

'કેમ ભાઈ તમને ન ગમ્યું?'

'ના. ના. એવું કાંઇ નથી. બિચારા મુંઝાએલા ગૌતમને તું

 વધારે મુંઝવીશ નહિ. ગૌતમ તો સૌને ગમે એવો છે. તું સામાન્ય વાત તો નથી કરતી ને ? '

' ના. ના. મને ગૌતમ ગમે છે. '

' તો તમે ગૌતમને તમારો કરી લો. ' ખીજાતાં ખીજાતાં અંજની બોલતી હોય તેમ લાગ્યું.

' બહુ સારુ. ' નીરૂ બોલી.

નીરૂ અને યજ્ઞેશ એક બીજાના સામું જોતાં હતાં. અંજની એ બન્નેને જોઇ રહી હતી. નીચલા હોઠને દાંત વચ્ચે દબાવી ઉપલા હોઠથી મુખ ઉપર ઢાંકણુ લાવી મનમાં અંજની હસતી હોય તેમ જણાતું હતું.



' તો તમે ગૌતમને તમારો કરી લો ' યાદ રાખજે અંજની તું એ જોતી રહીશ. ગૌતમ મારો બનશે. જરુર બનશે ! તું નબળી છે. તને હૃદય છે પણ બેવકુફ છે. જોજે. તું જોજે ને તારો ગૌતમ મારો બનશે. નહિ બને તો પરાણે બનાવીશ. ઇર્ષાળુ, એક દિવસ આવશે. અને તારી કાચની કીકી રડી ઉઠશે...ના. ના...અંજની એવી નથી. એને દિલ છે. એને દર્દ પણ થાય છે. ગૌતમને સુખી દેખી જરુર એ સુખી થવાની. પણ એણે એમ કહ્યું કે ગૌતમ જેટલો ગમે છે તેટલો યજ્ઞેશ પણ ગમે છે. યજ્ઞેશમાં છે શું ? સાવ મુંગો. તો ગૌતમમાં પણ છે શું ? એને તો તે દિવસ આબાદ બનાવ્યો. પણ એમાં બનાવવાનું હતું પણ શું ? એણે કાંઈ નિર્ણય નહિ કર્યો હોય. ચોક્કસ એણે કંઇક તો વિચાર્યું હશે-કે એ...એ નીરૂ ઉંહું ! એ છોકરી મળે ત્યારે વાત. અમે તેમ હોય. મારે એનું શું કામ છે ? અરે વાહરે ! કેમ મારે તો એને મારો કરી લેવાનો છે. જબરજસ્તી. જબરજસ્તીથીસ્તો...' છેલ્લે છેલ્લે ધીમેથી નીરૂ બોલી હતી.

યજ્ઞેશ પાસે જ બેઠો હતો. અંજની પણ જોડે હતી.

' શેની જબરજસ્તી ? ' અંજનીએ પૂછ્યું.

' હેં ! કશાયની નહિ. ' નીરૂ ચેતવા લાગી.

' કોણ હતું ? ' હસતાં હસતાં યજ્ઞેશે પૂછ્યું.

' ખબર નથી. '

' ગૌતમ તો નહિ હતો ને ? ' ફરી યજ્ઞેશે પૂછ્યું.

'એ હોય તો પણ શું થઈ ગયું.' નીરૂ બોલી. 

'હું કહી દઈશ.'

'શું ?' જરા આવેશમાં અંજની તરફ જોતાં નીરૂ બોલી.

'તમે બોલ્યાં તે. ગૌતમને કહીશ.'

'તો તમારે ગૌતમની સાથે તો લગ્ન નથી જ કરવાં નહિ ?' યજ્ઞેશે અંજનીને પૂછ્યું.

ઓચિંતાના પુછાએલા આવા પ્રશ્નથી અંજની સ્હેજ ચમકી ગઈ. નીરૂ એના તરફ જોતી હતી, બોલવાની છૂટ લેવાઈ ગઈ હતી. શું બોલવું તે એને ન સમજાયું છતાં એ બોલી ગઇ–'ના.'

'કેમ ? તમે ગૌતમને નહોતા ચાહતાં ? તમને ગૌતમ માટે પ્રેમ નહોતો ? તમે ગૌતમને દુઃખી નથી કરતાં ?'

'હું ઘણાને દુઃખી કરું છું !' નિશ્વાસ નાખતા અંજની બોલી.

'તો એ બધાને સુખી કરો.' અંજની તરફ નયનો નચાવતાં નીરૂ બોલી.

'કરીશ.'

'શું કરશો ?' યજ્ઞેશે પછ્યું.

'બધાને સુખી કરીશ.' ફરીથી અંજની બોલી.

'શી રીતે ?'

'મને એ ખબર નથી.'

'અને તમે પણ સુખી થવાનાં ખરુ ને ?' નીરૂએ સહેજ કચવાતા અવાજે પુછ્યું.

પણ શાંત વદને અંજની બોલી, 'હા.'

'એ વાત તો સ્પષ્ટ જ ને કે તમારે ગૌતમ સાથે લગ્ન નથી કરવાં ?'

'ના, અને મારે પણ હમણા લગ્ન નથી કરવાં.' યજ્ઞેશ તરફ જ બરાબર જોતાં અંજનીએ કહ્યું.



## [૧૦]

'છેવટે પત્તો લાગ્યો ખરો !' વામનના પલંગ આગળ ગૌતમને દૂરથી ઊભેલો જોઈ નીરૂ બોલી. અંજનીએ કાંઈ જવાબ ન આપ્યો. નીરૂ અંજની બન્ને સાથે ચાલતા હતા. યજ્ઞેશ એક બાજુ ઉપર હતો.

ત્રણે ગૌતમની નજીક આવ્યા. 'ઓહ ! તમે બધાં ? અહીં ? ચાલો ઝરૂખામાં ઊભા રહીએ.'

 'અમે તો હોડીમાં ફરવા નીકળ્યા હતા, ત્યારે ત્યાં સાંભળ્યું કે એ દિવસથી એક વહાણુ ત્યાં ડૂબી ગયું હતું અને તેમાં કોઈ પરદેશી ત્રણુ જવાનો છે. એમ પણુ સાંભળેલું કે એકની તબિયત બહુ જ ગંભીર છે.' નીરૂએ તીણી આંખ કરતાં કહ્યું.

'ના. હવે ખાસ કાંઈ નથી. બચી જાય એમ લાગે છે.' ગૌતમે સાધારણુ રીતે જવાબ આપ્યો.

ચારે જણુ ચાલતા પાછા ઝરૂખા તરફ આવતા હતા. અંજની સૌથી પાછળ પડી ગઈ હતી. એકાએક તેણે પાછળ જોયું. વામનના પલંગ આગળથી તેણે અવાજ આવતો સાંભળ્યો હતો. 'ગૌ–ત–મ?'

કોઈને કહ્યા વગર અંજની એ તરફ ગઈ. વામનના પલંગ પાસે આવી તે બોલી. 'કેમ?'

'તું કોણુ? સુલુ–સુલોચના આવી ગઈ?!' વામન ભાનમાં નહોતો. તે બોલતો હતો. અંજનીને પણુ કાંઇ સૂઝ ન પડી તે બોલી ગઈ. 'હા!'

'હાશ–આવ-બેસને. બેસને. ગૌતમ ન હોત તો, મારૂં શું થાત?'

'તે કેવી રીતે તેમણે તમને બચાવ્યા?'

'બાપરે! મને તો ખબર નથી. હું તો ઉંડે ઉંડે પાણીમાં ...બા...પ...રે.' વામન બરાડી ઉઠયો.

એક આયા ત્યાં દોડી આવી તેના તરફ જોતાં અંજની બોલી.

'જુઓને આમને કંઇક થાય છે.' આયા કાંઇ બોલી નહિ. આશાસ્પદ ચહેરે જ તેણે અંજની તરફ જોયું. વામનના શરીર ઉપર તે હાથ ફેરવતી હતી. વામને તે જોયું. પોતાના શરીર ઉપર ફરતો આયાનો હાથ તેણે અટકાવ્યો. અંજની તરફ જોયા વગર જ તે બોલ્યો, 'સુલુ! હવે કહી દે, કહી દેને કે તારી જરૂર નથી.'

'તમે એમના સગા થાવ છો?' હિંદી ભાષામાં આયાએ પૂછયું.

અંજની જાણે અડધું સમજી હોય અડધું ન સમજી હોય તેમ બોલી, 'હા.'

'જરા એમને ભાનમાં રાખવા પ્રયત્ન કરજો. બનાવ વિષે કાંઈ પૂછશો નહિ. ગભરાટ વધી જશે.'

'સારૂં.' આ વખતે તો સ્પષ્ટ લાગતું હતું કે અંજની આયાને લગારે સમજી જ નથી. વામન જરા શાંત બન્યો એટલે તે ચાલી ગઇ.

'ગૌતમ કેવો સારો. મારી સુલુને પણ એણે બોલાવી. કહી કહીને 
થાકી ગયો. ગૌતમ જુઠ્ઠો હતો–ગૌતમ જુઠ્ઠો હતો, પણ પછી તો–સુલુ આવી ગઈ. ગૌતમ સાચો, ગૌતમ સાચો–ગૌતમ સાચો છે.' ગાંડાની માફક વામન બોલવા લાગ્યો.

અંજની ભાનમાં આવી ગઈ.

'હા, હોં કે' તે એટલું બોલી. પોતાનો હાથ તેણે વામનના હાથ ઉપર ફેરવવા માંડ્યો. વામને એ હાથ પોતાના બે હાથ વચ્ચે લઈ લીધો. છતાં અંજની કાંઈ બોલી નહોતી. 'ગૌતમ સાચો છે હા, સાચો છે. બધી રીતે. કોણ જાણે એનું...એનું તેજ પણ સહન નથી થઈ શકતું, એનું તેજ ક્યાં છે? તું જ એનામાં તેજ જુએ છે. અને એ તેજસ્વી નથી? કેટલો નીડર ચહેરો, કેટલી બધી સ્વસ્થતા અને છતાંય સાવ ગંભીર. શા માટે ગૌતમની હાજરી જ મને દર્દમય કરી મૂકે છે? મેં એનો શો ગુન્હો કર્યો છે? જરૂર! ગુન્હો તો કર્યો છે. ગૌતમ, ગૌતમ, ગૌતમ, કહેવાનો, બોલવાનો મને શો અધિકાર હતો? તો ગૌતમને પુકારવાનો કોને અધિકાર છે? એ કોઈનો ય નથી. ગૌતમ મારો જ. હું જઉં. પણ ના, મને શા માટે રોકે છે ગૌતમ? હું તને, નીરૂ આપવા આવી છું, તું હસે છે? હસી લે, બરાબર છે. હસે નહિ તો શું કરે. ગૌતમ તું પાગલ તો નથી બની ગયો ને? હા, હા, હું જ પાગલ છું. પાગલ–પાગલ.'

'અરે–સુલુ કોણ? કોણ પાગલ? હું? હું? સુલુ હું પાગલ નથી બન્યો...સાચું કહું છું. પાણી બહુ જ ઊંડું હતું. હું અંદરને અંદર...'

'તમને નહી, તમે બોલ્યાં કરો છો? બોલશો નહિ!'

'સારૂં! સારૂં! સુલુ કહે તેમ કરીશ. નહિ બોલું.'

'ન બોલશો.' સ્હેજ વધારે ભાનમાં આવતાં અંજની બોલી.

'પણ ગૌતમ ક્યાં ગયો? મારે નથી શિખવું. તરતા મારે નથી શિખવું...ના, ના, શિખીશ. જરૂર શિખીશ પણ પાણી ઊંડું હોય તો? ના, ઓય હે...ના...નથી શિખવું!'

'ન શિખશો.' અંજની બોલી.

'તું ડાહી છે સુલુ. ગૌતમ તો મને તાલીમ–તાલીમ ઝાલીમ–નહિ નહિ નહિ.'

 'સારૂં નહિ.'

'તું જ મને ગમે છે. આખી દુનિયામાં તું જ મને ગમે છે. સુલુ મને મૂકીશ નહિ. આપણે મરીશું તો સાથે જ. તું જ મને કહેતી હતી. ના. મેં કહેલું......'

'સારૂ ! સાથે મરી જઇશ હોં કે !'

'હાશ ! સુલુ.' અંજનીનો પોતાના હાથમાં હતો એ હાથ વામને ઉમળકા સાથે દબાવ્યો, તોય અંજની કાંઇ ન બોલી.

દૂર ઉભા ઉભા એક આયા આ જોઇ રહી હતી. એ હસતી પણ નહોતી. એને દયા આવતી હોય તેમ એના ચહેરા ઉપરથી જણાયું. અંજનીએ તે જોયું. અંજનીએ ડોક નીચે વાળી દીધી. આસ્તે રહીને તેણે વામનના હાથમાંથી પોતાનો હાથ પાછો ખેંચી લીધો.

'કેમ સુલુ ? હું નથી ગમતો ? સુલુ સુલુ.' અંજની ન રોકી શકી. દર્દી તરફ એની ઊર્મિ વળી હતી. એને ખૂબ ખૂબ જાણે દયા આવતી હોય તેમ લાગ્યું. પોતાના હાથને વામન તરફ ફરીને અંજનીએ ખેંચાવા દીધો.

પેલી આયા ફરીને દૂરથી આ જોઇ ગઇ. અંજનીએ તેના સામૂં જોયું. તેણે અંજની સામૂં જોયું. તે હજુએ હસી નહોતી. ત્યાંથી તે બીજા વિભાગ તરફ ચાલી ગઈ.

'હું આયા બનું તો ? હું કોની ? મારે કોની જરૂર ? દુઃખીની ! હા, દુઃખીની. તો તું દુઃખી નથી ? બસ હું આયા બનીશ !'



ત્રણે જણા બહાર ઝરૂખામાં આવ્યાં. બહાર આવી ગયા પછી નીરૂને ખબર પડી કે અંજની અંદર રહી છે. તે બોલી, 'અંજની અંદર છે.'

પણ વાતો કરતા યજ્ઞેશ કે ગૌતમમાંથી કોઈએ નીરૂને ન સાંભળી.

અંદરની દિશા તરફ નીરૂ જોવા લાગી. 'ઠીક છે.' તે બોલી ! પછી એણે યજ્ઞેશ અને ગૌતમમાં ધ્યાન આપવા માંડયું.

ગૌતમ હોંશપુર્વક–ખૂબ જ ઉત્સાહથી જે કાંઈ બની ગયું હતું તે યજ્ઞેશને જણાવતો હતો.

'અંજની આવી છે એટલે ગૌતમ આટલા ઉત્સાહથી આ બધું કહે છે ? પણ અંજની અહીં કયાં છે ? એ તો વામન પાસે જ રહી

હોય એમ લાગે છે. હું અંજનીને લાવી છું એટલે ગૌતમ ઉલ્લાસમાં આવી બોલતો હશે.? એની કોઇ ખૂશાલીનો આજ દિવસ હોય એમ નથી લાગતું? એનું હૃદય સાચું છે. નાહક અંજની એને દુ:ખી કરે છે.' શાંત લાગતા યજ્ઞેશના ચહેરા સામું નીરૂ જોતી હતી. 

'ઠીક! તમે કઈ તરફ ઉતર્યા છો?' યજ્ઞેશે પૂછ્યું.

'મારા એક ભાઈબંધના સગાને ત્યાં પૂલ પાસે મકાન છે.'

'તે અહીં કાસ્મીરમાં ભાઈબંધ હતો?' નીરૂએ પૂછ્યું.

'કેમ ન હોઈ શકે? ભાઈબંધ ત્યાંનો પણ એના કાકા અહીં રહે છે.'

'એમ! તો તો તમે હજુ આ બાજુ રહેશો, નહિ?'

'ના. ના. સૂરેશનો વિચાર તો સરહદ ઉપર ફરવા જવાનો છે. કહે છે કે ત્યાં કુદરત ખૂબ ખીલી ઉઠેલી છે.'

'તમે પણ જવાના હશો.?' નીરૂએ પૂછ્યું.

'વામનને ઠીક થાય પછી કહી શકાય.'

'સુરેશ કોણ છે?'

'મારો એ એક ભાઈબંધ છે. હમણાં આવશે. જો જો ને.' ગૌતમે કહ્યું.

નીરૂની કોઈ અદૃશ્ય અડગતા ધવાતી હોય એમ લાગ્યું. એક જ દિશા તરફ એનું માનસ નહોતું. કંઈક ગુંચવાડામાં પડેલી નીરૂ જલ્દીથી ગૌતમમાં અંજાઈ જતી હતી.

યજ્ઞેશે કહ્યું, 'તમે એ તરફ ગમે ત્યાં જાવ તો અમને કહેજો. અમે પણ આવીશું.'

'સારૂ.'

'અરે! અંજની તો અંદર જ રહી ગઈ છે.' યજ્ઞેશે નીરૂ તરફ જોઇ કહ્યું.

'હા. રહી જ ગઈ છે.'

'તો બોલાવને.' યજ્ઞેશે કહ્યું.

'તે કરશે વાતો. હવે તો બધાં સાથે જ છીએ ને!' નીરૂ બોલી.

'તો એમ જ કરોને...પણ હા. તમે કઈ તરફ ઉતર્યા છો?' ગૌતમે પૂછ્યું.

'અમે તો એક મકાન ભાડે રાખી લીધુ છે.'

'ઓહ! તો તો તમે બધાં અહીં લાંબો વખત રહેવા આવ્યા હશો.!'

'તમે પણ ક્યાં લાંબો વખત રહેવા નથી આવ્યા?' નીરૂ સહેજ હસતાં હસતાં બોલી.

'હું ગમે તેટલો વખત અહીં રહું તેથી તમારે પણ એટલો જ વખત રહેવું એવું કાંઇ ઓછું જ બંધનકર્તા છે? અમે તો વિચાર કર્યો છે કે વામનને ઠીક થાય તો સરહદ તરફ જવું.'

'અમે પણ આવવાના છીએ.'

'તે મેં કહ્યું તો ખરું—આવજોને,' ગૌતમ બોલ્યો.

એટલામાં જરા દૂરથી સૂરેશ આવતો દેખાયો. એના હાથમાં એક ઝોળી હતી,

'મોસંબીઓ રાત સુધી ચાલશે ખરીને?' ગૌતમે સૂરેશને પૂછ્યું.

'હા.' સૂરેશે નવા-નવા યજ્ઞેશ અને નીરૂને જોતાં જોતાં કહ્યું.

'આ ભાઇ-બહેન છે. અંજનીનો વિવાહ આ ભાઇ સાથે કરેલ છે.' ગૌતમે સૂરેશને યજ્ઞેશ અને નીરૂની ઓળખાણ આપી દીધી.

'તે આ બાજુ ક્યાંથી આવી ચઢ્યાં?'

'એ તો મને ખબર નથી.'

'કઇ તરફ ઉતર્યાં છે.?'

'મકાન ભાડે રાખ્યું છે.'

'વધારે વખત રહેવાના હશે.'

'મેં ઓળખાણ કરાવી આપી છે. તું એમની સાથે વાત કર. હું મોસંબીનો રસ કાઢી આપું છું. વામન ક્યારનો પાણી માંગ્યા કરે છે. પાણી આપીએ છીએ એટલે કોણ જાણે પાછું આપી દે છે. ડૉકટરે કહ્યું કે મોસંબીઓનો રસ આપો, રસ તરત લેશે.'

'સારું.' સૂરેશને કંઇક સમજાયું ન હોય તેમ બોલ્યો. એના હાથમાંથી ઝોળી લઈ ગૌતમ અંદરની બાજુ જવા લાગ્યો.

નીરૂ અને યજ્ઞેશ સૂરેશ સાથે બહાર જ ઊભા રહ્યા.



'કેમ અંજની મઝામાં તો છે ના?'

'હા.'

ગૌતમ શું બોલશે? જરૂર. એ ગુસ્સે થશે. જરૂર એ ઠપકો આપશે. સાંભળી લઉં? ના, ના. ગૌતમે ક્યારે મને ઠપકો આપ્યો છે? પણ

ગૌતમ ક્યાં સુધી સહન કરી શકે? સાંભળી લઈશ જેટલું બોલશે તેટલું. સાંભળી લઈશ? મારે ગૌતમ જોઈએ છીએ, એનો ગમે તેવો પણ સબંધ જોઈએ છે! પણ સંબંધ ક્યાં નથી?-ભલે. જેટલું કહેશે એટલું સાંભળીશ! 

આવું કંઈક અંજની વિચારતી હતી, એટલામાં તો ગૌતમ આવ્યો. અંજનીની ખુશાલી, અંજનીના ખબર અંતર પૂછ્યા, અને અંજનીએ જવાબ આપ્યો. 'હા.'

'તું જરા આઘી બેસને! નહિતર એમ કર, પેલું બીજું બાજઠ લઈ આવ. મારે મોસંબીનો રસ તૈયાર કરવો છે.' એટલામાં એક જ હતું, દરેક પલંગ દીઠ એક બેઠક અને એ બાજઠ ઉપર અંજની બેઠી હતી. વામનને સંભારવા! ગૌતમને વામન માટે મોસંબીનો રસ તૈયાર કરવો હતો, એટલે બાજઠ ઉપર બેઠેલી અંજનીને જરા આઘી બેસવા કહ્યું, પણ એવામાં એની નજર બીજા પલંગ આગળ પડેલી એક બેઠક ઉપર પડી, પછી તેણે એ લઈ આવવા અંજનીને કહ્યું.

અંજની તો ઊર્મિ ભરી નજરે ગૌતમને જોતી હતી, વામનની આંખો ખુલ્લી હતી. એ તો સાવ બાવાની માફક અંજની તરફ જોતો હતો.

'શું જોઈ રહી છે અંજની?' પોતાના તરફ હજુ અંજની જોઈ જ રહી હતી. ગૌતમે કહ્યું.

'કાંઈ નહિ.'

'હું તો એનો એ જ છું. અંજુ!' સ્હેજ હસતાં ગૌતમ બોલ્યો.

અંજનીએ એક નિશ્વાસ નાખ્યો. તે ઉભી તો થઈ ગઈ હતી, બીજા પલંગ તરફ તે બાજઠ લેવા ગઈ.

'આ...આ અંજની છે? તારી પેલી અંજની છે?' વામને બાવરા ચહેરે ગૌતમ તરફ જોયું.

'હા. કેમ?' ગૌતમે જવાબ આપ્યો.

વામને એના બન્ને હાથે આંખો સાફ કરવા માંડી. આખુ મોઢું સાફ કરી નાખ્યું, વામન જાણે સ્વસ્થતા મેળવવા પ્રયત્ન કરતો ન હોય તેમ લાગ્યું.

કલાકે કલાકે ડોકટર વામનને તપાસી જઈ બાજુ ઉપર પલંગના

 એક પાયા આગળ લટકાવેલ કાગળમાં પોતાનો અભિપ્રાય લખી જતાં હશે. ગૌતમે એ કાગળ હાથમાં લીધો.

એટલામાં અંજની બાજઠ લઇને આવી. ગૌતમની નજીક તેણે તે બેઠક મૂકી દીધી.

'બાજઠ જરા દૂર રાખજે અંજની ! નહિતર સામી બાજુએ જા. મને ફાવશે નહિ !' ગૌતમે અંજનીને પોતાની નજીક બેઠક મૂકતાં દેખી કહ્યું.

અંજનીની આંખો સખ્ત બની.

'ના.'

'કેમ ?'

'એમ. ?'

'ઠીક !'

'હં...અંજુ ! હમણાં ડોકટર આવ્યા હતા ?'

'હા.'

'પછી ?'

'ખાલી વામનના ચહેરા સામું જ જોઇને અભિપ્રાય લખી ગયા છે.' અંજનીએ ગૌતમ પાસે પડેલી મોસંબીની ઝોળી લેતાં કહ્યું. આ વખતે ગૌતમ વામન તરફ જોઇ રહ્યો હતો. અંજનીએ કાંઇ બોલ્યા વગર ઝોળીમાંથી બે ત્રણ મોસંબીઓ બહાર કાઢી.

'કેવો દયાજનક લાગે છે, નહિ ?' અંજની તરફ જોયાં વગર જ ગૌતમ બોલતો હતો.

'હં,' મોસંબીની છાલ ઉતારતાં અંજનીએ ધીમો અવાજ કાઢયો.

'ન બોલે તો કાંઈ નહિ.' અંજની તરફ જોઇ ગૌતમે ઝટ ઝોળી લેવા પ્રયત્ન કર્યો, પણ અંજનીના હાથમાં મોસંબીઓ દીઠી.

'અંજની, તું તો મહેમાન છે. તારાથી એ કામ ન થાય.'

'હું જ એ કામ કરીશ.'

'કેમ ?'

'એ બહુ દયાજનક છે.'

'કોણ વામન ?'

'હા.' સ્હેજ ચહેરો બદલતાં અંજની બોલી.

'પણ એમાં તારે શું ? બહાર બધાં તારી રાહ જુએ છે. જા. મારું કામ મને કરવા દે !' પાછળના શબ્દો ગૌતમ સખ્તાઇથી બોલ્યો.

અંજની પછી કાંઇ ન બોલી, ચૂપ બની ગઇ. એણે તરત જ પોતાના હાથમાંની મોસંબી ગૌતમને આપી દીધી, તે ઊભી થઇ.

'અંજની,' હસીને ગૌતમ બોલ્યો.

'શું છે?' અંજની ચાલી ગઇ નહોતી, તે બોલી.

'બેસને !'

'બહાર બધા મારી રાહ જુએ છે.' અંજની બોલી.

'તો તું જઇશ?'

'હા.'

'ફરી ક્યારે આવીશ?'

'કાંઇ કામ છે?'

'વામન દયાજનક છે. એને મોસંબીનો રસ કોણ કાઢી આપશે? જરાકમાં જ અપમાન લાગી જતું હોય તો કાંઇ નહિ બની શકે. હવે કાંઇ નહિ બોલું. બસ?'

'અપમાન જ્યાં સહન કરવાની જરુર હોય ત્યાં જ અપમાન સહન કરાય.'

'અપમાન સહન કરવાની જરુર ક્યાં હોય?'

'તારી આગળ તો નહિ જ.'

'બહુ જ સ્વમાની.'

'તને નથી ગમતું.?'

'ગમતું હોય તો પણ શું થઇ ગયું?'

'ઠીક! હું જઇશ.' અંજનીએ ચાલવા માંડ્યું.

'અંજની...' ગૌતમે ફરી બૂમ પાડી.

'શું છે?' ફરી અંજની પાછી ફરી.

'કાંઇ નહિ. જા જવું હોય તો!' ગૌતમે કહ્યું.

કાંઇપણ બોલ્યા વગર અંજની ગઇ.

*

'તો એમ કરોને બધા અમારે ત્યાં જ આવી જાવ.' સુરેશે પરેશ તરફ જોઈ કહ્યું.

'હા. ભાઇ એ બરાબર છે.' નીરુએ કહ્યું.

'મારી ના નથી. પણ તમને તકલીફ તો નહિ પડે ને ?'

'આપણે ક્યાં બહુ વખત ઘરમાં રહેવું છે. બધે ફરવું જ છે ને.' સુરેશે કહ્યું.

'હા. તમારું નામ સુરેશ ખરું ને? રસ્તામાં ગૌતમની તબિયત ઠીક નહોતી, નહિ. ?'

'ના, કેમ ? રસ્તામાં તો ખૂબ મઝા પડી હતી. બિચારો વામન. બહુ જ દયાજનક, શરીરે લગભગ બાળક જેવો અને છતાંય પોતાને યુવક ગણાવે છે. એથીએ આગળ વધીને બાઈ સાહેબ ક્લેમ કરી ચૂક્યા છે. માનસિક વિકાસ ઘણો જ ઓછો અને પ્રેમનો ઊભરો વારંવાર આવે. શરીરમાં નિર્બળતા પછી સંયમ જેવું કોઈ તત્ત્વ એનામાં હોઈ શકે ખરું ?'

'સંયમ રાખવા પ્રયત્ન કરે તો પણ સંયમ ન રહેને !' નીરૂ વચ્ચે બોલી.

'સંયમ રાખવાનો પ્રયત્ન કરવાની જરુર છે, એવો વિચાર પણ એને આવતો હશે કે કેમ તે જ વિચારવું જરુરી છે. ઘડીએ ઘડીએ આવેશ, આવેશ તો પ્રત્યેક વ્યક્તિમાં હોય, પણ આ તો આવેશનો પ્રકાર સમજવાનો પ્રયત્ન પણ નથી કરતો ! મને પૂછો તો આવા નબળાં હૃદયવાળાં અને અશક્ત દેહધારીઓને પ્રેમનો ગમે એવો આવેશ રજુ કરવાનો પણ અધિકાર નથી.'

'આપણને અંદર જવા નહિ દે, ખરું ને !' નીરૂએ અધવચમાં સુરેશને અટકાવી પૂછ્યું.

યજ્ઞેશ તરત બોલ્યો. 'અંદર જવા દેશે ખરા પણ ઊભા રહેવા નહિ દે. કદાચ સભ્યતાની દષ્ટિએ કોઈ ન બોલે પણ આપણે સમજવું જોઈએને. નાહક ત્યાં જઈએ, દર્દીઓને જરુરી એવી શાંતિમાં અડચણ કરવાથી શો ફાયદો ?'

વારંવાર યજ્ઞેશ નીરૂ તરફ જોયા તો કરતો જ હતો. તે સમજી શક્યો હોય એમ લાગતું હતું કે નીરૂ કોઈ જુદી જ દિશામાં વિચારો ક્યાં કરે છે. અંજની અને ગૌતમના જ વિચારો એને કેમ ન આવતા હોય ? અને નીરૂએ અંદર જવાની વાત કરી. તરત જ યજ્ઞેશે કહેવું હતું તે કહી નાખ્યું.

'ના. એમ હોય તો આપણે જુદા જ વિભાગ માટે બંદોબસ્ત કરાવીએ.'

'વામનને સુધરતા હજુ કેટલા દિવસ લાગે એમ છે?' યજ્ઞેશે સુરેશને પૂછ્યું.

'ત્રણેક દિવસમાં હરતો ફરતો તો બની જશે, પણ ડૉક્ટર કહે છે કે એને માનસિક શાંતિની વધારે જરુર છે.'

'તો પછી જુદા વિભાગની જરુર નથી. નાહક ત્યાં બધાં ભેગાં થઇએ અને હેતુ અદ્ધર રહી જાય.'

'હા. એ બરાબર છે!'

'લે! આ અંજની આવી!' અંદરથી અંજનીને આવતાં દેખી યજ્ઞેશે જમીન સામું જોઇ રહેલી નીરુને કહ્યું.

'તે ભલેને આવે, મને શું કહે છે એમાં?'

'કેમ નહિ એનું કામ હતું ને!'

'મારે વળી શું કામ હતું?' જરા ચીઢાતાં નીરુ બોલી.

'જૂઠું બોલે છે?' અંજની આવી. યજ્ઞેશે પૂછ્યું.

'આ નીરુ...'

'શા માટે?'

'તમારી સાથે એને કંઇક વાતો કરવી હશે. ક્યારની તમને વિચારી રહી હતી અને અંદર આવવા માટે બોલ બોલ કરતી હતી.' યજ્ઞેશે કહ્યું.

'ઓહ!' અંજની હસી, નીરુનો હાથ એણે પકડી લીધો.

'ચાલો.' અંદરની બાજુ ઘસડી જતાં અંજનીએ કહ્યું.

યજ્ઞેશ આ વખતે અંજનીને દરદી–ગૃહનો કાયદો કેમ ન સમજાવ્યો? આ બધું છે શું? આ નીરુ, જરા વિચિત્ર જણાય છે. સુરેશ વિચારે ચઢ્યો હતો.

યજ્ઞેશે સુરેશ સામું જોતાં સહેજ હસીને કહ્યું.

'ત્યારે હવે આપણે બે જણા જ બહાર રહ્યા.'

'ના. તા. વખત થવા આવ્યો છે. આજે તો હું અહીં રહીશ. ગૌતમ અને તમે બધાં ઘેર જજો.'

'તમે જમશો ક્યાં?'

'ઘેરથી ગૌતમ જમીને આવશે પછી હું જાવીશ.'

 'એવું શા માટે કરો છો. ! અહીં જ મંગાવી લેતા હોય તો ?'

'હા. એ પણ ઠીક... હું ગૌતમને કહું છું, નોકર સાથે ખોરાક અહીં જ મોકલી દે.'

'—અને આજ તો અમે મકાન ભાડે રાખ્યું છે. ત્યાં જ જઈશું.' સવારમાં અમે બધાં ફરી આવીશું. પછી ઘેર સાથે જઈશું.'

'ના. ના. ડોક્ટર કહે તેમ કરજો. નાહક ઉતાવળ શા માટે ?' યજ્ઞેશે કહ્યું.

સુરેશ, યજ્ઞેશ તરફ જોતો હતો. કંઈક ભવ્ય લાગતો હતો. એનામાં કોઈ અજબ શાંતિ દેખાતી હતી.

❖

## [૧૧]

'ઝેલમની હજુ તમને કોઈને ખ્યાલ પણ નથી આવ્યો. સતત વહેતો એનો પ્રવાહ કેટલીએ જગ્યાએ ખૂબ જ વેગવંત છે. ઊંડી ઊંડી ખીણોમાં આરસ જેવા એનાં શાંત વહેતા પાણી વિશાળ પટ ધારણ કરે છે. એના બન્ને કાંઠાઓ ઉપર વસંત વખતે માઈલોના માઈલો સુધી લીલોતરી અને જાત જાતની વનસ્પતિઓ ડોલતી હોય છે, લીલોતરી અને વનસ્પતિઓ વડે ઘેરાયેલાં એ નાના નાના ટાપુઓ ઝેલમ આસપાસની રમણીયતાને અનહદ વધારી મૂકે છે. ઝેલમમાં સૌમ્ય છે. શાંતિ છે. એટલી જ એ રૌદ્ર છે. તોફાની છે. કાશ્મીરની મહત્તા ઝેલમને જ આભારી છે. અને એની કોઈ ના કહી શકે તેમ નથી.' ગૌસ્વામી હજુએ આગળ બોલવાના હતા, યજ્ઞેશ વચ્ચે બોલી ઊઠ્યો.

'તમે આ તરફ કેટલા વખતથી રહો છો ?'

'લગભગ બારેક વર્ષથી.'

'—પણ કાકા કાશ્મીર કરતાં તો એનો આજુબાજુનો પ્રદેશ વધુ રમણીય છે, ખરુંને ?'

'એ હશે. પણ કાશ્મીરના આ બધા બાગ બગીચાઓ, આ બધી મનોહરતા ઝેલમમાંથી નાના નાના જુદા જુદા પાડેલા જલ–ફાંટાઓને આભારી છે.' ગૌસ્વામી બોલ્યા.

'તો એમ કરોને કાકા, અમારી સાથે આજુબાજુના પ્રદેશો બતાવવા તમે ચાલોને. તમે આવશો તો અમને ગમશે પણ ખરું.'

'નહિતર નહિ ગમે ખરું? જોઇશ. અવાશે તો આવીશ. શ્રીનગરની 
રમણીયતાની તો તમને હજુ ખબર પણ નથી. નૌકાવિહાર માટે નૌકામાં ત્યાં તો સુંદર રંગીન ગાલીચાઓ મૂકવામાં આવે છે. શાંતિથી ત્યાં કુદરતને અનુભવવાની હોય છે. ધીમે ધીમે આગળ ધપતી નૌકા જેમ કાંઠાથી દૂર લઇ જાય તેમ કાંઠા ઉપરનું અખૂટ સૌન્દર્ય સમજાતું જાય. એ ગુલાબના પુષ્પોની અતૂટ હાળમાળાઓ, પોપ્લરના હારબંધ વૃક્ષો, એકલા કાષ્ટના સાવ સાદા માછીઓના હારબંધ નાના નાના મકાનો, એજ હારમાં મંદિરો—જોડે જ મસ્જીદો, ઊપવનો, કેટલીક બાજુઓ પરની દુકાનો અને એક તરફના રાજમહેલો, જતો આવતો જળ પ્રવાહ, મંદ ગતિએ આગળ વધતી નૌકા સુંદર સુંદર ચિત્રો બતાવે છે. ફરી ફરીને એજ રમણીયતા જોયા કરવાનું મન રહ્યા જ કરે છે. તમને કોઇને ખબર છે? ત્યાં તો ઝેલમના બન્ને કાંઠાઓને સાત સાત પુલોથી જોડવામાં આવેલા છે. વ્યવહારને માટે એની જરુરીઆત પણ અગત્યની છે.'

'તો કાશ્મીર કરતાં શ્રીનગરની મહત્તા વધારે?' અંજનીએ પૂછ્યું.

'એક નાના પ્રાંત તરીકે તો શ્રીનગર કાશ્મીરમાં જ ને?' ગૌસ્વામીએ અંજની તરફ હસતાં હસતાં જવાબ આપ્યો.

'હા. એ બરાબર.'

'તો એમ કરોને. આજે જ આપણે શ્રીનગર ઊપડીએ. વામનને પણ હવે તો સારું છે. એ પણ કહ્યા કરે છે કે બહાર ક્યાંક ફરવા જવું છે.'

'તો જઇએ.' સુરેશે ગૌતમના શબ્દોને માન્ય રાખવાનો પ્રયત્ન કર્યો.

'અગિયાર વાગે નીકળીશું?' નીરૂએ ગૌતમ તરફ જોઇ પ્રશ્ન કર્યો.

હા, તમે પણ આવશો જ ને?'

'હાસ્તો.'

'ત્યાંનું દાલ સરોવર તો ખૂબ જ અદ્ભૂત છે. બીજી બાજુની એની શોભા કુદરતને મહાન બનાવી મૂકે છે. માનવી જેને સ્વર્ગ કહે છે—એવું જ આ કોઇક સ્થાન હોવું જોઇએ એમ તે વખતે ત્યાં લાગે છે, લાગ્યા જ કરે છે. વર્ષે વર્ષે ઉજવાતા આનંદ ઉત્સવોની આ ભૂમિમાં નૂરજહાં અને જહાંગીરના હૈયાં હાલી ઊઠયાં હતાં. એમના મધુર સ્વપનાઓ આજ ભૂમિ ઉપર રચાયાં હતાં. આજુબાજુ ત્યાં પણ બગીચાઓ છે. પ્રત્યેક રવિવારે ત્યાં જળફુવારાઓ કુદરતને સૌમ્ય

બનાવે છે. કાશ્મીરના બાળકો, કાશ્મીરની યુવતીઓ, કાશ્મીરના યુવકો, કાશ્મીરના વૃદ્ધો, વૃદ્ધાઓ સૌ કોઇ ત્યાં આનંદ આનંદ અનુભવે છે.'

'કાકા. તમે તો કવિ બની ગયા.'

'ત્યાં સૌ કોઇ કવિ બની જાય છે. એ સ્થાન જ એવું છે. એની યાદ જ, ફક્ત એની યાદ, માનવીને કવિ બનાવી મૂકે એમ છે. મને તો કાશ્મીર અનહદ ગમી ગયું છે. જીવનભર જાણે એને છોડવું જ નથી. એ ઊર્મિ! સાચે જ મને તો કાશ્મીરનું સૌન્દર્ય પીષતું હોય તેમ લાગે છે. કાશ્મીર મારૂં છે. કાશ્મીર મારો આનંદ છે.!'

વામન બાજુની એક ખુરશીમાં બેઠો હતો. એ આંખો ફફડાવતો હતો. અને તરત જ એના ચશ્મા સિદ્ધા નાકના ટેરવે ઊતરી પડ્યા!

'કેમ વામન. તને કાશ્મીરમાં જ રહેવાનું તો મન નથી થઇ જતું ને? નૌકામાં બેસવું છે?'

'ના રે ભાઇ, મરી જવું છે!' બીજા પ્રશ્નનો જ જવાબ વામને આપ્યો.

'શ્રીનગરમાં એને લઇ જઇએ. ત્યાંની કુદરત, ત્યાંનું વાતાવરણ એને બહુ જલ્દીથી શાંતિ આપી શકશે.'

'મારો પણ ત્યાં આવવાનો વિચાર છે.' નાકના ટેરવેથી ચશ્માને ઊંચા કરતાં મોઢું હલાવતાં ઝડપથી વામન બોલ્યો.

'નૂરજહાં અને જહાંગીરની ત્યાંના શાલીમાર અને નિશાતના શિલ્પકારો વડે ઊભી કરાએલી પ્રતિમાઓ સાચે જ કલાવંત છે. ભાવનાભર્યાં એ બન્ને મુખડાં જાણે કાશ્મીરની સૌન્દર્યમય કુદરતમાં ઓતપ્રોત બની ગયાં હોય તેમ લાગે છે. જાણે સાચો જ જીવનરસ મેળવતાં હોય તેમ લાગે છે. અને એ તો ફક્ત એમની પ્રતિમાઓ જ છે. એમના સાચા સ્વરુપોએ—એમના હૃદયોએ શું નહિ અનુભવ્યું હોય?'

વ્રજેશ ગૌસ્વામીના સામું જ જોઇ રહ્યો હતો.

નીરૂ પણ ગૌસ્વામીના સામું જ જોઈ રહી હતી.

વામન પણ ગૌસ્વામીને નીરખતો હતો.

ગૌતમ અને અંજની પણ ગૌસ્વામીથી અંજાઇ ગયાં હતાં.

'કાશ્મીર ઊર્મિભર્યું-ભાવનાભર્યું હશે કે આ ગૌસ્વામી? જેટલું જોયું તેટલું તો જરુર હૃદયગમ્ય! પણ આ શ્રીનગર! જોઇશું—બધું જોવા તો આવ્યો છું...જોવા આવ્યો છે? તું ત્યાંથી

અહીં શા માટે આવ્યો છે ? ' ગૌતમ વિચારે ચઢયો: તેણે અંજની- પાસે જ બેઠેલી અંજની તરફ જોયું.

' જેનાથી દૂર થવા મથ્યો તે તો અહીંયા છે. એ સાથેજ રહેશે ? જીવનભર ? અમે બન્ને કાશ્મીરમાં ફરીશું ? નૂરજહાં અને જહાંગીર !' ગૌતમ હસી પડયો.

' કેમ હસે છે, ગૌતમ ? ' સુરેશે પૂછ્યું.

' હું પણ ઊર્મિને અનુભવતો હતો. ' ગૌતમ તરફ જોયું. ગૌતમે પણ એના તરફ જોયું હતું. યજ્ઞેશ અને નીરૂ પણ એના તરફ જોવા લાગ્યાં. નીરૂ આ વખતે ઝટ બોલી ઊઠી. ' વિચિત્ર. '

•

## [૧૨]

નાની નાની ટેકરીઓ, બીજી બાજુ જરા પહાડોની હારમાળા દેખાય. એક તરફ વનરાજી, જંગલ. નાની સરખી એક ટેકરી આગળ કોઇ કાશ્મીરી યુવાન ફિડલ બજાવતો હતો. બધાં એની પાસે ઊભાં હતાં. સિવાય પચાશેક કદમ દૂર નીરૂ અને ગૌતમ એક રંગીન ફુવારા આગળ ઊભા હતા. વિજળીની બત્તિને પાણી વચ્ચે રાખી હતી. જુદા જુદા કાચ વડે જુદા જુદા રંગો હરઘડીએ બદલાયા કરતા હતા. વખત હતો સાંજના સાતનો.

થોડીવાર થઈ ગઇ. સુરેશ, વામન, અંજની અને યજ્ઞેસ આગળ જતા હતા. પેલો કાશ્મીરી યુવક ફિડલ બજાવી ચૂકયો હતો. ગૌસ્વામીએ જરા દૂર આવેલ રાજમહેલ તરફ નજર ફેંકી હતી.

' એ છે શંકરાચાર્યની ટેકરી. મુસ્લીમો એને તખ્ત–સુલેમાન યાને અલ્લાનું સિંહાસન એમ ગણાવે છે. નદીની સપાટીથી એક હજાર ફીટની ઉંચાઇએ એનું સ્થાન છે. ત્યાં નીચે નવો રાજમહેલ આવેલો છે. ચાલો એ તરફ. '

કાશ્મીરનું સૌન્દર્ય જોવામાં સૌ મસ્ત બની ગયા હશે, તેઓ ચાલવા લાગ્યા. એકલી અંજનીએ પાછળ નજર ફેંકી: જરા દૂર–આઘે તેણે ગૌતમ અને નીરૂને દીઠા મનમાં ને મનમાં એ બોલી ' છો રહયાં એકલાં. '

•

' ફુવારો તો જોયો, ચાલો આગળ. '

' પણ બધા કયાં ગયા ? ' પેલા ફિડલ બજાવનાર કાશ્મીરી યુવાન

 વાળી ટેકરી તરફ નજર ફેંકતા નીરૂ બોલી.

'હશે આટલામાં ને આટલામાં.' ગૌતમે કહ્યું.

'જુઓ, તમે કહેતા હતા કે આપણે પછી ફીડલ સાંભળીશું. એ યુવાન પણ ક્યાંક ચાલ્યો ગયો.'

'એમાં શું, ફીડલ તો મને પણ વગાડતા આવડે છે. અંજનીને પણ મેં ફીડલ શિખવેલી છે. ઘેર હું બજાવીશ. એમાં શું સાંભળવું છે.'

'મને શિખવશો ?'

'વાહ ! કેમ નહિ.'

'ક્યારે શીખવશો ?' હસતી નીરૂએ પૂછ્યું.

'તમારે શીખવું હશે ત્યારે.' ગૌતમે આગળ ચાલતા કહ્યું.

'તો હું કહીશ. આપણે કઈ તરફ જઇશું ? ભૂલા તો નહિ પડી જવાય ને ?'

'નાના બાળક તો નથી ને ?' ગૌતમે કહ્યું.

'આ બાજુ તો જંગલો, પહાડો, ખીણો......નાહક સાહસ શા માટે કરવું. !'

'તમે કેમ ગભરાવ છો, ચાલો.'

'તો ચાલો મારી ના નથી. મને તો કાંઈ બીક નથી લાગતી.' નીરૂએ હિંમત બતાવી.

'કંઈ તરફ જઈશું ? વનરાજી તરફ જવું છે ?'

'ઊંહું ! ત્યાં તો સાપ–બાપ ભરાઈ રહ્યો હોય.'

'તમને નહિ કરડે. પહાડો તરફ આવવું છે. ?'

'ના, ના, મને ચાલતાં નહિ ફાવે.'

'હું ઊંચકી લઈશ.' હસતાં હસતાં ગૌતમ બોલ્યો.

'બહાદુર ન જોયા હોય તો.' નીરૂ કરડાઈથી ગૌતમ તરફ જોતાં બોલી.

'ખીણો તરફ આવવું છે ?'

'ત્યાં તો પશુઓ–રાની પશુઓ...'

'તમે બીકણ છો, જાવ પાછા ઘેર જાવ. કાશ્મીર જોવા નીકળ્યા છે. અહીં જ ઊભા રહો. કાશ્મીર દેખાશે.' જરા ચીઢાતા ગૌતમ બોલવા લાગ્યો.

'બધા સાથે હોત તો કેવું સારું ?'

'હા, એ વાત સરસ. તો હું તો આગળ જાઉં છું. તમારે આવવું 
છે? તરતજ પાછા ફરીશું'

'આવીશ ત્યારે.'

બન્ને ધીમે ધીમે ચાલતાં હતાં. જરા ઉતાવળે ચાલવા માંડયું.

'આપણે ખીણો તરફ જઈએ. રાની પશુઓ આ તરફ હોય જ નહિ. સૌ રોજ આ તરફ ફરનારા રહયાં, ત્યાં પાણીના ઝરણાંઓ વિગેરે જોવાની પણ મઝા પડશે.'

'ઉંહુ! પહાડો ઉપર જઈએ.'

'તમને ચઢતા નહિ ફાવે અને મોડું થઈ જશે.'

'ભલે થતું. ચઢતાં તો ફાવશે...અને ન ફાવે તો.'

'સારું, સારું, હું તેડી લઈશ!!'

બન્ને હસી પડયા હતા.

દૂર દૂર બન્ને ઊંચે ને ઊંચે જવા મથતા હતા. અડધો કલાક થઈ ગયો. કલાક થઇ ગયો. અંધારું થવા આવ્યું.

'નીરૂ ખૂબ સાહસિક બની ગઇ હોય તેમ લાગે છે, એક સરખી ઝડપથી મારી સાથે ને સાથે જ ચાલે છે. અંધારું થવા આવ્યું. એક હરફ પણ ઉચ્ચારતી નથી. ઘેર પાછા કયારે જઈશું?' ગૌતમ વિચારતો હતો. પણ નીરૂ? એ તો સાવ ચૂપ. કાંઇ બોલતી જ નથી. ઊંડી ઊંડી વિચારમાળામાં પડી હતી.

'એને ભાન પણ નહિ હોય એ કેટલું ચાલી છે? બસ આગળ ચાલ્યા જ કરવું. હું તો કાંઇ નહિ બોલું. મને શી બીક છે?' ગૌતમ પણ અડગ બનતો હતો.

ફરીને અડધોએક કલાક ચાલ્યો ગયો. પૂર્ણિમા નહોતી, નહિતર અજવાળામાં ચાલવું પણ ખૂબ ગમત. વખત પસાર થાત તેની પણ ખબર ન પડત. સાતમ આઠમનો આ ચંદ્ર હશે! થોડુંઘણું પણ તેજ તો આપે છે ને?

'આપણે સ્વર્ગમાં જ જઈએ હોં કે!' છેવટે હોઠ પર હાસ્ય ચઢાવતાં નીરૂ બોલી.

'તમે બહુ જ બહાદૂર બની ગયાં લાગો છો. સંગ્રામમય જીવન બનાવી દીધું કે શું? મને તો હવે પાછા ફરવાનું મન થાય છે.'

'તમારે પાછા જવું હોય તો પાછા જાવ! મેં કહ્યું નહિ? સ્વર્ગમાં

 જવું છે, આવવું છે ? છે હિંમત ? ચાલો. આયકાંગલાની માફક કેમ ચાલો છો, જલદી કરો ?' જરા વધારે ઝડપથી પગલા ભરતી નીરૂ બોલી. ગૌતમ તો હેબતાઇ ગયો.

'આ છે કોણ ? પેલી બીકણ નીરૂ કયાં ગઇ ? આ ગાંડી તો નથી બની ગઇ ને ?'...પછી તે બોલ્યો, 'તમારું માનસ તો ઠેકાણે છે ને ? કોઇ કિલ્લો સર કરવા જવાનું નથી. ચાલો પાછા.'

'ગાંડી થઇ ગઈ છું. કિલ્લો સર કરવાનો છે. સ્વર્ગમાં જવું છે. જગત કહે છે એના કરતાં પણ કોઇ મહાન સ્વર્ગમાં જવું છે. જ્યાં ભયાનકતા છે, દુઃખ છે; સુખ પણ છે. એ સ્વર્ગમાંથી જો પાછો ધક્કો વાગશે તો નહિ જીવી શકાય. મારે પાછા નથી ફરવું. ચાલો—ચાલો.' સખ્તાઇથી નીરૂ બોલવા લાગી.

'અરે નીરૂ ! નીરૂ ! તને થયું છે શું ?' બેબાકળો બનતાં ગૌતમ બોલ્યો.

'રમણીયતા જોવી છે. બીકણ બને કેમ ચાલે ? તમારે ના આવવું હોય તો અહીં ઊભા રહો ! પાછા જાવ. મને કોઇ નહિ રોકી શકે. !'

'પણ તમે એકલાં જશો ?'

'હા. મારે બીજા કોઇની જરુર નથી. મારે જોઈએ છે સ્વર્ગ, અને હું નિષ્ફળ નીવડવાની નથી. જાવ' હિંમત ન હોય તો અહીંથી જ પાછા જાવ.' નીરૂનું મુખ હજુએ એટલું જ સખ્ત હતું.

ગૌતમ ધીમો પડી ગયો. નીરૂ સહેજ આગળ ચાલી ગઇ. પચ્ચીશેક કદમ આગળ હશે ત્યાં નીરૂ ઊભી રહી. બોલી.' કયાં ગઈ તમારી સાહસિકતા? ચાલો'

'પણ મને કાંઈ સમજાતું નથી.'

'તમારે સ્વર્ગ નથી જોવું ? શંકરનું તાંડવ–નૃત્ય બતાવીશ. પાર્વતીનો પ્રેમ બતાવીશ! ઊંચા ઊંચા શિખર ઉપરથી આખી દુનિયા બતાવીશ, અને કદીએ તમે નહિ જોયું હોય, કદીએ તમે નહિ અનુભવ્યું હોય, એવું એક હૃદયગમ્ય દૃશ્ય બતાવીશ.' દૂર દૂર અંગૂલીનિર્દેશ કરતાં નીરૂ બોલી.

છતાંએ ગૌતમ ત્યાં જ ઊભો હતો.

'ચાલો' બહુ જ સખ્ત બનતા–રૌદ્ર બનતા નીરૂ બોલી.

ગૌતમે જવાબ ન આપ્યો. ચંદ્ર ઝડપથી આગળ ધસે જતો હતો. 

'હું આવું ? પાછી આવું ? ઠીક.' ગૌતમની નજીક આવતાં નીરૂ બોલી.

'તમે પાછા ચાલો—તમે શું માંડયું છે ? આ નથી શહેર, આ જંગલ છે—પહાડ છે. જીવ જોખમાશે.'

'એક વખત તો કહ્યું મને જીવનની પરવા નથી. મારે સ્વર્ગ જોવું છે. ના. ના. કેટલીએ વખતે સ્વપ્નમાં સ્વર્ગ જોયું છે, મારે સ્વર્ગ જાતે અનુભવવું છે. ચાલો, ગૌતમનો હાથ પકડી ખેંચતાં નીરૂ બોલી.

આ એકલી ક્યાંક ચાલી જશે. એની સાથે ગયા વગર છૂટકો નથી. સવાર થઈ જશે તો ? ભલે. ક્યાંક રાત કાઢી નાખીશું. પણ આ તો આખી રાત ચાલવાનું કહેશે તો ? આ ગાંડી થઈ ગઈ છે. જરૂર ગાંડી બની ગઈ છે. તો એને એકલી જ મૂકી દઉં તો ?

એટલામાં તો નીરૂ બોલી ઉઠી. 'રખે માનતા હું ગાંડી છું.'

વાહ ! આ ક્યાંથી મારી વિચાર સૃષ્ટિને સમજી ગઇ ? જરુર એ ગાંડી તો નથી. ભલે, સાહસ છે તો પૂરું કરો. સવારમાં કોઇને શોધી કાઢી—એનો સાથ કરી, પાછા ફરીશું. સવારમાં પણ ના પાડશે તો ? તો ઊંચકીને પાછી લઇ જઈશ.

આગળને આગળ ધસડાતાં ગૌતમ વિચારતો હતો. વળી નીરૂ બોલી ઊઠી.

'મને ઊંચકીને પાછી લઇ જવી હતી ને ? તમે જાણો છો મારૂં વજન પહાડ જેટલું છે !'

'તમે મને બીવડાવતા તો નથીને ?' કંઈક ન સમજતાં ગૌતમે પૂછયું.

ગૌતમના ચહેરા નજીક ચહેરો લાવતાં નીરૂ બોલી. 'બીવડાવું છું. ! અમે જુઓ—જુઓ—જુઓ પેલું સ્વર્ગ આવ્યું !' ઓચિંતાની નીરૂની એકતરફ નજર ગઈ, તે હૈયાહિલોરે ચઢી. એકદમ બોલી ઊઠી. એ એક ઝૂંપડી હતી. કંઈક મહિનાઓની જણાતી હતી. આજુબાજુ થોડા પત્થરો હતા. એક તરફ વૃક્ષ હતું. આજુબાજુ કચરો પણ હતો. લીલોતરી પણ હતી.

'ના. ના. એ સ્વર્ગ નથી. સ્વર્ગ તો હજુ સવારે આવશે !'

 વળી એકદમ જાણે હતાશ બનતા નીરૂ બોલતી હોય તેમ લાગ્યું. અને છતાંયે ગૌતમને એ એ ઝૂંપડી તરફ ખેંચતી હતી.

'અરે. આ તરફ સાપ–બાપ હશે સમજો.'

'નાગ કેમ નથી?? તમે સાહસિક બનો ને! મને નિર્બળતા નથી ગમતી.' પાછળથી સહેજ કરૂણ બનતા નીરૂ બોલી.

'તમને ગમવાનું હોય તો ગમે, ન ગમવાનું હોય તો ન ગમે. મને ખોટા હાથે કરીને ઉપજાવી કાઢેલા સાહસો નથી ગમતા.' ગૌતમ જરા આવેશમાં આવ્યો, પણ નીરૂ એમ કાંઈ ડરે એવી નહિ હોય. તે બોલી. 'આ તરફ આવવાનું તો તમે કહેતા હતા. સાહસિકતા તો તમે બતાવતાં હતા. સાહસ જાણે તમારા એકલામાં જ હોય તેમ બોલતા હતા. જંગલ તરફ લઈ ગયા હોત તો અંધારે અંધારે તમને લઇ જાત.' ઝૂંપડી તરફ પગલાં ભરતાં ભરતાં નીરૂ બોલી.

'એટલે તમે સાહસિક છો એમ તો બનાવતાં નથી ને? સહેજ હસી ગૌતમ બોલ્યો.

હા. એમ જ! સાહસિક છું અને હજુ પણ સાહસિક બનીશ. રોજ સાહસિક બનવાના વિચાર કર્યા કરતી હતી.' ઝૂંપડીની છેક નજીક આવતાં નીરૂ બોલી.

નજીક આવીને એણે ઝૂંપડીમાં નજર ફેંકી. ચંદ્રનું તેજ ઝૂંપડીને ભરી દેતું હતું. વચ્ચે વચ્ચે વૃક્ષની પાતળી પાતળી ડાળીઓ પવનના સખ્ત સૂસવાટા સાથે હાલી ઊઠતી હતી. ચંદ્રનું તેજ, એની–એ ડાળીઓની ઉપર થઇને આવતું હતું. ઝૂંપડી આખી જાણે એ વખતે ડોલતી હોય તેમ જણાતું. અત્યારે પણ ઝૂંપડી ડોલી ઊઠી હોય એમ લાગ્યું.

'આખી દુનિયા ડોલે છે! એકલી ઝૂંપડી નહિ! આખી દુનિયા એનું–સૌનું સ્વાગત કરે છે. એકલી ઝૂંપડી નહિ. કેવી નિર્જન છે, નીરૂ વિચારતી હતી. તે બોલી.

'ઝૂંપડી આપણી જ રાહ જુએ છે. હવે સવારે સ્વર્ગમાં જઈશું!'

'સાચે જ તમે ગાંડા બની ગયાં છો. હજુ પાછા જવાનો વખત છે.' ગૌતમે કહ્યું.

'વખત છે? તો હજુ આગળ જઈએ.' ઝૂંપડીમાં બન્ને સહેજ પ્રવેશ્યા હતા. નીરૂએ ગૌતમને બહાર ખેંચતા કહ્યું. વળી તે આગળ બોલી. 'કોઈ સારી કુટિર શોધીએ.'

'કેમ ?' ગૌતમે પૂછ્યું, તેને હવે સહેજ સાજ કંઈક સમજાઈ 
ગયું હોય તેમ લાગ્યું.

'ઓહ ! હજુએ પ્રશ્ન પૂછો છો ? સ્વર્ગમાં જવું છે.' હવે હસતાં હસતાં નીરૂ બોલી.

ગૌતમ સખ્ત બન્યો. ગંભીર બની ગયો.

'મને થાક લાગ્યો છે. તમારે આગળ જવું હોય તો જાવ.'

'અરે મિજાજ કરો છો ? આજ ઝૂંપડીમાં...તમને થાક લાગ્યો છે. તમે સૂઈ જાવ. સવારમાં સાથે જઈશું.' એટલી જ ગંભીરતાથી, એટલી જ સખ્તાઈથી નીરૂ બોલી. ગૌતમને તેણે ઝૂંપડી તરફ ખેંચવા પ્રયત્ન કર્યો. પણ આ વખતે ગૌતમ ન ખેંચાયો. એક ડગલું પણ આગળ ન વધ્યો. ત્યાંને ત્યાં જ ગૌતમ ચોંટી ગયો. !

'તમે મને બેવકૂફ બનાવવા પ્રયત્ન કરો છો. નીરૂ, સ્વસ્થતા છે કે નહિ ? ભાન છે કે નહિ ?

'ના. તમે બેવકૂફ તો હતા જ. બેવકૂફ બન્યા છો.'

'મને છોડો–છોડ–છોડ.' નીરૂએ એક હાથે ગૌતમનો બાહુ પકડી રાખ્યો હતો. રખે ગૌતમ નાશી જાય. ના. ના. ઝૂંપડીમાં એ ગૌતમને ધસડી જવા માંગતી હતી ને ? એ ગમે તેમ હો. ગૌતમ સખ્ત બન્યો હતો. નીરૂએ એના એજ બાહુને બે હાથે જકડયો.

'નહિ છોડું. નહિ જ છોડું. હવે નહિ જ છોડું. ગૌતમ–ગૌતમ–ગૌતમ.'

ધડ દઈને ગૌતમની છાતી ઉપર મસ્તક પડયું ! નીરૂ રડી પડી હતી. !

'આટલા માટે આટલું બધું રૌદ્ર સ્વરુપ ? આટલા માટે આટલી બધી સાહસિકતા ? નીરૂ–' પોતાની છાતી ઉપર ટેકો દઈ પડેલા નીરૂના મસ્તક ઉપર હાથ ફેરવી એનો ચહેરો ઊંચો કરતાં ગૌતમે પૂછ્યું.

ગંભીર પણે–છતાંએ કરૂણા સાથે નીરૂ બોલી—

'હા...! તમે અંજનીને દુઃખી કરી હતી. શી ખાત્રી કે તમે મને પણ દુઃખી ન કરો ?'

'વાહ ! મને તો ખબર પણ નથી–કે તમે–તમને મારા માટે આટલો બધો પ્રેમ–લાગણી હશે.'

'લાગણી નથી–પ્રેમ નથી, ઊર્મિ નથી. ગૌતમ–પ્રેરણા છે !'

 ભાવનાવશ બનતા નીરૂ ગૌતમને નીરખવા લાગી.

'એ પ્રેરણા સ્થાયી રહી શકશે ?'

'પ્રેરણા તો સ્થાયી જ રહે ને ?' નીરૂએ જવાબ આપ્યો. શ્રદ્ધા સાથે.

'પણ હાં !' કંઇક યાદ આવતાં ગૌતમ બોલ્યો.

'મેં અંજનીને કયારે દુઃખી કરી છે ?'

'એ તમે જાણો, મને શું પૂછો છો ?' પોતાની વાત દૂર થતાં નીરૂ આવેશમાં આવી. તે બોલી. નીરૂ બન્ને હાથે ગૌતમના બન્ને ખભા પકડી રહી હતી. ગૌતમ નીચે જોવા લાગ્યો. 'મેં અંજનીને દુઃખી કરી છે ?'

નીરૂની આંખમાં તો આંસુ હતાં. એણે ફરીને એની ડોક ગૌતમની છાતી ઉપર નાખી. ગૌતમ ન બોલ્યો.

❖

'આટલા માટે આટલું બધું તોફાન ?' રાત્રે ને રાત્રે બન્ને પાછા ફરતા હતા.

'હા.'

'કેવું હસવા જેવું. !'

'તમને હસવા જેવું લાગે છે.'

'અને તમને ? સાચે જ નીરૂ તમે મૂર્ખાંમી કરી છે !'

'કરી હશે !'

'મૂર્ખાંમીને તો કોઈ ન ગણકારે. !' ગૌતમે કહ્યું.

'તમારે ગણકારવી પડશે.'

'ના.'

'ગણકારવી જ પડશે.'

'ના.'

'કારણ ?'

'મારા જીવન-માર્ગો જુદા છે !' ગૌતમે કહ્યું.

'તમારા જીવન-માર્ગો મને કહો ને. એને હું મારા જીવનમાર્ગો બનાવીશ !'

'જવા દો. મારા જીવન-માર્ગો સાવ રસહીન છે.'

'છતાંય મને ગમશે.'

'વિચિત્ર.' ભારપૂર્વક ગૌતમ બોલ્યો.

'મારા શબ્દો મને પાછા આપો છો ?'

'તમને જેમ લાગતું હોય તેમ ખરું !'

'મને કહોને તમારા જીવન-માર્ગો શાં છે ?'

'તમને નહિ જ ગમે.'

'પણ કહો તો ખરા.'

'આખી જીંદગી સેવા કરવી છે.'

'કોની ? કોના જીવનની ?'

'નબળાઓના જીવનની.'

'તો હું પણ નબળી છું !'

'હું કબૂલ કરું છું કે તમે નબળાં જ છો, પણ હું નબળાઓને જે તાલીમ આપવાનો છું, તે તમને નહિ જ ગમે.' ગૌતમે કહ્યું.

'શી ખાત્રી ?'

'મારા જીવન-માર્ગો એવા છે. હું તો તારકોને વધુ સાહસિક બનાવવા માગું છું. નબળાઓને તરવૈયાઓ બનાવવાનો છું. અશક્ત દેહધારીઓને સશક્ત બનાવવાનો છું. દૃઢ-સાહસિક અને ચાલાક બનાવવાનો છું. વામનોને સાચા વામન બનાવવાની મને હોંશ છે.'

'તમે યુવાન લોહીને વધુ ઉચ્છૃંખલ બનાવી દેશો. એકલા વ્યાયામથી તો માનસિક જડતા ઉત્પન્ન થાય છે. !'

'તમારી એ માન્યતા સાવ ખોટી છે. નવ દશ વર્ષ સુધી કુમળા માનસનો થાય તેટલો માનસિક વિકાસ થવા દેવો જોઇએ, અને પછી શારીરિક વ્યાયામ અને અભ્યાસ સાથે આગળ ભણતા રહેવું જોઈએ. માનસિક ખિલવણી સાથે આપોઆપ દેહ પણ મજબૂત બને.'

'એટલે તમે વ્યાયામગૃહ તો ખોલવાના નથી ને ?' નીરૂએ પૂછ્યું.

'ના. હું તો ફક્ત તરવાનું શિખવા માટેનો વર્ગ શરુ કરવાનો છું.'

'વામન જેવા કોઈ ડૂબી ન જાય એટલા માટે? ક્યારથી શરુ કરવાના છો ? ક્યાં શરુ કરશો ? તરતા તો મને આવડતું નથી. કોઈ શીખવતું પણ નથી.' નીરૂ બોલી. ગૌતમે નીરૂ સામું જોયું.

'તો એમ કરો. આપણે આજથી જ વર્ગ શરુ કરી દઈએ. પહેલું તરતા તમને શીખવી દઉં.' હોંશથી ગૌતમ બોલ્યો.

'હા. એ બરાબર છે. અહીં કાશ્મીરમાં જ શીખવશો ?' મનમાં

 ખૂશ થતા નીરૂ બોલી. ગૌતમ હજુએ તેના સામું જોતો હતો.

'તરવાથી શો ફાયદો છે, એ તમને ખબર છે?'

'તમે કહી તો ગયા.!' નીરૂ બોલી.

'એ તો મારે બધાને એવા બનાવવા છે.'

'હજુ તો બનાવવાના જ છે, નહિ?'

ગૌતમ સમજી ગયો. નીરૂ કટાક્ષ કરે છે.

'અને એક જણે તો મને એમાં સાથ પણ આપી દીધો છે. પણ મને તો જણાય છે એ સાથ સાવ જુઠો છે. સ્વાર્થથી ભરેલો.' છેલ્લા શબ્દો જરા ભારપૂર્વક ગૌતમે કહ્યાં.

'એ ઠીક! પણ તમે કહોને તરવાથી શો ફાયદો?'

'રૂઢિ તો એમ કહે છે કે સ્ત્રીઓએ તરવાનું શીખવું જોઈએ નહિ. એથી સ્ત્રીજીવનની મુખ્ય અગત્યતાનો નાશ થઇ જાય છે. હું તો આવા પુરાણોમાં બહુ માનતો નથી.'

'જરા હસવા જેવું છે નહિ?' નીરૂ વચ્ચે બોલી.

'એ ગમે તેમ હોય. મારા અભ્યાસ પ્રમાણે તો તરવાથી શરીરના લગભગ બધા ભાગો મજબૂત બને છે. ખૂબ જ મજબૂત. શરીરના એક એક ભાગ મજબૂત બને એમાં કાંઇ હાનિ જેવું નથી. અલબત્ત એક ભાગ મજબૂત બનતો હોય અને એક ભાગ નબળો જ રહી જતો હોય એવી કસરત હું પસંદ કરતો નથી.'

'તમને તરતા આવડે છે એટલે તમે આમ બોલો છો.' નીરૂ ફરી વચ્ચે બોલી.

'કદાચ એમ માનો. તમે વ્યાયામના પુસ્તકો વાંચ્યા છે? મારી સાથે ખોટી દલીલ કરવી નહિ. દલીલો હોય તો, અને મારા જીવન-માર્ગોમાં સહમત બનવું હોય તો, મારા એક એક હુકમને માન આપવું પડશે.'

'વાહરે! હું કાંઈ તમારા હુકમોને માનવાની નથી.'

'તો મારે તમારી સહ-ભાગીદારી જોઈતી પણ નથી.!'

'મારે આપવી પણ નથી. તમે તો મારા ગુરુજી બનવા જાવ છો. એ તે કેમ બને?' નીરૂ હસીને બોલી.

'તમે એમ માનો છો? મારે કાંઇ તમારા ગુરુજી બનવું નથી.

તમને જેમાં ઓછી સમજ હોય– અને તમારે જે શીખવાની મરજી 
હોય તેમાં હું કાંઈ જરા વધારે જાણતો હોઉં– અને તમારો માર્ગ-દર્શક બનવા પ્રયત્ન કરું તેમાં તમે નાહક મને ગુરુજી ગણો છો. છતાંયે કબૂલ. વર્ગ તો મારે જ ચલાવવાનો છે ને. જો કે એ ત્રણ નિષ્ણાતોને રોકીશ તો જરુર. મને પણ કંઇ એટલું બધું તરવાનું ભાન નથી. ઠીક આ તો થોડુંઘણું આવડે.'

'ઘણી જ સારી વાત છે. મન કહેશે તો હવે તમને ગુરુજી બનાવીશ. અત્યારે તો મન નથી. મારા ભાઈની પ્રવૃત્તિઓમાં મને વધુ રસ છે. જો કે તરવાનું તો શીખવું જ છે.'

'ભલે! વાતો કરતાં કરતાં આપણે ખૂબ રસ્તો ઓળંગી નાખ્યો, નહિ ? અને હજુએ વાતો કરતાં કરતાં ખૂબ રસ્તો–આખું જીવન પૂરું કરીશ. આપણે તો કાંઈ જ–કશું જ કરી શકવાના નથી.'

'એ તમારી નિર્બળતા.'

'તમારી પણ.'

'લગારે નહિને. હું તો તારક વર્ગ શરુ કરવાનો જ છું.'

નીરૂ ચિઢાઇ. પોતાની વાત ગૌતમ સમજતો નહોતો. સમજતો હશે તો સમજતો નથી એમ બતાવવાને યત્ન કરે છે. ઠીક છે ગૌતમ હું તને નહિ જ છોડું.

❖

## [ ૧૩ ]

'તમે લોકો કઈ તરફ ગયા હતા? કેટલું બધું મોડું કર્યું? અમે તો તમને બન્નેને શોધતાં હતાં. ભૂલા તો નહોતા પડી ગયા ને? અમે તો રાજમહેલ જોયો. શંકરાચાર્યની ટેકરી ઉપર પણ જઇ આવ્યા.'

નીરૂ તરફ જોતાં જોતાં અંજનીએ કહ્યું. ગૌતમ તે વખતે ઘરમાં જ હતો. તે બોલ્યો. 'પણ અમે તો સ્વર્ગમાં જઈ આવ્યા!'

'હેં!' અંજનીએ જરા અજાયબી બતાવી.

નીરૂએ ગૌતમ તરફ આંખ ફફડાવી.

'ગૌતમની કોઇ વાત સાંભળી ખરી? એ હવે દેશસેવા કરવાના વિચારો કરે છે. એક આ વામનને બચાવ્યો એમાં બહાદૂરી કરી! બધાંયને હવે તરવૈયા બનાવી દેવાનું એને મન થયું છે. બધાંયને હવે

 એ સશક્ત બનાવવા માંગે છે.' વાત બદલવાનો યત્ન કરતાં નીરૂ બોલી.

હસીને અંજનીએ જવાબ આપ્યો. 'સારું ને!'

'તે તમે બધા કઈ તરફ ભૂલા પડી ગયા હતા.' યજ્ઞેશ ત્યાં જ બેઠો હતો. તેણે પૂછ્યું.

'નીરૂ મને સ્વર્ગમાં લઈ જતી હતી.'

'પછી તમે સ્વર્ગમાં ન ગયા?'

'ના. અંધારું થઈ ગયું! નીરૂ નિર્બળ બની ગઇ.! નીરૂ રડી પડી.!' નીરૂ તરફ જોતાં ગૌતમ બોલ્યો.

'પણ હું ત્યાં જઈ આવીશ, એ વાત નક્કી છે.'

'...તો જજોને.' ગૌતમે કહ્યું.

એટલામાં ઘરમાં સુરેશ અને વામન આવ્યા.

'કોઇ પણ સંજોગોમાં મારે હવે અહીંથી જવું છે. મારી સાથે તમે કોઇ આવશો નહિ તો હું એકલો ચાલ્યો જઇશ. તમારે કોઇએ મારી સાથે આવવું જ પડશે!' વામન ઉશ્કેરાયેલી સ્થિતિમાં હોય તેમ લાગ્યું.

'ગૌતમ! આ વામને તો પાછા જવાની હઠ પકડી છે. અહીંની શાંતિ એને પસંદ નથી. અહીંની સુંદરતા એને ગમતી નથી. તો અહીં આવ્યોતો, શું કરવા?'

સહેજ ચીઢાતા સુરેશ બોલ્યો.

'એને એની સુલોચના બહુ યાદ આવતી હશે.!'

'એ ગમે તેમ હોય, મારે અંહીથી ઘેર જવું છે.'

'આ પણ એક ઘર છે.' ગૌતમ બોલ્યો.

'તમે મને પાછા મૂકવા આવશો કે નહિ? નહિતર હું એકલો જઈશ.'

'તે તને એકલો જ મોકલવાનો છે. તું હવે નાનો નથી. અલબત્ત દેખાવે તેર ચૌદ વર્ષનો લોખંડી–યુવાન ગણાઈ જાય. બાકી વીશેક વર્ષની ઉંમરે હોવું જોઇએ એવું તારું શરીર કે લોહી નથી, માનસ કે શક્તિ નથી.'

'બધાય તમારા જેવી જ શક્તિ લઇને જ જન્મતા હશે, નહિ?' અંજની બેસી રહી હતી તેણે વામનનો પક્ષ લેતાં કહ્યું.

વામન સમજ્યો કે આ અંજની પણ મારા તરફ કટાક્ષ કરે છે.

ચીઢાતી નજરે તેણે અંજની તરફ જોવા માંડ્યું. પણ અંજનીનો ચહેરો તો શાંત હતો. વામન કાંઈ ન બોલ્યો. 

'આ વામનને સમજાવ ' હું આવું છું.' સુરેશ કાકા ગૌસ્વામી પાસે જવા લાગ્યો.

'એ છોકરાને છે શું?' હીંચકે બેઠેલા ગૌસ્વામી બોલી ઊઠ્યા.

'એ તમે જોઈ શકો છો ને. આવ્યો છે અહીં બધું જોવા...પણ આ સહેજ માનસ ઉપર આઘાત લાગી ગયો છે—એમાં તો હવે ભાઇને પાછા જવું છે.'

'એટલી એનામાં નિર્બળતા.' ગૌસ્વામીએ કહ્યું. યજ્ઞેશ હજુ સુધી સાંભળી રહ્યો હતો, તે બોલ્યો.

'એને કોઇનો સારો સાથ જોઈ મોકલી આપો. નહિતર એને નાહક વધુ આઘાત પહોંચશે. એક તો એનામાં માનસિક અશક્તિ તો છે જ અને તમે બધાં નાહક એને વધુ ઉશ્કેરો છો. એ ખૂબ આવેશમાં આવશે તેમ તે ખૂબ નિર્બળ બનતો જશે.'

ગૌતમે યજ્ઞેશના શબ્દો સાંભળ્યા. એણે યજ્ઞેશ તરફ શાંત નજરે જોયાં જ કર્યું.

'ચાલો બહાર આપણે વાતો કરીએ.' નીરૂ ઊભી થઈ. તેણે વામનને કહ્યું.

આ વખતે ગૌતમે નીરૂ તરફ જોયું.

'તમે મારી શા માટે મશ્કરીઓ કર્યાં કરો છો?' વામન વધારે ચીઢાયો. 'મારે કોઈ પણ સંજોગોમાં જવું છે.'

'હું તમારી મશ્કરી કરતી નથી. ચાલો, કોઈ નહિ આવે તો હું તમારી સાથે આવીશ.'

'તમે—તમે મારી સાથે આવશો?'

'હા! એક યુવતી તમારી સાથે આવશે.' સહેજ કડક નજરે યજ્ઞેશે કહ્યું.

'ના. ના. હું એકલો જઇશ. હું અશક્ત નથી. હું જઈ શકીશ.'

'ચાલો. આપણે એકલાં જ જઈશું.' નીરૂએ કહ્યું.

અંજની પણ ઊભી થઈ.

'આપણે ત્રણે જણા બહાર ફરવાં જ જઇએ.'

આ વખતે ગૌતમ જમીન તરફ જોઈ રહ્યો હતો. ખમીસની બાંહ્યોને

 વાળીને અદ્ધર ચઢાવીને એ બેઠો હતો. વાળીને ચઢાવેલી એની એ બાંહ્યો તરફ એ જોઈ રહ્યો. સહેજ લાંબા એવા એના માથાના વાળ ઉપર એણે હાથ ફેરવી જોયો! પછીથી ધીમે એણે એક શ્વાસ મૂકયો.

સુરેશ તો બહારથી વામન માટે મોસંબીઓ લાવ્યો હતો. તે મોસંબીનો રસ કાઢતાં કાઢતાં બોલતો હતો. 'જ્યાં મોસંબીઓ લીધી કે તરત જ એણે બોલવા માંડ્યું.'

ગૌસ્વામી તો કોઈ ઊંડા વિચારમાં પડી ગયા હતા. યજ્ઞેશે આ ત્રણેને નિહાળ્યા, પછી તે ઊભો થયો.

❖

'તમારે કોઇએ વામનને મૂકવા જવાની જરુર નથી. મારે ત્યાં કામ પણ વધી ગયું હશે; એટલે હું વામનને લઇને જઇશ. તમે બન્ને અહીં જ રહો.' યજ્ઞેશ બહારની બાજુએ આવ્યો, ત્યાં અંજની અને નીરૂ હતાં. તેમને તેણે કહ્યું.

'તમે જાવ અને અમે બધાં અહીં રહીએ?' નીરૂએ પૂછ્યું.

'હા, કેમ એમાં વાંધો છે?'

'વાંધો તો શો પણ...' નીરૂ બોલતી હતી ત્યાંથી અટકાવી અંજની બોલી ઊઠી, 'હું તમારી સાથે આવીશ.'

'કેમ? અહીં ગૌતમ પાસે નથી રહેવું?'

'ના.'

'તમારી લાગણીઓ બહુ જ વિચિત્ર પ્રકારની છે. વધારે સારુ સ્થાન મળે એટલે તમે એ તરફ ઢળી પડો છો.' યજ્ઞેશ આંખોને સહેજ ઝીણી કરતાં બોલ્યો.

અંજનીએ તે જોયું તે તરત જ બોલી. 'મારી લાગણીઓ બધાની તરફ સરખી છે. તમારાથી એ જોઈ શકાય એમ નથી. તમે એ જોઈ શકતા નથી. તમે એક જ રીતે મને સમજી, એ તરફ સહાનુભૂતિ દર્શાવી રહ્યા છો!'

'મને કાંઈ સમજ ન પડી, તમે શું કહેવા માંગો છો.?' યજ્ઞેશ બોલી ઊઠયો.

'કહું?' વળી પ્રશ્ન પૂછતા અંજની બોલી.

'હા. હા. કહોને એમાં શું?'

'તમારા તરફ છે એ કરતાં કદાચ ગૌતમ તરફ મને વધુ લાગણી

છે. કદાચ ગૌતમ મને વધારે ગમતો હશે. પણ મારે તો એનાથી દૂર 
રહેવું છે. આજ સુધી તો માનતી હતી કે એનાથી દૂર તમારી પાસે રહી શકીશ. પણ હવે? હવે મારી ઊર્મિઓને પણ શાંતિ મળશે. મારા જીવનનો આદર્શ પણ સચવાઈ જશે. સૌના દર્દને હું ઊમળકાથી ઉત્સાહથી સાચવી શકીશ. સૌને હું શાંતિ આપી શકીશ. મારે આયા–નર્સ બનવું છે!' હેત ભરી દ્રષ્ટિએ યજ્ઞેશને જોતાં અંજની બોલી ઊઠી.

'તો તમે પણ મારી સાથે ત્યાં આવજો. તમને હું જરુર મદદ કરીશ.!'

'જરુર ?'

'હા. હા. એમાં શું?'

'પણ મારે એકલીએ અહીં રહેવાનું છે?' નીરૂએ યજ્ઞેશને પ્રશ્ન કર્યો.

'તારે અહીં રહેવું તો છે જ, વળી આવું મૂકીને તારે આવવાની શી જરુર છે? તારૂં ત્યાં હમણાં કંઈ કામ નથી. ગૌતમ સાથે તને અહીં રહેવું ગમે છે. તું અહીં જ રહે!'

'ગૌતમ ઉપર કાંઈ છાપ મારી નથી. કદાચ અહીં વધુ જોવા માટે...પણ ના. ના. હું પણ સાથે આવીશ.'

'ના, તમારી જરુર નથી.' નીરૂની માફક જ; પણ સહેજ વધારે હસતાં અંજનીએ નીરૂને કંઈક કહ્યું. યજ્ઞેશે પણ તે જોયું. તે પણ સહેજ હસ્યો.



'...તો તું ત્યાં ગએલી શા માટે? ગૌતમને મનાવવા? ના. ના. ગૌતમની માફી માગવા! તો કેમ માફી ન માગી? જાણે ગૌતમે માફી આપી દીધી. ઉંહું, જૂઠ્ઠું. હિંમત જ કયાં હતી. એની પાસે સંસ્કાર છે; અને મને એના સંસ્કાર ડરાવે છે, તો શું હું સંસ્કારી નથી? ...પણ એના સંસ્કારમાં દૈવી તત્ત્વ દેખાય છે. એ તત્ત્વમાં તેજ છે. નરી નિર્દોષતાનું ' તું નિર્દોષ નથી? હા. પણ તેં એના ગુન્હા કર્યા છે, મારા મનથી મેં ગૌતમ...ગૌતમ ગમે તે હો. ગૌતમની પાસે હવે હું નહિ જઉં. નહિ જ જઉં. તો પછી કોઇક દિવસ એ તારી પાસે આવશે, આવશે? તો હું...હું એને પૂછીશ! તો તું જ આજે એની પાસે જાને. જઇશ હું જ એની પાસે જઈશ.! મારે જ એની પાસે જવાનું છે!'

 ખૂબ ઊંડે ઊંડે અંજની વિચારતી હોય તેમ લાગતું હતું. રાતનો વખત. એટલે બહાર બધો અંધકાર. ગાડી (Train) બહુ જ ઝડપથી દોડતી હોય તેમ લાગતું હતું. યજ્ઞેશ પણ જાગતો નહોતો. વામન પણ જાગતો નહોતો. બન્ને સૂતા હતા.

અંજની ઊંઘતી નહોતી, એ બેઠી હતી. બારીમાંથી ગાડી બહારના અંધકારમાં જોવા મથતી હતી. !

'અંજુ, હજુ ઊંઘી નથી. કેમ જાગે છે ? સૂઈ જાવ.'

કોણ જાણે અત્યારે જ યજ્ઞેશે પાસુ ફેરવ્યું. તે જાગી ગયો હશે. અંજનીએ તે જોયું ન જોયું એટલામાં તો યજ્ઞેશ બોલ્યો.

'સૂઈ જઉં છું.' અંજનીએ જવાબ આપી દીધો. યજ્ઞેશ તો પછી કાંઇ બોલ્યા વગર ઊંઘવા પ્રયત્ન કરતો હોય તેમ લાગ્યું.

અંજનીની આંખોમાં આ વખતે તેજ હતું. એ તેજ ઉછળી ઉછળીને બહાર પડવા મથતુ હતું. કોઈ એને ઝીલી શક્યું નહિ. કોઇએ ઝીલવા પ્રયત્ન ન કર્યો અને અંજનીની આંખમાંથી બે ચાર આંસુ એના હાથમાં પડ્યા.

પોતાના જ હાથમાં પડેલા એ આંસુ સામે અંજની જોવા લાગી. જાણે હમણા એ એને ચૂમી લેશે ! હમણા જ એ એને એના હૈયામાં પાછા મૂકી દેશે ! પણ અંજની તો એ આંસુ જોઇને હસી રહી.

'અંજની સહેજ હસી ! એની મૂર્ખતા ઉપર ! અને તોય રડ્યા વગર અંજનીની આંખોમાં આંસુ–અંજની.' પહેલાં ધીમે–સાવ મનમાં અંજની બોલી, પછી સહેજ સ્વરમાં બોલી. પણ પછી ? અંજની રડી પડી ! આવું જ બોલીને અંજની રડી, વળી પાછું માથુ અદ્દર કર્યું. અંજની ભવ્ય લાગી ! નાનો સરખો એની પાસે રૂમાલ હતો એણે ચહેરો ભવ્ય બનાવી દીધો. પછી એણે સૂવા પ્રયત્ન કર્યો.

આ વખતે અંજનીની નજર વામનના બેડિંગ તરફ પડી. ધડ દઇને ખૂલ્લી આંખે આ બધું જોતાં વામને આંખો બંધ કરી દીધી. અંજનીએ તે જોયું. તે બોલી ઉઠી, 'ઓહ !'

સહેજ હસીને અંજની ઊંઘવા પ્રયત્ન કરવા લાગી.

❖

[ ૧૪ ]

'નીરૂ, તમે કેમ ન ગયાં ? તમને તો તમારા ભાઇની પ્રવૃત્તિમાં

ઘણો રસ છે. તમારે જવું જોઇતું હતું. મારો વિચાર પણ હવે કાશ્મીરમાં 
વધુ વખત રહેવાનો નથી, મારે મારી પ્રવૃત્તિની શરૂઆત કરવા પણ છેવટે જવું પડશે.'

'તો એમાં શું ! હું પણ તમારી સાથે આવીશ.'

'તમારા ભાઈની જ સાથે પાછા ગયા હોત તો કેટલું સહિસલામતીભર્યું રહેત ?' ગૌતમ બોલ્યો.

'અને તમારી સાથે આવું એમાં કાંઇ જોખમ છે કેમ ? હું એકલી એમ તો જઈ શકું એમ છું !' નીરૂએ અભિમાનથી કહ્યું.

'તમારા મનથી કાંઈ જોખમ નથી. મારા મનથી તો તમે એક 'જોખમ' છો. છેવટે મારે માટે તો જરુર !'

'એટલે ?' સંભાળપૂર્વક નીરૂ બોલી.

'એટલે મારું હૃદય બહુ જ વિચિત્ર છે.'

'તે હું જાણું છું...' સહેજ વ્યથા અનુભવતા નીરૂ બોલી.

'તમને હું સ્પષ્ટ જ કહી દઉં. તમને...તમારી લાગણીઓને હું પોષી નહિ શકું, સંતોષી નહિ શકું. અલબત ! મારા તરફની તમારી લાગણીઓમાંનો ઉત્સાહ ધવાશે, તમને આઘાત પણ લાગશે......હું નીરુપાય છું.'

'પણ હું તમારી પ્રવૃત્તિઓમાં રસ લઇશ તો ?' આશાભરી આંખે નીરૂએ પ્રશ્ન કર્યો.

'મારે લીધે તમે મારી પ્રવૃત્તિઓમાં રસ લેતા થશો તો એમાં તમે નિષ્ફળ જશો.'

'મને તમારી એવી ફિલસૂફી ગમતી નથી.'

'હું સાચું જ કહું છું.' ગૌતમે કહ્યું.

'પણ હું એ માનતી નથી.'

'તમે દુઃખી થશો. અંજની કરતાં પણ વધારે દુઃખી થશો. કદાચ તમે બધા માનતાં હશો કે અંજની દુઃખી છે. અંજની દુઃખી નથી હોં.' દ્રઢતા સાથે ગૌતમ બોલ્યો.

નીરૂએ સાંભળ્યું. તેણે એક નિશ્વાસ નાખ્યો.

'આપણે લાગણીઓને જડ બનાવી દઈએ તો ?' સહેજ હસી ઊઠતા નીરૂ બોલી.

'તમે એ કરી શકશો. મારાથી એ નહિ બની શકે.' ફરીથી નીરૂએ નિશ્વાસ મૂક્યો.

'કેમ ? તમારી પ્રવૃત્તિઓમાં તમે દાખલ થશો. પછી તો તમારી લાગણીઓને તમારે જડ બનાવવી પડશે ને ? એ સિવાય તમે ફત્તેહ શી રીતે પામશો ? તમે પણ ત્યાં લાગણીઓને જડ બનાવી દેજો. હું પણ લાગણીઓને જડ બનાવી દઇશ.' ફરી હસતાં હસતાં નીરૂ બોલી.

'તમે કેવી વિચિત્ર વાત કરો છો ! ત્યાં તો લાગણીઓ ઉપર સંયમ મેળવવાની વાત કરવી જોઇએ. અને મારી પ્રવૃત્તિઓમાં મને ઉત્સાહ છે, પછી લાગણીઓ ઉપરનો સંયમ આપોઆપ જળવાઈ શકશે, લાગણીઓને જડ બનાવી નાંખવાની મને તો કાંઈ જરુર લાગતી નથી.'

'તો તમે મારા તરફ કેમ જડ બની ગયા છો ?' વચ્ચે જ નીરૂ બોલી ઊઠી.

'તમારા તરફ હું જડ બની ગયો ? તમારી ઊર્મિઓને હું સંતોષી શકતો નથી એટલે તમે મારા ઉપર આરોપ મૂકો છો ! હું જડ બની ગયો ! માની લો કે હું જડ બની ગયો. તમે પણ જડ બની જાવ. બસ પછી ઊર્મિનો તો પ્રશ્ન જ નહિ રહે.'

'રહેશે ! ! બન્નેની જડતા પ્રેમ કરશે !' હસતાં હસતાં નીરૂ બોલી.

'તમે કેવી પ્રેમની વાતો કરો છો. હું તો તમારી ક્યારની શોધાશોધ કરુ છું. હું તો માનતો હતો કે બાગમાં ફરતા હશો. એટલે હું બધે ફરી આવ્યો. પણ કોઈ જગ્યાએ નામ નિશાન નહિ.' સુરેશ આવી પહોંચ્યો હતો.

'એટલે તેં એમ માની લીધું કે અમે પ્રેમ કરવા નીકળી પડ્યા હોઇશું ?' ગૌતમ વચ્ચે બોલ્યો.

'ના. ના. એવું તો ખાસ કાંઇ નહિ, આપણા લોકો તો ઓળખો છોને, સહેજ સાજમાં વિકૃત નજરથી જોવાના'

'આપણા લોકોમાં તમે પણ આવી ગયા ને ? બનવાજોગ પણ છે કે બે હૃદય મળી જાય તો પ્રેમ ઉત્પન્ન થાય. લોકો બે જણાને જ સાથે સાથે જોયા કરે પછી લગભગ માનવા જેવી વાતને માની લે એમાં કાંઈ વિકૃત નજર કે દ્રષ્ટિભ્રમ જેવું હોય એમ હું માનતો નથી.' ગૌતમે કહ્યું.

'ત્યારે એ વાત તો સાચી જ ને કે તમે પ્રેમ કરો છો ? મને તો ખાત્રી જ હતી. બન્ને જણા તે દિવસે પણ ભૂલા પડી ગયા હતા. આજે પણ મારી પાસેથી ખસી ગયા.'

'અને તમને શક ગયો, નહિ?' નીરૂએ પૂછ્યું.

'શક પડે એવું છે તો ખરું!' ગૌતમે નીરૂ તરફ જોઈ કહ્યું.

'હાસ્તો! જુઓને તમે અહીં સ્થાન પણ એવું પસંદ કર્યું છે. વૃક્ષની ઘટા નીચે, આજુબાજુ ચોતરફ ગુલાબના છોડવાઓ તમારું રક્ષણ કરે, પાછળ વળી રાજા-રાણીના જ યાદગીરીના બાવલા.' સુરેશ બોલવા લાગ્યો.

'ઠીક. ઠીક. એ બધી કવિત્વની વાતો મૂકી દે, તું માને છે એમાંનું કાંઈ સાચું છે જ નહિ. તને તો ખબર છે કે મારું હૃદય જડ છે. શૂન્ય છે!'

'હા.! એટલે તો તું અહીંઆ કાશ્મીરમાં આવ્યો છે!' ગૌતમ સમજી ગયો, સુરેશ કટાક્ષ કરે છે.

'કાશ્મીરની રમણીયતાને અનુભવવી તો ખરી ને? દેશાવરની ભૂમિઓ ન જોવાય—ન અનુભવાય તો રહ્યું. સ્વર્ગ જેવા કાશ્મીરમાં ફક્ત ફરવા અને જોવા જ હું તો આવ્યો છું. આવ્યો હતો એમ કહું તો ચાલે. આજ-કાલમાં આપણે પણ હવે પાછાં જવું છે.'

'પણ તમે જ અહીં સ્વર્ગ ખડું નથી કર્યું?' નીરૂ તરફ જોતાં સુરેશે પૂછ્યું. નીરૂએ આ વખતે સખ્ત આંખે સુરેશ તરફ જોયું, તરતજ સુરેશ આગળ બોલ્યો.

'સાચું કહીએ છીએ એમાં આંખો શેની કાઢો...'

'સુરેશ! એ બધી વાત મૂકી દે. તું માને છે એ બધું સાવ જૂઠું છે.' ગૌતમે કહ્યું. વળી નીરૂ ચીઢાઈ. તેણે ગૌતમ તરફ જોયું.

શા માટે પોતે કાંઈ બોલતી નથી? એકલો ગૌતમ જ પોતાનો માર્ગ રોકી રહ્યો નથી? ગૌતમને હચમચાવી મૂકું? ગૌતમને હલાવી મૂકું? ના. એ નહિ બની શકે. એટલી શારીરિક શક્તિ નથી. એટલી માનસિક શક્તિ? હતી. છે. પણ કોણ જાણે આજે જ ચાલી ગઈ છે. અને આજે જ ગૌતમ એનું જોર બતાવે છે. હા. હા. એ ઢોંગ કરતો હશે! જરુર એ વેર લેતો હશે. પણ વેર લેવા જેવું શું છે? એ શબ્દાવલી રચે છે. હું પણ શબ્દાવલી રચું!!

'એમની પાસે એમની તરવાનું શિખવાના વર્ગની વાત કરો, તો એ ખૂશ થશે. હમણાં હમણાંથી કોણ જાણે એક વામનને બચાવ્યો એમાં એ તરંગાવલી એમના માનસમાં જન્મી ઊઠી છે!' નીરૂ એકાએક બોલી ઊઠી.

 ગૌતમને સહેજ આશ્ચર્ય લાગ્યું.

'નીરૂ તું વધારે પડતું બોલે છે.'

'હવે હું જે કાંઈ બોલીશ તે તમને વધારે પડતું જ લાગશે.' એટલા જ આવેશ સાથે નીરૂ બોલી.

'એવું નથી. તમે જે કાંઇ બોલો છો તે વિચાર્યાં વગર બોલો છો!' ગૌતમે કહ્યું.

'અને તમે કયું મોટું વિચારીને બોલો છો કહો ને?'

'એ તમારે નથી જોવાનું.' હવે ગૌતમ પણ સખ્ત બન્યો.

'તમે એમાં ચીઢાઈ શેના જાવ છો? સીધી રીતે બોલોને!

'તમે ચીઢાઇ ગયાં છો, હું નહિ, તમે આવેશમાં આવ્યાં જ કરો છો, હું નહિ. હું તો સીધી રીતે જ વાત કર્યાં કરું છું.તમે આવેશમાં આવ્યા છો. હું સખ્તાઈ વાપરૂં છું!' ગૌતમ બોલી ઊઠયો.

'અરે વાહરે, ગૌતમ. તું તો કોઇ ફિલ્સુફ બની ગયો છે!...પણ તમે આમ લઢી પડો છો કેમ?' સુરેશ નીરૂ કાંઈ બોલે તે પહેલાં બોલી ઊઠયો.

'તમને એ નહિં સમજાય, સુરેશ.' સુરેશ તરફ જોતા નીરૂ બોલી.

'એમને પ્રેમનો રોગ લાગુ પડયો છે! મને નહિ હોં કે.!' ગૌતમ બોલી ઊઠયો.

'ઓહ!' સુરેશ હવે બધું સમજ્યો હોય તેમ લાગ્યું.

'હું જાઉં છું.' કાંઈ પણ વધારે બોલ્યા વગર નીરૂ ઊભી થઈ ગઇ. ચાલવા લાગી.

ગૌતમે પાછળથી બૂમો પાડવા માંડી, 'નીરૂ. નીરૂ.'–પણ નીરૂ ઊભી ન જ રહી.

'બસ ઘર તરફ! વાહ ભાઇ વાહ! આ તે કેવો પ્રેમ?' હસતાં હસતાં સુરેશ બોલ્યો.

'ચાલો આપણે પણ ઘેર જઇએ કદાચ નીરૂ રસ્તામાં કાંઇક ભૂલી પડી જશે.' ગૌતમ પણ ઊભો થયો.

'પણ તમે બન્ને કેમ ભૂલાં પડી ગએલાં? સુરેશે પૂછ્યું.

'એ તો અચાનક જ કુદરતી રીતે જ ભૂલા પડી ગએલા.' સુરેશને સમજાતા ગૌતમે કહ્યું.

'તો તો ઠીક.'

બન્ને નીરૂની પાછળ પાછળ ઘર તરફ જવા લાગ્યા. નીરૂ બહુ જ ઝડપથી ચાલી જતી હતી. બન્નેને ઉતાવળા ચાલવું પડતું હતું. 

❖

[૧૫]

'તમે સુલોચનાને ઘેર એકલી મૂકી છે ?' પોતાના ગામવાળું સ્ટેશન આવ્યું હતું, ગાડીમાંથી ઉતરતા અંજનીએ વામન તરફ જોતાં પૂછ્યું.

'એ તો એકલી ઘેર રહે તેવી છે જ નહિ !' છટાથી ગાડીમાંથી ઉતરતા વામને જવાબ આપ્યો.

'ઠીક ! અને તમે તો હવે ઘર તરફ જ જશો ને ? હું વામનની સાથે એમને ઘેર જઈશ.' અંજનીએ યજ્ઞેશ તરફ જોતાં પૂછ્યું.

'હું તમારી સાથે આવું તો તમને વાંધો છે ?'

'મને શો વાંધો હોઈ શકે ? પણ તમારું ખાસ કોઈ કામ તો નથી. હું એમને ઘેર મૂકી આવી પાછો ફરીશ.'

'ઘેર રહેશો તો પણ મને કાંઇ વાંધો નથી.' વામને ચશ્મા અદ્ધર ચઢાવતા કહ્યું.

'સારું ત્યારે હું જઇશ. મારે કામ પણ ઘણું વધી ગયું હશે.'

આગળ જતા યજ્ઞેશ છૂટો પડ્યો. અંજની અને વામન રસ્તે થઇને જવા લાગ્યા.

'તે...સુલોચનાને એકલીને ઘેર ગમે છે ?'

'એણે જ મને કહ્યું હતું ને કે તમારે કાશ્મીર જવું હોય તો જાવ.' વામને જવાબ આપ્યો.

'તમારા બા–બાપુ એમની સાથે જ હશે ?' અંજનીએ ફરી પૂછ્યું.

'ના. અમે પરણ્યા પછી થોડા વખતે જ જુદા રહેવા માંડ્યું હતું. મને મારી બા અને બાપાની જૂની–પૂરાણી વાતો, રૂઢિઓ કે પ્રણાલિકાઓમાં લગારે ઉત્સાહ નથી. બા–બાપુ વારંવાર મારા ઉપર ચીઢાઈ જાય. હું સુલુને ચિત્રપટ જોવા લઈ જઉં એ એમને ન ગમે. સુલુને હું બાગમાં મારી સાથે લઈ જઉં એ એમને ન ગમે. બધી રીતે મારે ઝઘડવું પડે. તમે જ કહોને પછી હું શું કરું ?'

'તે તમે ખર્ચો કેવી રીતે પૂરા કરો છો ?' અંજની બોલી.

'બાપાએ લગ્ન વખતે સત્તરેક હજાર રૂપિઆ મારા નામ પર

 ચઢાવી આપ્યા હતા. વળી એમ તો પાછા બાપુ મને ઘણી વખત પૂછે કે પૈસા જોઇતા હોય તો કહે, પણ હું તો હવે સાફ ના જ પાડી દઉં છું. મને એવી પરવા જ નથી. જો કે અત્યારે હું ભણું છું. ભણી રહીશ પછી જોજો ને. સુલુને પણ છોકરાં ભણાવવા નહિ જવા દઉં!' વામન અંજની કાંઈક પૂછે અને તે ઘણું જ બોલી જતો.

અંજની વચ્ચે સહેજ હસી પડી હતી. છેલ્લું છેલ્લું એણે કંઇક સાંભળ્યું અને તેણે જમીન તરફ નીરખી રહેલી પોતાની આંખોને–નીચે વળેલી ગરદનને, ઊંચકી વામન તરફ વાળી. કંઈક સમજતી હોય તેમ તેણે વામનની સામે દયાની નજરે જોયું.

'અહિંથી હજુ ઘર કેટલું આઘું હશે? સુલુ અત્યારે તો ઘેર જ હશે નહિ?'

'બનતા સુધી તો ઘેર જ હશે. પછી તો શી ખબર. કેટલીક છોકરીઓ તો ઘેર જ ભણવા આવે છે. અને ઘર કંઈ હવે બહુ આઘું નથી. કોણ જાણે એને તો મારા માટે એટલી બધી લાગણી છે! અમે બન્ને તો એક બીજામાં એટલાં બધાં ઓતપ્રોત બની ગયા છીએ કે લગ્ન પછી લગ્ન જેવું અમે ગણ્યું જ નથી! અમે બન્ને તો મિત્રોની માફક રહીએ છીએ! મારા પર ઘણું વહાલ રાખે છે. હું ન હોઉં તો કોણ જાણે શુંએ કરી બેસે! મને એ એકવચનમાં બોલાવે— હું પણ તેને એકવચનમાં જ બોલાવું છુ.'

'ઠીક ઠીક. તમે આવી ઊર્મિલ પત્નીને નકામી નોકરી કરવા દો છો...'

'હા. એ બરાબર છે! શરુઆતમાં મેં ખૂબ ના પાડેલી. પણ એ તો કોણ જાણે રોજ રોજ રડયા કરે! મને સમજ જ ન પડે! પછી એને છેવટે મેં હા કહી. હજુએ નમાલી! ઘણી વખત રડયા કરે છે ને!'

'એમ!' અંજનીએ ફરી વામન તરફ જોયું, વળી તે આગળ બોલી... 'હજુ ઘર કેટલું દૂર હશે?'

'તમારા પગ તો દુઃખતા નથી ને? એમ હોય તો ગાડી કરી લઇએ.'

'ના ના એવું ખાસ તો કાંઇ નથી. ખાલી હું તો પૂછું છું.!' વિચારમાં પડતી અંજની બોલી. પણ ના રે. ના સાવ શૂન્ય

એનો ચહેરો લાગતો હતો. કોઈ એવી સ્પષ્ટ રેખા જ એના મુખ ઉપર નહોતી. વામન અંજની તરફ જોતો હતો. 

થોડીવાર થાય અને અંજની વળી વામન સામે જુએ. વામન તો ગૂંચવાડામાં પડી ગયો હતો. એને તો કાંઇ સમજાતું જ ન હોય તેમ લાગ્યું.

અંજનીનો ચહેરો હવે દયાર્દ્ર બનતો હતો. એક શ્વાસે તે વામનને જોવા લાગી. વામને તે જોયું. એને તો કાંઇ સમજાયું નહિ. એટલે એણે ડોક નીચે વાળી દીધી!

❖

'તમે આવી ગયા?' પ્રશ્ન પૂછાયો હતો વામનને, પણ સુલોચના જોતી હતી અંજનીને.

'હા. હા. સુલુ!' વામન ખૂબ જ આવેગમાં આવી ગયો હતો તે સુલુને દોડીને ભેટી પડ્યો.

'હજુએ આવી અને આવી આ ઘેલછા. મને એ બહુ પસંદ નથી. હવે તો સમજો.' સહેજ જ હસતા, વામનને ધીમેથી દૂર કરતા સુલોચના બોલી.

અંજની સુલોચનાને સાવ ઝીણી નજરે જોઈ રહી હતી. સુલોચનાની નજર પણ અંજની તરફ વળી. વામને તે જોયું. તે બોલ્યો, 'એ ગૌતમની પત્ની છે! અરે... ના. ના. ના. ના. એ, એ તો ગૌતમની સાથે ભણે છે!' બોલતા બોલતા ભૂલ થઇ ગઈ, ઉતાવળે ઉતાવળે એણે એ ભૂલ સુધારી. અંજની હસી પડી. સુલોચના પણ હસી. અંજની જાણે વામનને નીરખતી હોય તેમ પગથી તે માથા સુધી જોઇ ગઇ!

સુલોચનાએ તે જોયું. તેણે વામન તરફ ફરી સહેજ હસતા હસતા બોલવા માંડયું.

'તમને પ્રેમ કરવાનો અધિકાર છે ખરો? કદાચ અધિકાર મેળવ્યો હશે, પણ એથી એમ કહી શકાય ખરું કે તમે પ્રેમ કરવાને લાયક છો? પહેલેથી જ હું તમને કહ્યા કરું છું કે તમે કસરત કરો.'

'એકલી કસરત નહિ. સુદૃઢ શરીર અને માનસિક વિકાસ.' એવાં જ –સુલોચના જેવા જ હાસ્ય સાથે અંજની બોલી.

'તમારામાં બધું છે પણ એટલું જ નથી. મારા સિવાય જો બીજી કોઇ પત્ની મળી હોત, તો તમારી શી દશા થાત? તમારા સામું પણ જુઅત ખરી? તમારી લાગણીઓને સમજવા પ્રયત્ન કરત ખરી? મને

 મેળવીને તમે ભાગ્યવંત બન્યા નથી ? નીચું કેમ જોઈ રહ્યા છો—જરા ઊંચે જુઓ.' હસતા હસતા સુલુ બોલી.

'એમના ગૌતમભાઇએ તરવાની તાલીમ માટેનો વર્ગ શરુ કરવાનો વિચાર કર્યો છે. એમને બચાવ્યા પછી જ એ વિચાર આવ્યો છે, એ જ એ વર્ગમાં પહેલા જોડાઇ જાય તો કેવું સારું ?' નીચું જોતાં વામનનું ગરીબ માનસિક વલણ દેખી અંજની બોલી ઊઠી. વળી એને કંઇક વિચાર આવ્યો. તે આગળ બોલવા માંડી.

'આંડાની માફક પાણી-પાણી-બહુ ઊંડું, બાપરે, સુલુ, સુલુ, સુલુ, નથી જવું, નથી ફરવું, હોડી નહિ જોઇએ, મરી ગયો રે, કોઈ, કોઇ બચાવો રે !... મને લગારે નબળાઈઓ નથી ગમતી. એ એકલી શારીરિક નબળાઇ નથી. માનસશિથિલતાનું એ પહેલું પ્રતિબિંબ છે, એકલું તરવાનું શીખે પણ નહિ વળે. ઉછળતાં પાણી દેખી તરવાની હામ પણ ઊડી જાય. માનસિક બળ, એને જ હું તો જીવન-બળ ગણું.'

'તમે ઘણું ઘણું બોલી કાઢયું, હું હવે જરૂર એ પ્રમાણે વર્તવાનો.' બાજુ ઉપર આરામ ખુરશી પડી હતી. વામન એમાં પડયો. લાંબો જ થઇને. જાણે મડદું પડયું.

'જરા ધીમેથી પડો. આરામ ચેર ગરીબડી તો છે જ અને વળી કપડું ફાટી જશે તો સાવ નકામી જશે.' સુલુએ વામનને ખુરશીમાં પડતો દેખી કહ્યું.

'એમનું વજન બહુ ભારે નથી. તબિયતમાં તો અશક્ત છે જ. ત્યાં તો વળી તમારી એવી ઘેલછા લાગી હતી. પૂછો જ નહિ. મને જ સુલુ માની લીધી અને...'

'ઓહ ! તો તો તમને ખૂબ હેરાન કર્યા હશે.' સુલોચના હસી.

'મારે ન છૂટકે એમની ગાંડછાને પોષવી પડી.'

'હવે એવું બધું ન બોલશો. જવા દો ને !' વામન માથે હાથ મૂકતાં બોલ્યો.

વખત સારો છે. ત્યાં હતી એવી ઊર્મિવશતા અહીં નથી. ત્યાં લગભગ હતી એવી કાયરતા, ગાંડાઈ અહીં દેખાતી નથી. ઠપકો, ભારેખમ શબ્દો, હૈયે ઊતરે એવી રીતે કહ્યા જ કરું ? જરુર. એની ઇચ્છાશક્તિને જાગૃતિ મળશે. પણ એનામાં ઇચ્છાશક્તિ જેવું કાંઇ દેખાય છે જ ક્યાં ? પણ તે દિવસે યજ્ઞેશ કહેતા હતા કે પ્રત્યેક માનવ

હૃદયમાં ઇચ્છાશક્તિ સંતાયેલી હોય છે. એને મજબૂત મનોબળ વડે 
ઘડવી જોઈએ. પ્રયાસો કરી કરીને જાગૃત કર્યા પછી એ ઇચ્છાશક્તિને ઘડી શકાય. આજે કદાચ સાદી રીતે નહિ તો ભાર દઇને, એથીએ વધારે કટાક્ષો કરીને એનામાં ઇચ્છાશક્તિ જાગૃત કરું? એ મજબૂત મનોબળ. પણ ના. ના. ના. યજ્ઞેશ તો એમ કહેતા હતા કે ઇચ્છાશક્તિની જાગૃતિ થયા પછી માનસ મજબૂત બને. એમાં દઢતા જન્મે. મનોબળ પણ એથી કેળવાય. માનસિક શ્રદ્ધા, આત્મવિશ્વાસ–મહત્ત્વાકાંક્ષાને જન્મ આપે. ઇચ્છાશક્તિ દઢ બનેલી હોય પછી માનવી શું ન કરી શકે? અને આ વામન પછીથી... ?

આરામખુરશીમાં પડેલા વામન તરફ જ અંજની જોતી હતી. એકાએક પેલી હમણા એમના માનસમાં કોઇ ભવ્ય વ્યક્તિ ઘડાઈ ગઈ હતી તે હવે અદ્રશ્ય થઇ ગઈ હોય તેમ જણાયું. એ ભવ્ય વ્યક્તિની છેલ્લી કલ્પનાએ તો અંજનીનો ચહેરો ગૌરવવંતો બનાવ્યો હતો. પણ... એકાએક વામન તરફ જ જોઈ રહેલી અંજનીને હજુ હવે વામન દેખાયો હશે. અગર ગમે તેમ હો, અંજનીનો બની ગએલો એ ગૌરવવંત ચહેરો ઊતરી ગયો. વામનના ચહેરા ઉપર અત્યારે ઊર્મિવશતાની સ્પષ્ટ નિર્બળતા જણાઇ આવતી હતી.

સુલોચના બોલી... 'તમને કોણ યાદ આવ્યું?' અંજની તરફ તે જોતી જ હતી.

અંજનીએ તે સાંભળ્યું અને તે બોલી, 'આ તમારો વામન... જુદા જ સ્વરૂપમાં દેખાયો– કોઇ ભવ્ય મજબૂત શરીર, શરીરના એક એક વિભાગે વ્યાયામની શ્રેષ્ઠ શક્તિનું તેજ, વ્યક્તિત્વની મહા ગંભીર એવી છાપ પાડી દે તેવો માંસલ અને તેજસ્વી ચહેરો, વિશાળ છાતી, અને પગલે પગલે: સ્પષ્ટ તરી આવે એવું મનોબળ, માનસિક શક્તિ માટેની અજબ શ્રદ્ધા દાખવે તેવો ભાવનાભર્યો ચહેરો...'

'અરે, અરે, તમે કોઈ દેવનું વર્ણન કરો છો કે શું?... ઓહ... આ તો તમારા ગૌતમના...'

વામન હજુ હવે ભાનમાં આવતો હતો. અંજની બોલતાં અટકી હતી. તે બોલવા માંડી.

'ના. ના. આ તમે હતા. ફક્ત તમે હતા જ. અને તે મારી કલ્પનામાં! મેં તમને પછી નીરખ્યા... સાચું જ કહું છું. તમારા જેવા

 મહાબળવાન અને ગજબ તેજ અર્પે એવા શરીરનું અને ચાલતે કદમે ચોતરફ દૃષ્ટિ વેરતી તમારી આંખોને,—અશક્ત છતાંયે વખતે વખતે ઉછળી ઊઠતી તમારી તીક્ષ્ણ પણ સૂક્ષ્મ, સખ્ત પણ વેગભરી, હોંશભરી પણ ઉત્સાહ વગરની, એવી તમારી માનસિક શક્તિને–મારી જાગૃત અવસ્થામાં શી રીતે વર્ણન આપવું તેની ગડમથલમાં હું પડી, પછી ગંભીર બની. વર્ણન ન ફાવ્યું, હું અસાહ્ય બની. તમને જોઈને મને દુઃખ થઈ આવ્યું.' હસતા હસતા અંજની બોલ્યા કરતી હતી. ઓચિંતાને તેને કંઈક યાદ આવતા તેણે સુલોચના તરફ જોયું. સુલોચના ગંભીર હતી, એની લાગણીઓ ઘવાતી હોય તેમ જણાયું.

'તમે હવે કચકચ મૂકશો?!' વામન બબડી ઊઠ્યો.

એક નિશ્વાસ નાખી અંજનીએ નીચું જોયું. સુલોચના સમજી ગઈ. તે બોલી ઊઠી, 'તમારી નિર્બળતાના તો હું રોજ વખાણ કર્યાં જ કરું છું. તમે...હું સાચું જ કહું છું તમે નિર્બળ તો છો જ. આવા માનવીને તો જીવવાનો પણ અધિકાર ન હોવો જોઈએ.'

'અરરરર.'–અંજની વિચારી ગઈ. સુલુ આમ એકદમ સખ્ત કેમ બની ગઈ? એ એકદમ આમ આવેશમાં કેમ આવી ગઈ?

'તું કોને કહે છે સુલુ?' વામન જરા સ્વસ્થ બનતા બોલ્યો.

'તમને. બીજાને નહિ; તમને–તમને.' સુલોચના સામું અંજની જોતી જ રહી. વામન નહોતો ઉશ્કેરાયો. તે જમીન તરફ જોતો હતો.



'તમારા વિચારો ઘડીએ ઘડીએ કેમ પલટા લે છે? ગઈ કાલે તમને સમાજનું હિત ગમતું અને એથી તમે સમાજરચનામાં ક્રાન્તિ લાવવાની વાતો કરતા હતા, આજે તમને આયા બનવાનું મન થઈ આવ્યું. તમારું હૃદય શાંતિ ઇચ્છતું હોય તેમ મને તો જણાય છે.'

'તમારો અભ્યાસ ક્યાં સુધીનો છે?' અંજનીને યજ્ઞેશ જ્યારે બોલતો ત્યારે ઘણું જાણવાનું મળી જતું. ઘણી વખત તો સાવ શૂન્ય બની યજ્ઞેશ તરફ તે જોયા જ કરતી. એ કંઈક વિચિત્ર લાગે પણ એની વિચિત્રતામાં ન સમજાય એવું સત્ય, સિદ્ધાંત અને પ્રેરક શક્તિ દેખાય. અંજનીએ પ્રશ્ન કર્યો. યજ્ઞેશે એના સામું જોયું. તે સહેજ હસી પડ્યો.

'આમ તો અંજની દિવસે દિવસે મારા હૃદયની નજીક આવતી જાય છે. એના ગૌતમને એ ભૂલી જ જવાની? પહેલાની માફક એનું

દિલ હવે ક્યાં બહુ ઉછાળા મારે છે? એને ક્યાં હવે બહુ દુઃખ લાગે છે? પણ એ તો ચોક્કસ કે ગૌતમની યાદ એને કોઈ કરાવશે, ગૌતમને એ દેખશે અને એનું દિલ દર્દમય બનવાનું જ.'

'તમે તમારી લાગણીઓ ઉપર અંકુશ મૂકી દો તો ઘણું સરસ, તમે સામાજિક રચનાના તમારા હૃદયમાં એક ખૂણે ગમતા એ ક્ષેત્રમાં જરૂર સફળ થશો.'

'મને તમે જડ બનાવી દેવા તો માંગતા નથીને?'

'ભલે તમે એને જડતા કહો. હું તો એને આવેશ, આવેશ ઉપરનો સંયમ કહું છું. એથી એમ તો નહિ જ કે હૃદય નથી, હૃદયમાં દયાનો અંશ નથી. આવા સંયમથી તો એમ જ લાગ્યા કરશે કે જાણે જગતથી દૂર રહી જગતની સેવા કર્યા કરતા ના હોઈએ.' યજ્ઞેશે કહ્યું.

'ઘણીએ વખત મને તો તમારી વાણીમાં અતિશયોક્તિના દર્શન થાય છે. તમે તો સાવ કોઇ સંત કે મહાત્માની વાતો કરો છો. ખરું પૂછો તો તમે જ સંત કે સાધુ બની જાવ તો વાંધો ના આવે. તમે મને એ તો કહ્યું જ નહિ કે તમારો અભ્યાસ...'

અધવચમાંથી યજ્ઞેશે અંજનીને અટકાવી. તે બોલ્યો. 'જો કે વાંચ્યું તો ઘણું છે, હિંદુ પુરાણો જોઈ ગયો, માર્કસ અને ઈસુના સિદ્ધાંતો જોયા, બુદ્ધ અને કૃષ્ણની ફિલસુફી વાંચી. વેદ અને પુરાણો પાછળ મનન કર્યું...મને એકજ વસ્તુ એમાંથી દેખાયા કરે છે, અને તે માનવતાની દૃષ્ટિને આગળ રાખી સતત મનન કરવું.'

'વાહ! મને પણ હવે તો ભય પેસી ગયો છો કે રખે તમે મને પણ કોઈ સાધ્વી બનાવી દેશો!'

'તમને સાધ્વી બનવું ગમતું હોય તો ભલે સાધ્વી બની જશો. સંભવ છે કે પ્રેમની નિષ્ફળતા તમને એ તરફ ખેંચી જશે.'

'તમે પણ કોઈ ફિલસુફ લાગો છો. માર્કસ કે ઈસુ, બુદ્ધ કે કૃષ્ણ બનવાના તમને વિચારો તો નથી આવતાને? તમે હમણાં શું માનવતાની દૃષ્ટિને આગળ રાખી વિચાર કરવાનું કહેતા હતા, નહિ?'

'એથી તો ઘણો ઘણો લાભ છે હોં કે! માનવતાની દૃષ્ટિને આગળ રાખી એટલે એમાં અહિંસા સમાઈ જાય, સત્ય એમાં આવી ગયું...'

એક દિશામાં મામા મનહરલાલ સૂતા હતા. હરઘડીએ તેઓ પડખાને

 આસ્તે આસ્તે ફેરવતા હતાં. સાદલાનો જાડો થર બની ગએલો હતો. પરસાળની સપાટીથી આઠ દશ ઈંચની ઉંચાઈએથી પડખું ફેરવવા જતા તેઓ ગબડી પડયા. એકદમ તેમની ઉંઘ અદ્રસ્ય થઇ ગઈ.

સામ સામી ખુરશીઓ નાખી અંજની અને યજ્ઞેશ કંઈક વાતો કરે છે એવો ભાસ તેમને આંખો ચોળતા ચોળતા તેમના તરફ જોતા જણાયું.

'અરે પણ એમાં મશ્કરી શેના કરો છો. જરા તો સમજો, જગતમાંથી માનવતાનો હવે નાશ જ થઈ ગયો છે...હં હં તમે તો કંઈક માનવતા અને માર્ક્સની વાતો કરતા હતા ખરૂંને ?' તેઓ હવે બેઠા થઇ ગયા હતા. પગ પર પગ ચઢાવતા તેમણે પ્રશ્ન કર્યો.

'અંજુ, મામાનું વાંચન ઘણું વિશાળ છે. માનસ શાસ્ત્રના તો તેઓ ખાસ અભ્યાસી છે. ફ્રોઇડનું ચિંતન તો એમને ઘણું ગમે છે. સામ્યવાદના તેઓ સખ્ત વિરોધી છે, ટ્રોટસ્કીના તેઓ પ્રબળ શત્રુ હતા. વાક્યે વાક્યે લેનીનના સિદ્ધાંતોને તેઓ નાપાયાદાર કહેતા. અલબત્ત સ્ટેલીનની એકલી ધીરજને તેઓ વખાણે છે એટલું સારૂં છે. બાકી વિશ્વક્રાન્તિના તેઓ સખ્તમાં સખ્ત વિરોધી છે. તેમનું તો સજ્જડ એવું માનવું છું કે લેનીન અને ટ્રોટસ્કીના સિદ્ધાંતો પ્રમાણે જગતમાં ક્રાન્તિ લાવવામાં આવે તો જગત કરોડો વર્ષો પહેલા હતી એવી જંગાલીયતને અનુભવતી બની જશે !'

'ઓ હો હો હો, તેં તો ઠીક મારા માનસને પ્રચારમાં મુકવા માંડયું છે.'

'એમાં ખાસ કાંઈ ગભરાવા જેવું નથી. રશિઅન રાજ્યકર્તાઓ અહીં નથી.'

'પણ અહીંની સરકાર મને સાથ જ ક્યાં આપે છે! નહિતર આખા રશિયમાં પ્રચાર પામેલા સામ્યવાદમાં હું ફરીને આજે ક્રાતિં લાવી દઉં. અને આગે કદમ બઢતા જગતની હરોળમાં એને મુકી દઉં !!' હસતા હસતા પોતાની જાત ઉપર જ કટાક્ષો કરતાં તેઓ બોલ્યા.

'પણ મામા એ વાત તો સાચી કે લેનીન અને ટ્રોટસ્કી પણ માર્ક્સના કેટલાક સિદ્ધાંતોમાં માનતા હતા.'

'એમ તો અત્યારે જાપાનીઓ અને ચીની-પ્રજા પણ એમ કહે છે કે અમે ઐક્યના 'અહિંસા પરમો ધર્મમાં' હજુએ માનીએ છીએ.

અને છતાંએ હથિયાર સજતા દેખી તેમને પૂછવામાં આવે છે ત્યારે ૯૯
કહે છે કે અમે તો જગતમાં વધુ સંસ્કાર ઉત્પન્ન કરીએ છીએ! જગતમાં અમે સંસ્કાર, સંસ્કૃતિ અને કલાની સ્થાપના કરવાના છીએ!'

'પણ મામા તમે કેમ ભૂલી જાવ છો. માનસ શાસ્ત્ર તો એમ કહે છે કે લડાઇના ઉશ્કેરાટભર્યાં વાતાવરણમાંથી બહાર આવતો માનવી એટલો બધો કંટાળી ગયો હોય છે કે આપોઆપ તેનું દિલ કલા અને સંસ્કૃત્તિ તરફ વળે!'

યજ્ઞેશે મામાને ઝીણી નજરે જોતાં પૂછ્યું.

'એ વાત માનવા જેવી તો છે. મને લાગે છે કે જાપાનીઓ જે કાંઇ નિવેદનો કે સમાચારોને બહાર મૂકતા હશે તે બધા અનુભવી માનસ–શાસ્ત્રીઓ મારફતે જ તૈયાર કરાવી રવાના કરતા હશે.'

'અને આ શાહીવાદી સામ્રાજ્યવાદીઓ વિષે તમારો શો અભિપ્રાય છે?' અંજનીને એમ લાગ્યું હશે કે પોતે પણ કંઈક બોલે, તો ઠીક. એણે પૂછ્યું.

'એમને સમાજવાદીઓ કહેવા એ ભુલભરેલું છે. જ્યાં જ્યાં તેમનું સામ્રાજ્ય છે. જ્યાં જ્યાં તેઓ રાજ કરે છે તે બધે સ્થળે તેઓ પોતાના માટે તો રાજ્ય કરતા જ નથી. એ એ સ્થળો-દેશોની પ્રજાઓ એમને નિર્માલ્ય દેખાય છે. કુસંપથી ભરેલી દેખાય છે. અવ્યવસ્થિત લાગે છે. પોતાની ત્યાંની હાજરી દેવ–હાજરી સમાન તેમને લાગે છે! અને તેઓ બીજાઓના હિતને ખાતર લોકશાહીની સાચવણીમાં રાજતંત્ર ચલાવે છે... અને છતાંયે કરોડોની મિલ્કત તે તે દેશોમાંથી હજમ કરી શાહી–શહેનશાહતવાદી–મૂડીવાદ એક ખૂણેથી લગાર ગણાઈ જાય છે...!'

'તમને કોના તરફ લાગણી છે એ મને કહેશો? તમે સામ્રાજ્યવાદી શાહીવાદને ધિક્કારો છો. તમને રશિયન ક્રાન્તિ નાપસંદ છે. અને એ તો અમે જાણીએ જ છીએ કે તમને નાઝીવાદ ગમતો નથી. તમને શું ગમે છે, એટલું જ કહો મામા!' હજુએ ઘણું ઘણું મામા બોલશે એમ લાગવાથી યજ્ઞેશે પૂછ્યું.

'નાઝીવાદમાં એટલું તો ચોક્કસ કે એક સત્ય છે!'

'શું સત્ય છે?' કંઇક તિરસ્કારભર્યાં હાસ્ય સાથે અંજનીએ પૂછ્યું.

'તમને કોઇ એક લપડાક લગાવે અને તમે તેને ચાર લપડાક લગાવી દો. એમાં કોણ કહેશે સિદ્ધાંત નથી? એક લપડાક લગાવી

 એના બદલામાં એને ચાર લપડાક મળી. ફરીથી એ સામી આંખ ઊંચી કરી શકશે?' મામા હવે રંગમાં આવી ગયા હતા. તેઓ ઉભા થયા. નકામી પડી રહેલી આરામ ખુરશીમાં બેસતાં બેસતાં તેઓ બોલ્યા.

'હું તો એવી હિંસકવૃત્તિને સજ્જડરીતે ધિક્કારૂં છું. નાઝીવાદ તરફ મારું વલણ સાવ સ્પષ્ટ છે.' અંજનીને પણ હવે આ રાજકીય બાબતોમાંના સિદ્ધાંતોમાં રસ પડવા લાગ્યો, તેણે કહ્યું.

'તમારુ વલણ ગમે તેવું હોય, બાકી એમની સંસ્કૃત્તિ જ લડાયક છે.'

'તો એમણે એમની સંસ્કૃતિ બદલવી જોઇએ.' અંજની બોલી.

'સંસ્કૃત્તિ એ પૂર્વના–વર્ષોના વર્ષોથી ઉતરી આવેલાં સંસ્કારો-માંથી ઊત્પન્ન થએલી હોય છે. એટલે અત્યારની એની લડાયક સંસ્કૃત્તિનો જલ્દી અંત ન જ આવી શકે.'

'મને તમે શું કહો છો તેની સમજ નથી પડતી. સ્પષ્ટ રીતે કહો.' યજ્ઞેશ બોલી ઉઠયો.

'લુઇ, ફ્રેડરિક, બિસ્માર્ક, નેપોલીઅન અને કૈસરના વખતથી એ પ્રજાના માનસ ઉપર લડાયક દેખાવો ને વિચારોની સ્થાપના છે. એવા ઘડાઈ ચૂકેલા માનસને મહાન ગણાતા હિટલરે વધુ વ્યવસ્થિત રીતે ઘડવા માંડયું છે. એ હિટલર ન હોત તો પણ શું? ઉછાળા મારતા એવા લડાયક વિચારોને ઉભરો આવ્યા વગર રહેજ નહિ! અને વળી એ પ્રત્યેક પૂર્વની લડાઇના અંત વખતે તેઓ હારી જતા હતા.!' મામા પણ ઉછળી ઉછળીને બોલતા હતા.

'અરે વાહ! તમે હોમ્સનું માનસ શાસ્ત્ર રજુ કર્યું કે ફ્રોઈડનું?'

'તમને બધાને પરદેશી માનસ શાસ્ત્રીઓ કેમ ગમે છે? આજના યુગનો ગાંધી એ મહાન માનસ શાસ્ત્રી છે.'

'એ વાત સાચી પણ મામા, હોમ્સ અને ફ્રોઇડે તો માનસ–શાસ્ત્રનું વૈજ્ઞાનિક રીતે પૃથ્થકરણ કરેલું છે.' યજ્ઞેશે કહ્યું.

'ઠીક. ઠીક. એ વાત સાચી હશે...શું તમે મને મારું વલણ કઈ દિશામાં છે એ પૂછેલું નહિ?' અંજનીએ પોતાનો અભિપ્રાય માંગ્યો છે કે યજ્ઞેશે, તે મનહર મામા ભુલી ગયા હોય તેમ લાગ્યું. ગમે તેમ હો, પોતાને પોતાનો અભિપ્રાય પણ જણાવવો જ જોઇએ એમ સમજતાં તેઓએ યજ્ઞેશના પ્રશ્નનો જવાબ નહિ આપતા પ્રશ્ન કર્યો.

'મારી વાત તો સાવ જુદી છે. સમસ્ત વિશ્વની લોકશાહીમાં હું

તો માનું છું.' 

'ચાલો પતી ગયું. વધારે હવે કાંઈ કહેવાનું રહ્યું જ નહિ ! મામા તમારે હજુ ઘણા પુસ્તકો વાંચવાની જરૂર છે. અગર તો પછી તમારું લોકશાહી વિષેનું વાંચન ઘણું ઓછું છે.'

'તમે એવા કોઈ પુસ્તકો વાંચેલા ખરાં ?' અંજનીએ યજ્ઞેશને પૂછ્યું.

'વાંચેલું તો ખરું. પણ મને તો મારા અંગત વિચારો પ્રમાણે વિચારને રજુ કરવો વધારે ગમે છે. એટલે મેં શું વાંચ્યુ છે તે તમને નહિ સમજાય પણ હું શું કહેવા ઇચ્છું છું તે તમને સમજાશે.' હસતા હસતા યજ્ઞેશ બોલ્યો.

'તમે ખૂબ વિચક્ષણ છો.'

'તે હોઇશ !'

'તમે કહો તો ખરા—તમારા વિચારો કેવા છે ?'

'બહુ જ થોડા વિચારો છે. પણ મને તો જાણે એટલામાં જ આખી દુનિયા દેખાય છે. અને તે પણ હસતી દુનિયા, આનંદી દુનિયા !'

'પણ તે કહોને.'

'લોકશાહી એટલે માનવશાહી ! સમસ્ત પ્રજાની સૃષ્ટિ નહિ...પણ એક એક વ્યક્તિને એક એક સૃષ્ટિ ! એ સૃષ્ટિ ઉપર કોઇનો—ખુદ ઇશ્વરનો પણ અધિકાર ન હોવો જોઇએ. જગતની બીજી કોઈ પણ વ્યક્તિને એ માનવની સૃષ્ટિ—એ માનવ હૃદય ઉપર બંધન ન જોઇએ. પછી એવી સૃષ્ટિમાં એ એકલો માનવી એનો વિકાસ સાધે. એનો વિકાસ ધીમે ધીમે એટલો બધો વધી જશે કે જે જે માનવી અને જેટલું જગત આવી માનવશાહી—લોકશાહીમાં જરા પણ માનતું નહિ હોય તે તે બધાં એ માનવીને પૂજશે...કંઈક તો કિંમતી ગણશે.'

'ઓ હો હો હો ! મને તો ભાઇ તારા આ ઘેલા આદર્શોમાં જરા પણ સમજ નથી પડી.' મામા હસી પડ્યા.

'કારણ કે તમે તેને સાંભળવા તરફ ધ્યાન આપ્યું નથી.' યજ્ઞેશે મનહર મામાની માફક જ હસતા હસતા કહ્યું.

'તમે ટૂંકામાં જ કહોને કે તમારી માનવ—સૃષ્ટિ કે માનવશાહી લોકશાહી એટલે સ્વતંત્ર વિકાસ.' અંજનીએ યજ્ઞેશ તરફ જોઇ કહ્યું.

'અને તમે જાણો છો ? એવાં હૃદય ઉપર બંધન અગર સ્વતંત્ર વિકાસથી માનવી સંસ્કારને વધુને વધુ સમજે. સંસ્કૃતિ અને સંસ્કારની

 વધુને વધુ નજીક જઈ શકશે. જીવનનો સાચો આનંદ એ ત્યારે જ મેળવી શકે.' યજ્ઞેશ બોલ્યો. છેવટે બોલતા તેણે કોણ જાણે કેમ અંજની તરફ ઝીણી આંખે જોયું હતું. અંજની તે જોઇ ગઈ. તે કાંઈ વિચારમાં પડી...પણ મનહર મામા એટલામાં બોલી ઉઠયા, 'મને તો એવા સ્વતંત્ર વિકાસમાં રસ નથી. મોટે ભાગે સંસ્કારને નહિ સમજનાર એવી સ્વચ્છંદતામાં પડે છે.'

'તમારી ભુલ થાય છે. એવાં બંધન વગરના સ્વતંત્ર વિકાસ વખતે માનવીએ માનવતાને પોતાના પગલે પગલે ભરાતાં એક એક પગલે આગળને આગળ રાખવાની હોય છે. પછી સ્વચ્છંદતા જેવું કાંઈ રહે જ નહિ!'

'મારા મનથી તારો આદર્શવાદ એ નિષ્ફળવાદ છે.' મામાએ સજ્જડ રીતે કહ્યું હોય તેવું અંજનીને લાગ્યું. એ ગુંચવાઈ ગઈ.

એકાએક આ છોકરીને શું થઈ ગયું? એનો ચહેરો આમ કેમ બદલાઈ ગયો? વિચિત્ર નહિ તો! એને શું યાદ આવ્યું હશે?

મનહર મામા અંજની તરફ જોઈ રહ્યા હતા.

યજ્ઞેશે પણ તે જોયું, તે બોલ્યો. 'ચાલો અંજની આપણે બહાર જઇએ.' અંજનીને ખભે હાથ મુકતાં યજ્ઞેશ બોલ્યો હતો.

'ના રે ભાઇ ના, તમે બેસો હું જ બહાર જઉં છું.' મનહર મામા ઝટ ઊઠી-કંઇક ન સમજાતાં બહાર ચાલ્યા ગયા.

'તમે વારંવાર મને શા માટે એની એ વાત જણાવ્યા કરો છો?'

'કઇ વાત?' સાવ અજાણ્યા બનતા યજ્ઞેશે પૂછ્યું.

'તમે મને સ્વતંત્રા આપો છો. મારૂં દિલ છે...ના. ના. હતું ત્યાં તમે મને જવાનું કહો છો. હવે મારે ત્યાં નથી જવું! ગૌતમની યાદ હવે મને બહુ આવતી નથી. મારે સ્વતંત્ર...'

અધવચમાં જ યજ્ઞેશ બોલ્યો–'તો મારી સાથે રહેવું છે?'

'ના.'

'તો—?'

'તમારા સિદ્ધાંતોને જ હું માન આપીશ! હું સ્વતંત્ર વિકાસ મેળવીશ. મેં તમને કહ્યું તો છે કે હું દર્દીઓની સેવા કરવા માંગુ છું.'

'તો તું એમ કરને અંજુ, ડૉકટર બની જા!'

'ડૉકટર?'

'હા, ડૉક્ટર, એ નામમાં પણ કંઇક ભપકો દેખાય છે. અને ડૉક્ટરને માન પણ ઘણું મળે એ વાત પણ સાચી.' અંજની હસી ઊઠતા બોલી. 

'તો તું ડૉક્ટર બનીશ ને? કહેને તું હમણાં કેમ એકદમ બદલાઈ ગઈ હતી? તારો ચહેરો સાવ જુદો જ બની ગયો હતો.'

'એ તો મેં ઢોંગ કર્યો હતો! ઊર્મિવશ બની ગઈ છું એવું મારે બતાવવું હતું. એટલે એ તમે જુઓ પછી એની એ વાત તમે વારંવાર રજુ ન કરો!'

'ઓહો! તારી બુદ્ધિ ખુબ વધી ગઈ લાગે છે!'

'તમારા જેવાં વિદ્વાન–અક્કલવાળાં, બુદ્ધિશાળીની નજીક આવું પછી અક્કલ ન વધે?'

'તો મારી જ નજીક નથી રહેવું ને?' યજ્ઞેશ બોલ્યો.

'કેમ? તમે તો મને ડૉક્ટર બનવાનું કહો છો. તમારી નજીક રહીને ડૉક્ટર બનું એ વાત પણ સાચી. પણ એટલું તો સાચું ને કે તમે તમારા આદર્શો ઝટ ભૂલી જાવ છો?' અંજની સ્હેજ કરડાઇભરી પણ વહાલપૂર્ણ નજરે બોલી.

'એટલે તમને હજુ ગૌતમની યાદ તો છે જ એ સાચું ને? તમે ભલે માનતા હો કે હું ગૌતમને ભૂલીશ. પણ ચોક્કસ માનજો અંજની ગૌતમનો તમે ગુન્હો કર્યો છે. તમે સહેજ તો સંસ્કારી છો. ગૌતમને તમે કદાપી નહિ ભૂલી શકો.'

'તમારી શક્તિ ઓછી થઈ ગઈ હોય તેમ લાગે છે યજ્ઞેશ! ગૌતમને હું જરૂર ભૂલી શકીશ. એની ઊદારતાને હું નહિ ભૂલી શકું. એની માનવતાને હું નહિ ભૂલી શકું. એની ઊદારતા અને એની માનવતાને હું પૂજીશ. પૂજું છું. ગૌતમને નહિ, ગૌતમને લગારે નહિ. ગૌતમની યાદ એની માનવતા અને ઊદારતાને આગળ કરે છે...'

'અને એથી તો તમને ગૌતમ ગમે છે.' યજ્ઞેશ ન છૂટકે સહેજ હસવા પ્રયત્ન કરતો હોય તેમ લાગ્યું. અંજનીમાં એને સત્ય દેખાયું હશે? પોતે કાંઈ એવી ભૂલ કરી હશે કે જેથી એને આમ ફિક્કું ફિક્કુ હસવું પડયું હશે? ગમે તેમ હો.

અંજની બોલી, 'ગૌતમ ગમે છે? કદાચ ગૌતમ ગમતો હશે. શાથી? ગૌતમ ગમે છે. એ વાત તમે જાણુતા હશો પણ મને લાગે

 છે કે ગૌતમને હું પૂજું છું. એ હજુ જાણતા નથી. જાણતા હશો તો અત્યારે તમે ભુલી ગયાં છો.'

'તમે ખોટું ખોટું બોલ્યા જ કરો છો અંજની. તમારું વલણ મારા તરફ ક્યારે નહોતું?'

'હતું, છે. પણ એ પૂજ્યના ભાવમાં, સાંસારિક દેહના ભાવમાં–સાંસારિક પ્રેમના ભાવમાં નહિ!' અંજની રુંધાતા રુંધાતા બોલી.

'અંજની તું જુઠું બોલે છે. પ્રેમને તું અનુભવી શકે છે. લાગણીઓને તું સમજી શકે છે. પૂજ્યની ભાવનાઓમાં પ્રેમ નથી? પૂજ્યની લાગણીઓમાં સાંસારિક તત્વ નથી? દેહમાંથી જ ઉત્પન્ન બની સુક્ષ્મ થએલી એ માનસિક લાગણીઓને પ્રેમ પણ ન કહી શકાય? જ્યાં જ્યાં તને એવી સુક્ષ્મ લાગણીઓ દેખાશે ત્યાં ત્યાં તને વધતે ઓછે દરજ્જે આકર્ષણ થયા જ કરશે અંજની. તારી સૃષ્ટિ તારૂં જગત એ જ છે. તું ડૉક્ટર બનીશ કે તું લગ્ન કરીશ. તું ગમે તે થા.–તારા જીવનમાર્ગોને તું ગમે તેમ બદલ્યાં કરી ગમે તેમ નક્કી કર... પણ તારું હૃદય ઇચ્છે છે સુક્ષ્મ લાગણી.' બહુ જ સ્વસ્થતાથી, બહુ જ ધીમે અને જાણે બહુ જ વિચારપૂર્વક યજ્ઞેશ બોલતો હોય તેમ લાગ્યું.

'લાગણી–એવી સુક્ષ્મ લાગણીના ભાવથી મેં તારા ખભે હાથ મૂક્યો, તારી સાથે એવા જ ભાવથી વાત કરી. તુ કેવું કેવું બોલે છે.' હજુ આગળ યજ્ઞેશ બોલવા લાગ્યો.

અંજની યજ્ઞેશ તરફ જોઈ રહી. ઘડીભર પહેલાં જે રીતે–જેવી નજરે યજ્ઞેશ અંજનીને જોતો હતો તેવી જ રીતે–તેવાં જ ભાવે. પણ એની નજરમાં ન સમજાય તેમ કોઈ શૂન્યતા લાગતી હતી, અને એ શૂન્યતા? એ જ પ્રેમ, એ જ સુક્ષ્મ લાગણી, એ જ પુજ્ય ભાવ, પોતાના તરફ જોતી અંજનીને જોઈ યજ્ઞેશ સહેજ હસ્યો હતો.

'ચાલો અંજની.' ફરીથી તેના ખભે હાથ મૂકતાં યજ્ઞેશ બોલ્યો.

કાંઈ પણ બોલ્યા વગર અંજની ઊભી થઈ. બન્ને બહાર જતા હતા,

*

[ ૧૬ ]

એ છે જ અભિમાની! એ છે જ એવો. એના સામું પણ હવે નહિ જોઉં. આજને આજ પાછી જવાની. એ એના મનમાં સમજે છે

ઝડપભર નીરૂ પગલા ભરતી હતી. ઝડપભર એ વિચારે ચઢી હતી. પાછળ ગૌતમ અને સુરેશ આવતા હતા.

'નીરૂ.'

પણ કોણ સાંભળે ? વાહ! એની ચાલમાં મિજાજ છે. એના જવાબમાં આવેશ છે. વહાલભર્યો સૂર પણ એના ઉપર અસર નહિ કરી શકે?

'ચાલો આપણે પણ ઝડપથી ચાલીએ.' ગૌતમે કહ્યું.

'આપણી ના નથી ચાલો.'

'પણ ઓહ! બીજે રસ્તે ક્યાં જાય છે. ઘર તરફ નથી જતી. આપઘાત કરવાનું મન તો નહિ થયું હોયને?' હસતા હસતા ગૌતમ બોલ્યો.

'એ તો તું જાણે મને શી સમજ. તારો એના ઉપર કેટલો પ્રેમ છે એ તો જણાઈ આવ્યું. એને તારા ઉપર કેટલો પ્રેમ છે એની મને ક્યાંથી ખબર પડે?'

'મારી આગળ એની કે પ્રેમની, વાતો ન કરીશ.'

ગૌતમ કંઈક વિચારમાં હોય તેમ લાગ્યું. તે બોલ્યો.

'એ ઊભી કેમ ન રહે?'

'નીરૂ.' સખ્ત શબ્દોમાં ગૌતમે બૂમ મારી.

કદીએ ન સંભળાયો હોય તેવો ગૌતમનો અવાજ હતો. નીરૂ ઊભી રહી. એવી જ છટાથી, એવાજ અભિમાનથી તે બોલી. 'શું છે?'

'ક્યાં જાય છે?'

'તારે એનું શું કામ છે?'

'તને ખબર છે તું મારી જવાબદારી ઉપર અહીં રહે છે.'

'હું કોઇનીએ જવાબદારી નીચે રહેતી નથી. એમ હશે તો હું આજે ને આજે પાછી જઇશ.'

'ભલે, જજે. તને કોઈ રોકવા માંગતું નથી.'

'હા. મારી શી જરુરિઆત છે? મારું દિલ જાણે છે ગૌતમ તું મને શું કરી રહ્યો છે. તને નિષ્ઠુર કહું? ના. ના. જા. જા.' સાચે સાચ નીરૂનો હૃદય ઉભરો જણાઇ આવ્યો. નીરૂની આંખમાં આંસુ આવી ગયાં.

'ઢોંગ કરે છે?' ગૌતમ બોલ્યો.

'હા. ઢોંગ કરું છું.' જરા ખિમાશ સાથે નીરૂ બોલી.

'હું હજુએ સ્પષ્ટ કહી દઉં છું. હું કોઇની લાગણીઓને સ્વિકારવાનો નથી.'

'તે મને એમાં શું કહો છો?' —ત્રણે હવે સાથે ચાલતા હતા.

'આપણે બધાય સાથે જ પાછા જઈશું.'

'ના. હું તો આજે જ પાછી જવા માંગું છું.'

'અમે પણ આજે જ તમારી સાથે જ આવીશું.' સુરેશે કહ્યું.

'પણ આમ કઇ તરફ જવું છે નીરૂ. ઘર તરફ જઈએ.'

'અરે તને સ્વર્ગમાં લઇ જાય છે.' સુરેશ બોલી ઉઠ્યો.

'બસ બહુ થયું, હવે આંખો ચઢાવતાં નીરૂએ સુરેશને સ્પષ્ટ કહી દીધું. પાછા વળી ત્રણે ઘર તરફ જવા લાગ્યા.



'ગોવિંદ સિંહાના વર્ગમાં તરવાનું શિખવા માટેની જેટલી સગવડતા છે એટલી જ અગર એથીએ વધુ સગવડ હું રાખીશ. કોઈ કોઈ વખત તો એવાં વિચારો પણ આવે છે કે સિંહાના વર્ગમાં જ હું ફરીથી દાખલ થઇ જાઉં અને સૌને હું જ ત્યાં તાલીમ આપતો બની જાઉં.'

'તું કાંઈ જ કરી શકવાનો નથી. તરંગી છે.' સુરેશે કહ્યું.

'તરંગમાં શ્રદ્ધા હોય તો બધુંએ થઇ શકે. એવા વેદાન્ત સિદ્ધાંતોની તને હજુ ખબર નહિ હોય. અને નીરૂ તમે કહ્યું છે, તમે પહેલાં શિખવા માટે આવશોને?'

'વિચાર થશે તો આવીશ.' નીરૂએ કહ્યું.

ગાડી ઘણી ઝડપથી જતી હતી, કેટલાક યુરોપીયન પોષાકમાં ઈનામ આપવાની શરત સાથે જાહેર હરાજી આગગાડીમાં જ કરવા આવી પહોંચ્યા હતા. તાનસેન અને જીનતાનની ગોળીઓની જાહેરાત કરનારાઓ ગોળીઓની લહેજત કેવી છે તેનો પછીથી અભિપ્રાય માગતાં ગણી ગણીને એક એક ગોળી એક એક સભ્યના હાથમાં મૂકતા હતા. સાથે જાહેરખબરનું એકાદ ફરફરીયું આપવું પણ તેઓ ભુલતા નહિ. એ જાહેરખબર નીચે એક લીટી તો ખાસ ધ્યાન ખેંચતી. 'વાંચી રહ્યા પછી પાછું આપવા વિનંતી છે!' તમે કદાપી નામ પણ ન સાંભળ્યું હોય તેવી ગૌશાળા માટેનું ફંડ ઊઘરાવવા માટે ખાસ આગગાડીના

ત્રીજા વર્ગ માટે નિમાયેલ અમલદાર ત્યાં આવી પહોંચ્યા, સ્પષ્ટ રીતે 
તેમણે કહ્યું કે એક રૂપીઓ, અગર છેવટે એક આનો આપનાર સુધીના સભ્યને પણ સંસ્થાના નામ સાથેની પાવતી આપવામાં આવશે. તેઓ કોઇ જાણીતા કવિની અગર તો જાત મહેનતથી તૈયાર કરેલ પંક્તિઓને ઘણાં સુંદર સ્વરે તાણી તાણીને ગાતા હતા. નમ્રતાનો આડંબર જણાયા વગર રહેતો જ નહોતો. આગગાડીના ડબ્બામાં કંઇકનો ચેવડો અને દૂર દૂર ગામની નાનખટાઈ મળવા લાગી.

'નાનખટાઇ ચાખવી છે?' ગૌતમે સુરેશને પૂછ્યું.

'પૈસા ખરચવાનો તને શોખ છે. મારી ના નથી. ચેવડો લે તો વધારે સારૂં.'

'તમે ખાશોને?' નીરૂ તરફ ગૌતમે જોયું.

નીરૂ અવરજવરના માર્ગ ઉપર બેઠેલ એક સાધુ જેવા લાગતા પુરૂષ સામું જોઈ રહી હતી. એના દીલ ઉપર કપડા હતા...પણ એને કપડા ન જ કહી શકાય. ફાટ્યા તૂટ્યાં ચિથરા જ હતા એમ કહીએ તો ચાલે. એવાં કપડાં પણ ખૂબ જ મેલા લાગતા હતા. એ સાધુ વૃદ્ધ હતો. એના ચહેરા ઉપર ઘણી ઘણી કરચલીઓ પડી હતી. જીવન-ભરના અનુભવો પામી ગંભીરતા મેળવી હોય એવો એનો ચહેરો હતો. એ ચહેરા ઉપર દુઃખ કે આનંદની કોઈ રેખા જ દેખાતી નહોતી. એ વૃદ્ધ પુરૂષની પાસે એક સત્તર અઢાર વર્ષનો શ્યામરંગી યુવાન બેઠો હતો. એ ગૌતમ તરફ જોઈ રહ્યો હતો. ગરીબાઇની સ્પષ્ટ રેખા એના મુખ ઉપર હતી. કંઈક આશાઓ સેવ્યા પછીની ગરીબાઈ એ મુખ ઉપર જણાતી હતી. આશ્ચર્ય સાથે એ ચહેરો ઘડીમાં ગૌતમ તો ઘડીમાં નીરૂ તો ઘડીમાં સુરેશ તરફ જોતો હતો.

'તમે લોકો કઈ તરફથી આવો છો?' ગૌતમે જે વખતે નીરૂને પ્રશ્ન કર્યો તે જ વખતે નીરૂએ આ યુવકને પ્રશ્ન કર્યો.

'આમથી.' કંઇક ન સમજતાં, અચાનક પૂછાએલા પ્રશ્નથી ગભરાઇ જતા, ભયની લાગણી પ્રદર્શિત કરતાં તે યુવકે ચહેરાને અમુક દિશા તરફ ફેરવતા કહ્યું.

'તું ભણ્યો છે ખરો?' ફરી નીરૂએ પૂછ્યું.

'ના ક્યાંથી ભણીએ મા–બાપ!' હિંદીમાં એ યુવકે જવાબ આપ્યો હતો. પેલા વૃદ્ધના ચહેરા ઉપર આ વાતચીતથી જરાયે ફેરફાર

 થયો નહોતો. જાણે જીવનમાં એને આવા પ્રશ્ન તો ઘણાયે પૂછ્યા હોય તેમ લાગતું હતું.

'તારે ભણવું છે ખરું ?'

'પેટ પુરતું ખાવાનું મળતું ન હોય ત્યાં ભણવાની વાત કેવી હોય. મસ્કરી શીદને કરો છો ?' નીરૂ તરફ દયાની દૃષ્ટિ માંગતા એ બોલ્યો.

નીરૂએ એક શ્વાસ મૂક્યો. ગૌતમ તરફ એની નજર ફરી. ગૌતમ પોતાને જોઈ રહ્યો હતો. એકદમ એણે પોતાનો ચહેરો બીજી દિશામાં ફેરવી નાંખ્યો.

'મારા તરફ તિરસ્કાર શા માટે બતાવો છો, નીરૂ ?' ગૌતમ સમજી ગયો હશે, તે બોલ્યો.

'જે વ્યક્તિમાં માનવતાનો અંશ ન હોય તે વ્યક્તિ મને બિલકુલ પસંદ નથી.' નીરૂએ શાંત ચહેરે પણ ભારપૂર્વક કહ્યું.

'મને પણ તમારો સિદ્ધાંત ગમે છે.' ગૌતમ બોલ્યો.

'તો નાનખટાઈ અને ચેવડો પછી જમજે, એ પૈસા એ છોકરાને આપી દે. બીચારાઓએ કદાચ ટિકિટ પણ લીધી નહી હોય. તપાસનાર આવશે તો વળી બહાર કાઢશે.' સુરેશ ગૌતમને સલાહ આપવા લાગી ગયો. નીરૂએ આ વખતે પોતાના મુખ વડે તિરસ્કારની લાગણી દર્શાવી દીધી. તે બોલી, 'તમને બન્નેને તો હસવાનું અને મસ્કરીઓ કરવાનું જ સુઝે છે. કોઇના હૃદયની કે કોઇની લાગણીઓની તમને કિંમત જ નથી.'

ગૌતમે આ સાંભળ્યું. તેણે એક નિશ્વાસ નાંખ્યો. ધમધમ દોડતી ગાડી અને પવનના સુસવાટાભર્યા વાતાવરણમાં એ નિશ્વાસ વહેંચાઇ ગયો. નીરૂ તો શુન્ય ચહેરે પેલા સાધુ અને યુવકના કપડાં–ચિંથરા–મેલા ચિંથરા તરફ જોઈ રહી હતી. પવનના વેગને લઇને એના માથાના વાળ ઉછળી ઉછળીને આગળ ધસી આવતા હતાં.

'નીરૂ કેવી સુંદર લાગે છે!' ધીમું ધીમું હસતા હસતા સુરેશ મનમાં વિચારતો હતો.

પેલો શ્યામરંગી ગરીબડો યુવક સુરેશ તરફ જોઈ રહ્યો હતો, વૃદ્ધનો ચહેરો તો હતો એવો શાંત પણ ગંભીર જ હતો.

'હવે તો તબિયત સારી થઇ ગઈને?' યજ્ઞેશે આવતાંની સાથે વામનને પૂછ્યું.

'હા, હવે સારૂં છે.' ચહેરા ઉપરના પ્રસ્વેદને હાથ વડે જ લૂંછતા વામને કહ્યું.

'તમારી સુલુ ક્યાં છે?' અંજનીએ વામનને હસતાં હસતાં પૂછ્યું.

'બહાર ગઈ છે. હમણા આવશે.'

'ક્યાં?'

'એની કોઈ શિક્ષિકા બહેન છે એને ત્યાં. ખાસ કામ હોય તો એને બોલાવી લાવું.' વામને કહ્યું.

'ખાસ કામ તો નથી. પણ તમે એ શિક્ષિકા બહેનનું શિરનામું જાણો છો તે બોલાવી લાવશો?' અંજનીએ પ્રશ્ન કર્યો.

'હા. એ વાત સાચી કહી. શિરનામાની તો મને ખબર જ નથી. પણ પા અડધો કલાકમાં તો એ જરૂર આવી જશે.' વામને પોતાની મુર્ખાઇને હસી કાઢવાનો યત્ન કરતાં કહ્યું.

'શા ઉપરથી એમ કહો છો?' યજ્ઞેશે અંજની તરફ જોઈ વામનને પ્રશ્ન કર્યો.

'રોજ જાય, તે કાંઈ ખબર ન હોય, ઘેર ક્યારે આવશે તેની પણ ખબર–મને પણ ખબર ન હોય!'

'વાહ! તમે ઘેર ક્યારે આવો એની ખબર સુલુ રાખે કે સુલુ ઘેર ક્યારે આવે તેની ખબર તમારે રાખવાની! જગત કરતાં તમારૂં સ્થાન જુદું દેખાય છે બધી જ રીતે' અંજનીએ કહ્યું.

રખે અંજની કટાક્ષ તો નથી કરતીને? પોતે શા માટે હરઘડીએ એ બધાંની વાતોમાં ઝડપાઈ જવા પડે? પણ...ના. ના. અંજની તો હસતાં હસતાં બોલે છે.

હસતી અંજની તરફ જોઈ વિચારતાં વામન બોલ્યો, 'કેમ–મેં તમને તે દિવસે જ કહ્યું હતું કે અમારી દુનિયા તો જુદી જ છે.'

'પ્રેમની, નહિ?' યજ્ઞેશે પ્રશ્ન કર્યો.

'લગભગ એવી જ.' વામને કહ્યું.

અંજનીએ કોઇને ખબર ન પડે એ પ્રમાણે શ્વાસ મૂક્યો.

 'તમે પરણેલા ત્યારના જ આવું સ્વર્ગમય જીવન જીવતા હશો ખરું ને ?' યજ્ઞેશે પૂછ્યું.

'હા.'

'પરણ્યા પછી સુલુ ત્રણેક મહિને જ શિક્ષિકા બની, નહિ ?' અંજની સમજી ગઇ.

યજ્ઞેશ પણ ઠીક ગપગોળા મૂકી અક્કલમંદ વામનની વાતો મેળવવા પ્રયત્ન કરે છે. પણ હા ! એ વાત પણ સાચી. યજ્ઞેશને એમાં ક્યાં સ્વાર્થ છે ?...ના. ના. કદાચ આ વામનના સુખી હૃદયને યજ્ઞેશ જરૂર આઘાત આપશે. એને એમ લાગશે કે સુલુનું હૃદય વેદના સાથે રમે છે; સુલુ વામનને દુઃખ ના થાય એટલા માટે પ્રેમ કરે છે ત્યારે જરૂર યજ્ઞેશ સુલુને...પણ ના. ના. યજ્ઞેશ એમ કોઇને ઉશ્કેરી મુકે એવો નથી. કદાચ ધીમે ધીમે વામનને પરિસ્થિતિ સમજાવશે. પણ આ પ્રેમઘેલો વામન સમજશે ખરો ? ન પણ સમજે. એની વાતોમાં જ કદાચ મસ્ત રહે. હું યજ્ઞેશને સમજાવીશ. પુરું વિચાર્યા વગર એ કાંઈ કરી ન બેસે. નહિતર આમનું સુખી જીવન, પણ સુલુનું જીવન ક્યાં સુખી છે ? એકલા વામનના તરંગને લીધે એના માતાપિતાને પણ દુઃખી નથી થવું પડતું ? સુલુ મક્કમ બને–સુલુ સ્પષ્ટ જણાવી દે...પણ સ્પષ્ટ શી રીતે જણાવાય ? સખ્ત આઘાત લાગી જાય તો કદાચ બિચારો વામન આપઘાત કરી નાખે ! સુલુ સંસ્કારી છે. એ બુદ્ધિશાળી પણ છે.

'તમે એમને મારા વિષે શા માટે પ્રશ્ન કરો છો ? હું હવે આવી ગઈ છું. મને પૂછો ' યજ્ઞેશે પ્રશ્ન કર્યો એ જ વખતે સુલોચના આવી હતી. તેણે હસીને યજ્ઞેશ તરફ જોઈ કહ્યું.

કેવી માયાળુ છે ? મને ઓળખતી પણ નથી અને મારી સાથે હસીને વાત કરે છે. આવો માયાળુ સ્વભાવ રાખીને જ પોતાનું જીવન કડવાશભર્યું કરી નાખે છે ! પોતાની ઊર્મિઓને આમ જ વિકસાવે છે. ના, કદાચ એમની ઊર્મિ ન પણ વિકસે, પણ સામા હૃદયમાં આ મમતાને બતાવાય છે તે જ રુપમાં, સમજાય નહિ તો શું પરિણામ આવે ? એ વ્યક્તિ પ્રેમ કરતાં શિખે, અને આ તો હસતું મુખ છે. એ વ્યકિતની લાગણીઓને શી રીતે સ્વીકારી શકે ? સંસ્કાર ! માનવ જીવનને સંસ્કાર વેદનામય નથી બનાવતું ? અને સંસ્કારમાં આ હસતું મુખ કાંઈ બોલે નહિ. વ્યક્તિની ઊર્મિઓ ખૂબ વિકાસ પામી ગઈ,

અને આ હસતું મુખ પછી પોતાનું સાચું સ્વરૂપ બતલાવે તો ? 
બિચારા પેલા નબળા ગરીબડા હૃદયને કેટલું બધું સહન કરવું પડે ?

'પણ તમે આવ્યા તો હજુ હમણાં જ ને ?' પહેલાં તો સુલોચનાના સામું જ યજ્ઞેશ જોઈ રહ્યો. થોડીવારે એણે સુલુના પ્રશ્નનો જવાબ આપ્યો.

'મારા સામું શું જોઈ રહ્યા હતા ?' સુલુએ યજ્ઞેશના જરા વિચિત્ર લાગે તેવા વર્તનને જોતાં કહ્યું.

'મને અંજની કહેતી હતી કે સુલુ બહુ ભલી અને બહુ જ હોંશિયાર છે.'

યજ્ઞેશનો આ જવાબ સાંભળી વામન તરત જ બોલી ઊઠયો. 'પણ મેં તમને એ વાત તો હોસ્પીટલમાં જ કહી હતી.'

યજ્ઞેશ તરફ જોઈ વામન આટલું બોલ્યો કે તરત જ અંજની બોલી, 'હોસ્પીટલમાં જ ને ?'

વામનને સમજાઇ ગયું. એનો ચહેરો ફીકકો પડી ગયો. તે અંજની તરફ જોઈ બોલ્યો.

'એ બધું તમે હવે ભૂલી જાવ.'

'શું ? શેની વાત કરો છો ?' અજાણ્યા બનતા, હાસ્યને રોકી રાખતા અંજનીએ પુછયું.

'જાવ કાંઇ નહિ.' વામને કહ્યું.

'તમે શિક્ષિકા ક્યારથી બન્યા છો ?' યજ્ઞેશે ભૂલાતો પ્રશ્ન યાદ કર્યો.

'તમારે એનું કામ શું છે ?' વામન તરફ જોઈ પછી યજ્ઞેશ તરફ જોતાં સુલોચનાએ કહ્યું.

યજ્ઞેશની દૃષ્ટિને સુલોચના સમજી ગઈ, અંજની સુલુ સામું જોતી હતી. તે સહેજ હસી પડતાં વિચારી ગઈ.

અંજનીને હસતાં દેખી વળી વામન બોલી ઉઠયો, 'મેં તમને એક વખત તો કહી નાખ્યું કે તમે એ બધું ભૂલી જાવ.'

'પણ હું કયાં એ બધું યાદ કરૂં છું ?' વામન બોલી રહ્યો કે તરત જ અંજની બોલી.

'ત્યારે હમણાં મારાં સામું જોઈ હસ્યાં કેમ ?' વામને કહ્યું.

અંજની વધારે ખડખડાટ હસી પડી.

 'તમારે ના કહેવું હોય તો મારે કાંઈ જાણવાની જરૂર નથી.' બાજુ ઉપર એક નાની સરખી ગાદી પાથરેલી હતી તેના ઉપર બેસતાં યજ્ઞેશ બોલ્યો. અંજની પણ યજ્ઞેશની પાસે જ બેસી ગઈ.

'હા. એ તો ઠીક. પણ તમે બન્ને હવે લગ્ન ક્યારે કરી નાંખશો! આમ બન્ને અત્યારથી સાથે સાથે ફરો છો અને સાથે સાથે બેસો છો તે કોઈ બોલતું નથી?' અંજનીને યજ્ઞેશની પાસે બેસતાં જોઈ સુલુએ પ્રશ્ન કર્યો.

'એવો પ્રશ્ન કરવાની કાંઇ જરુર નથી. અમે એવાં રૂઢિચુસ્ત વાતાવરણમાં બહુ ફરતા નથી. એ બધાં કેવી કેવી વાતો કરે છે તે જાણવાની અમને જરુરત પણ દેખાતી નથી.' યજ્ઞેશે કહ્યું.

'ત્યારે તમે સુધરેલા સમાજમાં જ ફરો છો, એ વાત તો સાચી જ ને?' સુલોચના પણ નીચે બેસી ગઈ. તે બોલી.

વામનને તો કોણ જાણે કેમ આ લોકોની વાતમાં રસ જ ન લાગ્યો. તે એની આરામ ખુરશી છોડી ઊભો થયો. એકાદ પુસ્તક શોધી કાઢ્યું. વળી આરામ ખુરશીમાં પડી પાના ફેરવવા માંડ્યાં! વાંચનમાં ચિત્ત દાખલ કરવા પ્રયત્ન કરવાની શરુઆત કરી.

'અમે વાતો કરીએ અને તમે આમ બેસી રહો. તે સારું ન ગણાય.' અંજની વામનની વર્તણુંકને ખાસ ધ્યાનમાં રાખતી હોય તેમ લાગ્યું. તે બોલી.

'મારે વાતો કરવી હશે તો હું બોલીશ.' વામન સખ્ત બનતો હતો, તે બોલ્યો.

'તમને અમારી હાજરી ના પસંદ હોય તો અમે જઈએ. ખાસ તો તમારી તબિયત જોવા જ અમે આવ્યા હતા.'

'હવે મારી તબીયત તો સારી છે.' વામને જાણે અડધું જ સાંભળ્યું હોય તેમ તેણે જવાબ આપ્યો.

'તો અમે જઈશું ત્યારે.' ઊઠવાનો યત્ન કરતાં યજ્ઞેશ બોલ્યો.

'જવાનું તમને કોણ કહે છે! બેસવું હોય તો બેસોને.' ચિઢાતો વામન બોલ્યો.

'ના. ના. હવે તમારી તબિયત પણ સારી છે. તમે બન્ને મારે ત્યાંજ આવજોને. મામા પણ ખુશ થશે.'–'એ કોણ છે?' નવી વ્યક્તિની જાણ થતાં સુલોચના બોલી ઊઠી.

'એ તો મારા એક મામા છે. તમે ઘેર તો આવજો. એ કોણ છે એ બધું તમને સમજાશે. હું તો જઈશ. મારે ઉતાવળ છે.' યજ્ઞેશ ઊભો થયો.

'તમારે જવું હોય તો જાવ. હું તો અહીં જ બેસું છું.' અંજનીએ કહ્યું.

'તે તને ના કોણ પાડે છે!' યજ્ઞેશ જતાં જતાં બોલ્યો.

સુલોચના કેમ આગ્રહ ન કરી શકી? નીચું જોઈ એ કંઈક વિચારી રહી હતી. અંજની સુલુ તરફ જોયા જ કરતી હતી. વામન તો એનું પુસ્તક વાંચતો હતો.

❖

'આપણું ગામ આવી ગયું. મારો વિચાર પહેલાં વામનને મળવાનો છે.' ગૌતમ ધીમી પડતી ગાડીનું બારણું ખોલતાં બોલ્યો.

'હું પણ સાથે આવીશ.' સુરેશે કહ્યું. એ તો ચોગાન તરફ 'ચાઈ ગરમ વાળાની દુકાન—નાનકડી દુકાન' સામું જોઈ રહ્યો હતો.

ચાની દુકાનમાં તેને નરી સ્વચ્છતા જણાઈ. ખુદ ચાહ બનાવનાર પોતે સ્વચ્છ કપડાં પહેરતો હતો. ચાહ શરીરને નુકશાનકારક હોય અગર ન હોય પણ આ દુકાન ઉપર ચાહના ફાયદાનું એક પાટીઉં લગાવેલું હતું. હિંદી, ગુજરાતી અને અંગ્રેજી ત્રણે ભાષામાં. હિંદીઓને કદાચ હજુ ચાહ બનાવવાની રીત શિખવાની બાકી હશે. એટલે ચાહ કેવી રીતે બનાવવી તે વિષે ત્યાં ખાસ સુચનાઓ સાથે એક જુદુ જ અને ગ્રાહકની નજરે જલ્દી ચઢી જાય તેવા સ્થળે પાટીઉં લગાવેલ હતું.

સુરેશ હસી પડ્યો.

'કેમ હસો છો?' નીરૂએ સુરેશને હસતાં દેખી પૂછ્યું.

'સ્ફુર્તિદાયક અને શરીરને સહાયકારક ચાહ બનાવવાની 'ખાસ કલા' વાંચુ છું. વાંચવાલાયક તો છે જ. લોકોને ચાહ પીવા માટે તો નહિ પણ છેવટે ચાહ બનાવવાની કલા સમજાવવાનો પ્રયત્ન કરતું આ લખાણ જરૂર પ્રશંસા માંગી લે છે.'

'તમને બધાને ખોટી ટીકા કરવાની ટેવ પડી ગઈ છે. આમાં બતાવેલ રીત પ્રમાણે ચાહ બનાવવામાં આવે તો જરુર ફાયદાકારક નહિ તો છેવટે નુકશાનકારક તો ન જ બને. થોડું પાણી ગરમ કરી અંદર ચાહ ખાંડ નાખી એટલે ચાહ તૈયાર! મને આ રીત પસંદ છે જ નહિ.'

'અને એટલે તમે ચાહ નહિ પીવાની પ્રતિજ્ઞા લીધી હશે?' ગૌતમને સુરેશે કહ્યું.

'ના, ના, એવું તો ખાસ નહિ.' ગાડી ઊભી રહી હતી, ધીમી પડી ત્યારે જ બારણું તો તેણે ઉઘાડી નાખ્યું હતું. તે ગાડીમાંથી પહેલો નીચે ઉતરી ગયો.

નીરૂનું ધ્યાન આ વખતે ગૌતમ તરફ હતું. ગૌતમે નીરૂને પૂછ્યું. 'તમે મારી સાથે આવશો? તમારાં ઘર તરફ જવાનો વિચાર છે. ઘર તરફ જવું હોય તો તમારા ગામની બે આનાની ટિકિટ લાવી આપું અને શહેરમાં થઇને જવું હોય તો...'

'હું પણ તમારી સાથે જ વામનને ત્યાં આવું છું.' નીરૂએ જવાબ આપ્યો.

'મારો વિચાર તો વામનને મળ્યા પછી તરત જ સિંહાને ત્યાં જ જવાનો છે!'

'બહુ ઉતાવળ આવી ગઇ છે, નહિ?!' નીરૂએ પૂછ્યું.

'હા, કેમ?' શાંત વદને ગૌતમે પૂછ્યું.

'કાંઇ નહિ!' નીરૂને કંઇક યાદ આવતું હતું, તે વધુ બોલી નહિ.

'તમે દુ:ખી ન થશો હોં. તમને હું બધું શિખવીશ' ગૌતમ બોલ્યો.

'ના, ના, એથી કાંઈ મને...પણ મને કયાં કશું દુ:ખ થાય છે જ તે?' નીરૂ પણ ગાડીમાંથી ઉતરતાં બોલી.

'હા, તમને દુ:ખ હોય પણ શેનું? તમે તો ખૂબ સુખી, ખૂબ સુખી. સ્વર્ગનું સુખ તમારે તો છે.' સુરેશ ઉતરતાં ઉતરતાં બોલ્યો.

'એક જ બનાવ બન્યો તેની જ પાછળ, એને જ વારંવાર આગળ કરવાનો. એની અતિશયતાથી તો હું પણ હવે ટેવાઇ ગઈ છું.' નીરૂ બોલી.

તરત જ ગૌતમ બોલી ઊઠયો, 'અને કદાચ એવી જ રીતે ઊછળતી ઊર્મિઓના પ્રેમી દેખાવોની અતિશયતાથી ધીમે ધીમે સામાન્યતાને અનુભવવી પડશે. લગ્ન કરવાના હો તો લગ્ન કરશો નહિ. નહિતર એવો સમય બહુ જલ્દીથી આવી પડશે. જીવન નીરસ બની જશે. સામાન્યતાને જીવનમાં પ્રવેશવા દેશો નહિ, ભલે ને પછી એ સામાન્યતા મારેતુ ક્ષેત્ર ગમે તે હોય!'

'તમે તો એવી કોઇ સામાન્યતા મેળવી નથીને? મને તો લાગે

છે કે તમારા અનુભવ પ્રમાણે તમે બોલો છો !' હસતા વદને નીરૂ બોલી ઉઠી.

'મેં ?' હસીને ગૌતમે સામો પ્રશ્ન કર્યો.

'હા તમે ?' નીરૂ સામૂં બોલી.

'તમને પણ એવો અનુભવ થશે એટલે તે સમજાશે.' ગૌતમ બોલ્યો.

પણ નીરૂને એકાએક કોઈ તરંગ આવી ગયો. તે બોલી ઉઠી.

'એટલે તમે અંજની સાથે લગ્ન નથી કરતાં ? ગૌતમ તમે સાચું બોલો, અંજનીને દુઃખી કેમ કરો છો ?'

'તમે કેવાં પ્રશ્ન કરો છો ? કંઈ ભાન છે કે નહિ ? યજ્ઞેશ તમારો ભાઈ છે.'

'હું એ જાણું છું, અંજની દુઃખી ન હોય તો... પણ ના હવે અંજની દુઃખી નથી !' નીરૂ વળી એકદમ અટકી પડી.

આનું તે કાંઇ ભેજું ગૂમ થઇ ગયું છે કે આને થયું છે શું ? સાવ વિચિત્ર વિચિત્ર જ બોલે છે. અક્કલ વગરની જ દલીલો. રૂઆબબંધ દલીલ થાય છે અને વળી ઝટ ચૂપ–શાંત બની જાય છે. નથી ગૌતમ સમજાતો કે નથી નીરૂ સમજાતી. હું નીરૂને જ બધું પૂછીશ, નીરૂ ? ...વાહ તને વળી એનું નામ લેવાનું કેમ મન થાય છે ? તો અંજનીને પૂછું. ઉંહું. સ્ત્રી મિત્ર કરતા પુરુષ મિત્ર સારો. ગૌતમને જ પૂછીશ.

સુરેશ ન સમજાતાં વિચારે ચઢયો હતો. ગૌતમ અને નીરૂ વિચિત્ર હોય અગર ન હોય પણ સુરેશનો ચહેરો તો મૂઢ જેવો લાગ્યો.

'શેઠ ! ચેવડો આપું ?' બાજુ ઉપરથી એક ગૃહસ્થ પસાર થતાં હતા તેને સંબોધીને એક સ્ટેશનનો લારીવાળો પૂછતો હતો. સુરેશનું ધ્યાન ત્યાં ગયું.

'શેઠ જરા બાજુ પર ખસો.' સુરેશની પાછળથી સામાન માથે લઇને આવતાં સ્ટેશનના પટાવાળાએ સુરેશનું ધ્યાન ખેંચ્યું.

સુરેશ તો ગુંચવાડામાં પડી ગયો હતો. ગૌતમે એને સહેજ બાજુ પર ખેંચી લીધો.

નીરૂના ચહેરા ઉપર આ વખતે સુરેશની નજર સહેજ પડી ગઈ.

એ ચહેરામાં ન સમજાય તેવી કડકાઈ, અભિમાન કે ગૌરવ જેવું કંઈક હતું.

❖

 આજને આજ સિંહાને જઇને મળું, મારી જાતે જ હું મારું શરીર સુંદર બનાવું. જે હોય તે ટીકા કરે એટલે એનો અર્થ શો?

વામન આરામ ખુરશીમાંથી એકાએક એકદમ ઊભો થયો, અંજની અને સુલુને સહેજ આશ્ચર્ય પણ લાગ્યું.

'હું હમણા આવું છું.' વધુ કાંઈ પણ બોલ્યા વગર વામન ચાલી નીકળ્યો.

અંજનીએ કે સુલુએ સામો એક પણ પ્રશ્ન કર્યો જ નહિ.

થોડીવાર થઈ અને એટલામાં ગૌતમ, નીરૂ અને સુરેશ આવી પહોંચ્યા.

'તમે ક્યાંથી આવી ગયાં? આ ઘર અહીં આવેલું છે એવી તમને ક્યાંથી ખબર?' અંજનીએ ત્રણેને જોયાં એટલે પૂછવા માંડયું.

'અમે કાશ્મીરથી આવ્યાં. આ ઘર અહીં આવેલું છે એ તો સ્પષ્ટ જ છે.' હસીને ગૌતમે ઉત્તર આપ્યો.

પણ? કદાપી નહિ અને આજે અંજનીએ પોતાના વાકયો તરફ અણગમો કેમ દર્શાવ્યો?

'ચાંપલાશ!' નીરૂ પણ ધીમેથી બોલી.

ગૌતમ વધુ ગંભીર બની ગયો.

'મઝામાં છોને?' સુરેશે હસતાં હસતાં સુલોચનાને પૂછ્યું.

'તમે સાથે લઈને ગયા અને એકલા મોકલી આપ્યાને?' સુલોચનાએ પણ હસતા હસતા સુરેશને જ પૂછ્યું.

સુલુનું હૃદય સુરેશ તરફ તો નહિ હોય ને? બન્ને હૃદય મળે તો એવું બને એમાં કયાં કાંઈ નવાઈ છે? સમાજ ટીકાઓ કરે એ આવાં આદર્શ યુવક યુવતીઓને ગમતું નથી. સમાજ ખોટો છે. સમાજ વધારે પડતો વહેમીલો છે, એમ તેઓ માને છે. હૃદયો મળે છે અને બન્ને તેમ કરે છે. લાગણીઓ વધી જાય છે અને બન્ને આગળ પણ વધી જાય છે. સમાજ આટલા માટે યુવાન સ્ત્રી અને યુવાન પુરુષને મળવા નથી દેતાં, એમાં ખોટું પણ શું કરે છે? સમાજ સામે બળવો જગાવવાનું સ્ત્રીને મન થાય છે. એ બોલી ઊઠે છે કે અમે ખોટું શું કરીએ છીએ? અમને તમે કેવાં માનો છો? સમાજ જવાબ આપે છે. અત્યારે તો તમે ખોટું કરવાની તૈયારીમાં છો. ખોટું કરશો તો અમે તમને માનીએ છીએ એવા જ તમે બનવાના, અને ત્યારે પણ તમે પ્રશ્ન

શાસ્ત્રોએ પણ કહ્યું છે અને મહા-પુરુષોએ પણ કહ્યું છે કે કોઈના હૃદયને ડંખ થાય એવું વર્તન ન ચલાવવું જોઇએ. ટુંકાણમાં અમે જેમ કરીએ તેમ કરવા દો.' એક વખત સહેજ પણ નવા યુગને પામનાર ઉપર કાબુ મેળવવાનો સમાજ પ્રયત્ન કરે તો એમાં એને નિષ્ફળતા જ મળે ને? સમાજને આમ અને આવી રીતે આઘાતો મળે જ જશે એટલે સમાજમાં આપોઆપ ક્રાંતિ આવી જવાની.

'તમે કેમ ક્યારના કાંઈ બોલતા નથી? ખુબ ખુબ ઉંડા વિચારમાં ઉતરી ગયા હો એમ લાગે છે.' અંજની તરફ ફરતાં સુરેશે કહ્યું.

અંજની આંખો ફફડાવતાં- લૂછતાં જાગી ગઈ.

'તમે બધાં હમણાં જ આવ્યાં. તમે બન્ને હોંશથી વાતો કરતાં હો અને હું વચ્ચે બોલું એ ઠીક ન ગણાય.'

'વાહ! તમે પણ ઠીક છો. ગૌતમ તો ક્યારનો ગંભીર દેખાય છે. નીરૂ તો શાંત ચહેરે તમને જ નીરખી રહ્યાં છે..."

'અને તમે તો વાતો કરતાં હતાને? છેવટે તમારી વાતમાં પણ ડખલ ઊભી ન કરવી એમ મને લાગ્યું.' અંજની સુરેશને અટકાવી વચ્ચે બોલી.

ચાહ બનાવવા સુલોચના સ્ટવ સળગાવી રહી હતી. તે હવે ચૂપચાપ હસતાં હસતાં બધુ સાંભળ્યા જ કરતી હતી.



'મેં એનો શો ગુન્હો કર્યો છે કે એ મારાં સામું સહેજ પણ તિરસ્કારભરી નજરે જુએ? હું અંજની અંજની- અંજુ-અંજુ કરું અને એને-એને અમારા માટે કોઇ જ લાગણી નહિ. એવું તો કેમ કહી શકાય...! અંજની ક્રુર બનવાં જાય છે... કે પછી સ્વાભાવિક આમ કરતી હતી. એમ પણ બને. મારા વર્તનથી એને દુ:ખ નહિ થતાં... કદાચ દુ:ખ થયા પછી તિરસ્કાર પણ ઉત્પન્ન થઈ ચૂક્યો હોય. આજ મારી અંજનીને? તો નીરૂ......?

'ચાલો મારી સાથે આવવું છે?' ગૌતમે નીરૂને પ્રશ્ન કર્યો.

'ક્યાં?' સખ્તાઈભર્યો ચહેરે નીરૂએ પૂછ્યું.

'ના આવવું હોય તો સૂઈ જાવ!' નીરૂનો સખ્ત ચહેરો જોઈ ગૌતમ ચિઢાઈ ગયો, તે જવા લાગ્યો.

 'તમે ક્યાં જાવ છો ?' એકી સાથે અંજની અને સુલોચના બોલી ઊઠ્યા.

'હું હમણાં જ આવું છું,' વધુ કાંઈ જ ઉત્તર આપ્યા વગર ગૌતમ ચાલ્યો ગયો.

'એનું હૃદય કપાઈ ગયું.' મનમાં જ આવું અંજની બોલી ગઈ. એનો ચહેરો પણ લાગણીવશ બની ગયો. પણ એકાએક......

'અંજની ! જ્યાં સુધી તું લાગણીવશ બની શકે છે ત્યાં સુધી તું આયા બનીશ કે ડૉક્ટર બનીશ...તું ગમે ત્યાં જઈશ પણ...ગૌતમની વેદના તને નહિ મૂકે, તું કાંઈ જ નહિ કરી શકે, તું બધે નિષ્ફળ જઈશ. ક્યાં તો ગૌતમની સાથે લગ્ન કરી લે. ક્યાં તો ગૌતમને સંપૂર્ણ રીતે મૂકી દે.'

એ યજ્ઞેશ. એ જ યજ્ઞેશના વાક્યો. તો હું શું કરું ? એની સાથે લગ્ન કરી લઉં ? પણ ગૌતમ, હવે એ હા પાડશે ?

ઝડપથી વિચારતી અંજનીએ નીરૂ તરફ જોયું. નીરૂ કંઈક લાગણી-ભર્યા ચહેરે અંજની તરફ જોઈ રહી હતી. અંજનીએ તે જોયું. તેણે વદન નીચે ઢાળી દીધું, નીરૂના ચહેરા ઉપર એકાએક કોઈ સખ્ત એવી તિરસ્કારની લાગણી જન્મી.

સુરેશ તો સુલોચના તરફ જોઈ રહ્યો હતો. સુલોચના તો ખૂબ ઉંડા વિચારમાં ડૂબી ગઈ હોય તેમ લાગતું હતું.

નીચા વદને જોતી અંજની હજુએ વિચારતી હતી. 'ના. ના. હું લગ્ન નહિ કરું. નીરૂને હું ગૌતમ બનાવીશ...ગૌતમને હું નીરૂ બનાવીશ. બન્ને પ્રેમ કરશે. બન્ને લગ્ન કરશે ! !'



## [ ૧૮ ]

ઘણી જ ઝડપથી વામન પગલાં ભરે જતો હતો.

એક વયોવૃદ્ધની સાથે તે અથડાઈ પડ્યો. એક ઘોડાગાડીવાળાએ તેને ચેતવ્યો. મોટરનું હોર્ન સાંભળી કૂદકો ભરી બાજુ પર ગયો. એક નાનો બાળક દુધ લઈને જતો હતો. એ નીચે પડી ગયો. અને દુધ પણ ઢોળાઈ ગયું. વામનમાં એમ તો માનવતા હશે, દુધના પૈસા બાળકને આપવાનું એને સુઝયું નહોતું પરંતુ પડી ગએલા બાળકને તેણે ઊભો કરવા જેટલી દરકાર તો લીધી જ હતી. છેવટે અથડાતો ગોવિંદ-

ગોવિંદ સિંહાને તરવાનો જેટલો શોખ હતો તેટલો જ શોખ કસરતનો પણ હોય તેમ લાગ્યું. સિંહા હજુ ઘેર આવ્યા નહોતા. વિવેકની ખાતર સિંહાની રાહ જોવાનું મુકી દઈ વામન આજુબાજુએ સળીયા અને હથોડા, લેઝીમ. ડમ્બેલસ અને મગદળ, ભાલો, બનેટી અને જમૈયો, તરવાર અને ભીંતે જગતના વિખ્યાત થઇ ગએલા અને હયાતી ધરાવનાર કસરતબાજો–મુક્કા બાજો અને કુસ્તીબાજોના ફોટા વિગેરે જોવા લાગ્યો.

ભાલાને તે અડયો નહિ, લેઝીમમાં એને મઝા ન આવી. ડમ્બેલસ એટલે શું એ એ જાણતો નહિ હોય; હાથમાં લઇ ડમ્બેલસને એણે નીચે મૂકી દીધાં. જમૈયા તરફ એ ઝીણી નજરે જોતો હતો. કદાચ જમૈયાને અણીદાર ધાર હોય તો? 'બાપરે' સહેજ અવાજ એના ગળામાંથી નીકળી પડયો... ! પણ પછી? છાતી ઉપર હાથ મૂકતાં, ચસ્માને વ્યવસ્થિત કરતાં, કંઇક લુખ્ખું લુખ્ખું હસતાં વામન, તરવારના સામું પણ જોયા વગર પેલી ભીંતે લટકાવેલી બધી છબીઓ તરફ જોવા લાગ્યો. મગદળ તો જ્યાં પડયાં હતાં ત્યાં જ હતા. વામનથી એ ઉચકાશે કે કેમ એ એક પ્રશ્ન જેવું લાગતું હતું.

મશહૂર ભીમ–કાય સુજેનની છબી જોઈ વામન ઊંડા વિચારોમાં પડી ગયો. છબીમાં જ જણાતો સુજેન ઘણો મોટો–પોતાના કરતાં પણ મોટો એને લાગ્યો. છબીમાંના એ સ્નાયુબદ્ધ શરીરને જોઈ વામનને એ સ્નાયુબદ્ધ શરીરની સરખામણીમાં પોતે અશક્ત નબળો અને નાલાયક લાગ્યો. મન થઈ આવ્યું કે આ સેન્ડો પાસે જ જઇને બધું શિખું. પણ અફસોસ! છબીની નીચે લખ્યું હતું. અને એ ઉપરથી એણે જાણી લીધું, સુજેનનું અવસાન થઇ ગયું હતું.

એની નજર બીજી છબી તરફ વળી, એ પણ પહેલવાન ચાર્લ્સ એટલાસની છબી હતી, વામનના ચસ્મા હાલી ઉઠયા. સુજેન કરતાં એ ભવ્ય લાગતો હતો, નીચે સ્પષ્ટ શબ્દોમાં લખ્યું હતું. બોડી બ્યુટીફુલ ચેમ્પીયન 'Body Beautiful Champion' આવડું શરીર! 'કેવા એના બાહુ' 'અને એની છાતી' લોખંડ અહીં જ જણાય છે. ટૂંકા ટૂંકા વાકયો વામનના મુખમાંથી નીકળી પડયા, એ છબીની નીચે

 અવસાનની કોઇ તારીખ કે વર્ષ લખ્યું નહોતું. બાજુ ઉપર ઝીણા અક્ષરે 'અમેરીકા' એટલું લખેલું, વામને વાંચી કાઢયું.

ત્રીજી છબીમાં એણે 'મુક્કાબાજ મશહુર' એવું વાંચ્યું, એના બન્ને હાથ બાહુઓનો દેખાવ જોઈ એ સ્તબ્ધ બની ગયો. પોતાના બન્ને હાથ એણે પાંસળા આગળથી છાતીમાંના દેખાવની માફક પહોળા કર્યા, 'છી, છી, છી.' પાછળથી અવાજ આવ્યો! વામને પાછળ નજર નાખી. ગૌતમ અહીં આવ્યો હતો. એ વામનની હીલચાલને જોયા કરતો હતો. હસતા હસતા તે બોલી ઊઠયો હતો.

'તું કયારનો આવ્યો છે, ગૌતમ?'

'તું ડમ્બેલ્સની જોડે ખાલી રમત કરતો હતો, ત્યારનો.' વામનની નજીક આવતાં ગૌતમ બોલ્યો.

ત્રીજી છબીની નીચે કોઇનું નામ લખેલું નહોતું, ગૌતમ બોલ્યો. 'આ કોણ છે, ખબર છે?'

વામને જવાબ ન આપ્યો. નીચે ઉતરી પડેલા ચશ્માને નાકને ટેળવેથી અદ્દર લેતાં વામને ડોકુ ધુણાવી નાખ્યું.

'એમીરીકન છે. એનું નામ જેક ડેમ્સી. અને આ જોયો એને પણ ચઢી જાય એવો જીન ટેની, એ તો હજુ જીવે છે. વામનને સહેજ હલાવી નાખી ચોથી છબી બતાવતા ગૌતમ બોલ્યો. બીચારો વામન પડતાં પડતાં બચી ગયો.

'આને તો ઓળખો છો ને? હિંદના ગામા અને હરબનસિંહ જેવાને નહિ ઓળખે તો...'

'એ એ એમને તો ઓળખું છું, ઓળખું છું.' વામન બોલી ઉઠયો.

'અને જો આ બાટલાઓ પડયા છે તે બોટલ બેલાન્સ માટે. આ બાણ અને બંધુક તાકવાનું શિખવા માટે, ફુગા ફોડવા માટે, અને એક તારની દોરીની લટકતા દડાને હલાવીને તોડી પાડવા માટે, આ બેડીમાં તો હાથ ચાલાકી. આ જાડું દોરડું જોયું? એમાં પણ હાથ ચાલાકી... સિંહાનો શોખ ખૂબ વધી ગયો લાગે છે. છેક ન્યુયોર્કથી 'ફીઝીકલ કલ્ચર' મંગાવે છે. તું પણ વાંચ કંઈક કલ્યાણ થશે. આ ફીઝીકલ કલ્ચર ત્યાં જ ચાલતી ફીઝીકલ કલ્ચર નામની સંસ્થા દ્વારા બહાર પડે છે! એના મુખ્ય અધ્યાપક બર્ની લીડર મેનનું નામ કદી સાંભળ્યું છે?'

વામન તો ગૌતમના ચહેરા સામું જ જોઇ રહ્યો હતો. 

'તમે આમ કહ્યા વગર અહીં નાસી આવ્યા છો ને?'

એકાએક અહીં નીરૂ ક્યાંથી? વામને નીરૂને જોઈ, હવે તેને કંઇક યાદ આવ્યું. પોતાનો ભૂલાઇ ગએલો પ્રશ્ન તેણે ફરી આગળ કર્યો.

'તમે બધાં કાશ્મીરથી આવ્યા ક્યારે?

'આજે જ.'

નીરૂના સામું ગૌતમ જોતો હતો. જરા સખ્ત નજરે. નીરૂની પાછળ એક પ્રચંડ યુવક ઉભો હતો. ન સમજાય એવું એના મુખ ઉપર તેજ હતું. એનો બાંધો સ્નાયુબદ્ધ હતો.

'પૃથ્વીરાજ, સિંહા ક્યાં ગયા છે?'

'બજારમાં ત્રાંબાની થાળીઓ અને સળીઆ અને બીજા કેટલાક અઢી ઈંચના જાડા સળીઆ, વિગેરે લેવા ગયા છે.'

'એમણે વળી આ પહેલવાનગીરી ક્યારની શરુ કરી છે?'

'તમને ખબર નથી? તમે કેમ હમણાથી નથી આવતાં? લગભગ છ સાત મહિના થઈ ગયાં નહિ! હમણા હમણાથી ગોવિંદભાઈની પ્રવૃત્તિ ખૂબ વેગવંત બની ગઈ છે. યુવાનોને એકલાં સ્નાયુબદ્ધ બનાવવાના એમના વિચારોને પણ એમણે તિલાંજલી આપી દીધી છે. સ્નાયુબદ્ધતા સાથે પણ શિખવવી એવો એમનો હવે અભિપ્રાય બની ગયો છે.' વારંવાર વામન તરફ જોતાં પૃથ્વીરાજે કહ્યું.

'આ ભાઈને સ્નાયુબદ્ધ પણ કરવાના છે અને અહિંસા પણ... શિખવવાની છે.' વચ્ચે ગૌતમ અટકી પડયો હતો. એની નજર નીરૂ તરફ વળી હતી. નીરૂ અર્થસૂચક દૃષ્ટિથી આ વખતે પોતાના તરફ જોતી હોય તેમ લાગ્યું. ગૌતમ નીચું જોઈ ગયો. સહેજ હસ્યો. નીરૂએ તે જોયું. નીરૂને એમાં આમંત્રણ જણાયું હશે તે પણ હસી. પણ ના. ના. એકદમ એ ફરીથી સખ્ત બની ગઈ. ગૌતમે ફરીને એના તરફ જોયું; પણ હજુએ નીરૂ એવી જ હતી. ગૌતમ તો હસ્યા જ કરતો હતો.

'મારી વાત પછી, તારી આ નીરૂને શિખવું છે તે શિખવને.' વામન હાથ વડે જ પરસેવાને લૂંછતાં લૂંછતા બોલ્યો.

'રૂમાલ ન હોય હું આપું, લે.' વામનને હાથે પરસેવો લુછતા દેખી ગૌતમે પોતાનો રૂમાલ આપ્યો.

'પૃથુ, તું હવે બધાને તાલીમ આપી શકે છે ખરો?'

'થોડું ફાવે. થોડું ન પણ ફાવે.'

'જો ગોવિંદભાઈને કહી દેજો કાલે સવારે હું વર્ગમાં જ આવીશ. અને કદાચ આ પહેલવાનને પણ સાથે લેતો આવીશ. ચાલો હું હવે જઇશ. ચાલ આવવું છે વામન?' 'હજુ ક્યાં જશો? મારે ઘેર આવશોને?' વામને પુછ્યું. ગૌતમ હસ્યો. 'તારા ઘેરથી તો હું આવ્યો છું. મારા ઘેર તો હજુ સુધી હું ગયો નથી. જો કે બા તો હજુ આવ્યાં નહિ હોય પણ મારે જલ્દી ઘેર જવું જોઇએ' નીરૂ તરફ જોતાં જોતાં ગૌતમ બોલ્યો.

વામને આવવાની તૈયારી બતાવી હતી, જતાં જતાં તેણે કહ્યું. 'હું પણ કાલે સવારે આવીશ.'

પૃથુ હસ્યો. વામન ગૌતમ સાથે ઘસડાતો હતો. ગૌતમે એનો હાથ પકડીને ચાલવા માંડયું હતું.

પૃથ્વીરાજ નીરૂ તરફ જોતો હતો.

આ બહેનને મળવું હતું ગૌતમભાઇને. અને ગૌતમભાઇ? એમણે તો એમની સાથે લગારે વાત પણ ન કરી. કોઈ ગળે પડું તો નહિ હોયને?

પણ નીરૂ એકાએક બોલી ઉઠી.

'તમારા વર્ગમાં સ્ત્રીઓને તાલીમ અપાય છે?'

'ગુરુદેવે બાલાઓને તાલીમ આપવાનો વિચાર કર્યો છે. સ્ત્રીઓના નામો નોંધાવા માંડયા છે.'

'તો તમે મારૂં નામ નોંધી લો.'

'તમે સવારે વર્ગમાં આવજો. ત્યાં નામો નોંધવામાં આવે છે.' વિચારમાં ડૂબી ગએલી નીરૂ તરફ પૃથુ જોઈ રહ્યો હતો.

'સારૂ.' વધારે કાંઈ બોલ્યા વગર નીરૂએ તરત જ ચાલવા માંડયું.

'તમે સવારે નામ નોંધાવવા આવશો ખરા ને? આવજો હોં કે. અમને પણ કંઇક ઉત્સાહ રહે.' જતી નીરૂને પૃથુએ ફરીથી આટલું કહ્યું.

'સારું, આવીશ.' નીરૂ જતાં જતાં પણ બોલી.

❖

## [ ૧૯ ]

ગૌતમ પોતાના ઘેર આવ્યો. વામનને પણ એ સાથે જ ઘસડી લાવ્યો હતો. ઘર પાસે આવતાં પહેલાં જ એને ખબર મળી કે બા તો

હજુ પાછા ફર્યાં જ નથી. નજીકના એક પડોશીને ત્યાં બાનો પત્ર ૧૨૭ હતો. હજુ તેઓને આવતાં એક મહીનો તો ઓછામાં ઓછો થશે એમ જણાવેલું હતું. ગૌતમને શું કરવું તે ન સમજાયું. એકાએક એને એક વિચાર આવ્યો.

'યજ્ઞેશને ત્યાં રહેવા જઉં? પણ બા કેવી? કેમ ઘરની ચાવીઓ... પણ બાનો એમાં શો વાંક? બાને કયાં ખબર હતી કે હું આટલો બધો વહેલો પાછો ફરીશ...'

વિચારતા ગૌતમ તરફ વામન મૂઢ જેવી કે એવી જ કોઈ દષ્ટિથી જોઈ રહ્યો હતો. ગૌતમની નજર જમીન તરફ હતી. વામને જરા દૂરથી પોતાની જ તરફ આવતી નીરૂને જોઈ.

'હું યજ્ઞેશને ત્યાં જઉં? યજ્ઞેશને અને મારે શો સંબંધ? અને ત્યાં તો અંજની છે. અરે વાહ! કદાચ અંજની ત્યાં છે–ત્યાં રહે છે એટલે જ મને ત્યાં જવાનું મન કેમ નહિ થતું હોય? ના ના, ત્યાં નીરૂ......'

ગૌતમની વિચારમાળા તૂટી. નીરૂ આવી ગઈ. એની આંખોમાં રતાશ હતી. એ બોલવા લાગી. 'કેમ? ઘરને તાળું મારેલું છે ને? હવે જાવ–કાશ્મીર પાછા જાવ.' દમામભર્યા નીરૂના શબ્દોની ગૌતમ ઉપર લેશ પણ અસર ન થઈ હોય તેમ લાગ્યું. ગૌતમ સહેજ હસ્યો.

'સુરેશ તો હજુ તમારે ત્યાં જ હશે, નહિ?' વામનની તરફ ફરતાં અને વામન તરફ જોતાં ગૌતમે સહેજ હસતા હસતા પુછ્યું.

'હા.' ઝટ લઇને ટૂંકો જવાબ આપતા વામન બોલ્યો.

'ઠીક.' ગૌતમ બોલ્યો.

'મારે ત્યાં આવશો? ખૂબ મઝા પડશે. અંજની મારે ત્યાં છે. આ શહેરથી મારું ઘર કાંઈ દૂર નથી. અલબત્ત! શહેરનું પરૂ એટલે તમારા ગોવિંદ સિંહાને ત્યાં આવતાં રોજ આઠ–આઠ માઈલ ચાલવાની કસરત કરવી પડશે. વળી જુઓને, મારા યજ્ઞેશભાઇ છે, અને મનહર મામા...'

'હું તમારે ત્યાં આવીશ ત્યારે વાત.' ગૌતમે આગળ બોલતી નીરૂને અટકાવી. તે વામન તરફ જોવા લાગ્યો, પછી બોલ્યો, 'ચાલો વામન, હવે તો તારે ઘેર, ત્યાંથી સુરેશની સાથે હું એને ઘેર જઇશ, જો કે એનું મકાન પણ દૂર તો છે જ.'

 'હવે હું સાચું કહું છું. મારે ત્યાં આવોને. મનહર મામા છે એટલે તમને ઘણું ઘણું જાણવાનું મળશે. ઇતિહાસના એ ખાં છે; અને ઇતિહાસ તો તમારો મુખ્ય વિષય છે, નહિ? પૃથ્વિના સર્વ પ્રદેશનો ઇતિહાસ એમના મોઢે જ છે. મહાન પુરૂષોના જીવન ચરિત્રો તો એમની જબાન ઉપર જ. તમે ત્યાં કેમ ન આવો? તમને ત્યાં ખૂબ ઉત્સાહ રહેશે. મઝા પડશે. ત્યાં તમને મહત્વાકાંક્ષા મળશે. ત્યાં તમને પ્રેરણા મળશે.' આજીજીપૂર્વક જાણે નીરૂ ના બોલતી હોય તેમ ગૌતમને લાગ્યું. તે બોલ્યો–'મઝા તમને પડશે કે મને? મહત્વાકાંક્ષા તમારે છે કે મારે? પ્રેરણા તમારા હૈયામાં છે કે મારાં? સ્વર્ગ તમારે જોઇએ છીએ કે મારે? મારી એક વિનંતી માનશો? પ્રેમની કોઇ વાત મારી આગળ તમે ન કાઢશો. તમે કહો છો તો જરુર તમારે ત્યાં આવીશ. પણ એમાં આટલું બધું બોલી નાખવાનું?'

નીરૂના મુખ ઊપરની આનંદ રેખાઓ ચાલી ગઇ, નીરૂ ગંભીર બની.

'તો તમે ન આવશો, બસ.' નીરૂ બોલી રહી, અને નીરૂ ચાલવા માંડી.



સુલોચના અને સુરેશ વાતો કરતાં હતા. અંજની પેલું વામનવાળું પુસ્તક વાંચતી વામનવાળી જ ખુરશીમાં બેઠી હતી. અંજનીનું ધ્યાન વાંચનમાં હતું, છતાંયે ઘડીએ ઘડીએ તે એની આંખોને ઉંચી કરી સુલોચના અને સુરેશને જોઈ લેતી.

જરાક ધીમેથી સુલોચના અને સુરેશ વાતો કરતા હતા.

'તમે તપાસ તો કરો ગૌતમ ક્યાં ગએલ છે?' અંજની વચ્ચે બોલી ઉઠી.

'કદાચ એ તો ગોવિંદસિંહા પાસે ગયો હશે. નીરૂને પણ તરવાનો શોખ જાગ્યો છે, એટલે તે પણ એની પાછળ ત્યાં જ ગઈ હશે.'

'તમે કેવી વિચિત્ર વાતો કરો છો સુરેશ, કાસ્મીરથી આજે જ આવે. કંઈ આરામ લે. પોતાને ઘેર જાય–પછી સિંહાને ત્યાં જવાનું હોય; પછી કંઈ તરવાનું શિખવાનું હોય.'

'એ બધું તમારા ગૌતમને પૂછજો.' સુરેશ હસતાં હસતાં બોલ્યો.

'બહુ સારૂ! પણ સુરેશભાઈ તમે તો કંઈક નદી પાર રહો છો, નહી?'

'હા. કેમ? તમારે આવવું છે? એકાદ દિવસ વળી આવજો તો ખરાં. અલબત ! મારૂં સ્થાન છે તો એકાંતમાં, શાંતિ આપણને તો ખુબ પસંદ છે.' 

'સુલોચના બહેન તો ઘણી વખત ત્યાં આવતા હશે, નહિ?'

'હા. આવે છે કેમ?' સહેજ ઝીણી આંખ કરતાં સુરેશ બોલ્યો.

'ના, હું તો સહેજ પૂછું છું. પણ તમને વળી આમ એકાંતવાદી બનવાનું શાથી મન થયું? કાંઇ તપશ્ચર્યા તો નથી આરંભીને?' છેલ્લે છેલ્લે સુલોચના તરફ જોતા અંજની બોલી.

'તપશ્ચર્યા તો ખરી જ ને? ભણવાનું છે–એ તો ખબર છે ને?'

'હું તો સમજી કે કોઇ દેવ કે દેવીને ત્યાં એકાંતમાં સાધવા, રહેવા, ગયા હશો.' સુલોચના તરફ જોઈ હસતાં હસતાં અંજનીએ કહ્યું.

'કદાચ એવું કાંઈ હોય તો પણ એમાં તમારે તો કાંઈ વાંધો નથી લેવાનો? અમે જો કોઇ દેવ કે દેવીને પસંદ કરીશું તો કાયમને માટે, જીંદગીભરને માટે, એ જ દેવ કે એ જ દેવીને પૂજવાના?' બહુ જ ભારપૂર્વક સુરેશ બોલતો હતો.

અંજનીનો ચહેરો સહેજ ગંભીર બન્યો. દાદર ઉપર સહેજ અવાજ થતો હતો. નીરૂ આવતી હતી, નીરૂ ઉપર આવી ગઈ અને પાછળ જ વામન અને ગૌતમ ઉપર આવ્યા.

ઉપર આવતાની સાથે જ નીરૂ, અંજની તરફ જોતાં બોલી. 'તમે આવો છો ને? આપણે હવે ઘેર જઈશું. સાંજ પડવા આવી છે. ગૌતમ... એમની તો બા હજુ આવ્યાં નથી.'

'તે એમને કહોને, તેઓ પણ આપણી સાથે જ આવે.'

સામે જ ગૌતમ ઉભો હતો. છતાં અંજનીએ નીરૂને આમ કહ્યું. ગૌતમ તરફ ફરીને નીરૂ કંઇ કહે તે પહેલાં જ ગૌતમ બોલ્યો. 'કેમ મેં તમને કહ્યું છે ને કે હું સુરેશને ત્યાં જવાનો છું.'

'એમ.! તો ઠીક. આપણે જઇશું ત્યારે હવે? હું તો તમારી જ રાહ જોતી હતી.' અંજની ઉભી થતાં નીરૂ તરફ જોઈ બોલી, વળી એણે–અંજનીએ નીરૂ તરફ જોયું. તે બોલી. કેમ? તમે ક્યાં ચાલ્યા ગયા હતા? તમે પણ હવે આ સુરેશભાઈની માફક એકાંત સાધી તપશ્ચર્યા શરુ કરી દો. સન્યાસ લો.' હસીને અંજની બોલી.

ગૌતમની આંખો તો સખ્ત બની હતી.

'અંજની બહેન. એમણે તો ક્યારની તપશ્ચર્યા કરી નાંખી છે. એમને દેવીઓ પસંદ પણ ન આવીને. તમે ગૌતમભાઇને શું સમજો છો ?'

સખ્ત બનેલી ગૌતમની આંખો ઢીલી પડી ગઈ, ધીમેથી એક એણે નિશ્વાસ નાંખ્યો. સુલોચના અને વામન મુંગા જ હતા.

હવે સુલોચના બોલી:

'તમારી લાગણીઓની કોઇને કીંમત પણ નથી, નહિ ?'

ગૌતમે તરત સુલોચના તરફ જોયું, ને સહેજ હસ્યો. પોતાના મુખ ઉપર પ્રસ્વેદ બિંદુઓ હતાં. તે લુછતાં લુછતાં તે બોલ્યો.

'મારી લાગણીઓ માટે તો સૌને માન છે. એમની એ બધાંની હઠને હું જરા દૂર રાખવા મથું, એ એમને, એ બધાંને નથી ગમતું...' આગળ બોલતાં ગૌતમને વચ્ચે જ રોકયો, તે બોલી ઉઠી. 'બીજાંઓએ હઠ કરી હશે અને તમે ? તમે એ હઠને પોષી પણ નહોતી ? ઠીક કાંઇ નહિ. ચાલો નીરૂ આપણે જઈએ.'

'તમે ક્યાં રહો છો ?' જતાં જતાં નીરૂએ સુરેશને પુછ્યું.

'અંજની બહેન જાણે છે. હુ નદી પાર એકાંતમાં રહું છું.'

'અમે બધાં સવારમાં કદાચ આવીશું. તમે બન્ને ત્યાં અત્યારે જશો ને ?'

'ન પણ જાય.' સુલુ બોલી. વામન સુલુ તરફ જોતો હતો. અંજની સુલુ અને વામન, બન્ને તરફ જોતી રહી.

'જુઓને અમે બધાં સવારમાં તમારે ત્યાં આવીશું અને પછી આપણે બધાં ભેગાં સુરેશભાઇને ત્યાં જઈશું. સવારમાં વહેલા તૈયાર થઇ જજો. મામાને સવારમાં ફરવા જવાની ટેવ છે એટલે વળી નિકળીશું. નહિતર વળી કોણ નવરું છે ! ઠીક આ તો બન્ને કામ નીકળશે. ફરવાનું અને મળવાનું.' નીરૂ સહેજ ઉત્સાહપૂર્વક બોલતી હોય તેમ લાગ્યું.

ગૌતમને કંઇ ન સમજાયું એ નીરૂ તરફ જોવા લાગ્યો. નીરૂ દાદરો ઉતરતી હતી. જતાં જતાં પોતાના તરફ જોઈ તે ગએલી. બહુ જ ઉંડા વિચારમાં ગૌતમ ઉતરી પડયો.

સુલોચના ગૌતમ તરફ જોતી હતી. સુરેશની નજર વામન તરફ હતી. નીરૂની પાછળ અંજની પણ હસતી હસતી દાદરો ઉતરી ગઈ.

❖

'સ્ટેશનથી સામાન તો સવારમાં આવી જશે, ખરૂંને ?' સુરેશ બોલ્યો.

'હા.' ઊંડા વિચારમાં ઉતરી પડેલા ગૌતમે જવાબ આપ્યો. ગૌતમના ચહેરા તરફ સુરેશ જોતો હતો. તેણે પૂછ્યું.

'કોનો વિચાર કરે છે! મને તો પરીક્ષા આપ્યા પછી તારું દીલ ઠેકાણે લાગતું નથી, મને કાંઈ સમજ જ નથી પડતી.'

'કાંઈ નથી. શું હોય?'

'તારો ચહેરો સાવ શૂન્ય બની ગયો હોય એમ લાગે છે. તને કાંઈ ન સમજાતું હોય એમ લાગે છે.'

'ના, ના, એવું કાંઈ ખાસ નથી, સુરેશ! તારે અને સુલોચનાને ક્યારે સંબંધ બંધાએલો?'

'બહુ જ વિચિત્ર સંજોગોમાં! સુલોચના ભણતી હતી. અલબત્ત! એ ભણતી હતી એ તો મને પાછળથી ખબર પડેલી, બાગમાં એક દિવસ હું ફરવા ગએલો. આજથી લગભગ ચારેક વર્ષ પહેલાં.'

'ત્યારે, અત્યારે તારી ઊમર કેટલી?'

'અઢાર–ઓગણીશ હશે!'

'હં, પછી?'

'મને એ વખતે પાસે ચપ્પુ રાખવાની ટેવ, અને મારું ચપ્પુ એટલે ખુબ ધારદાર–અણીદાર. અલબત્ત! જો કે હું તો પેન્સીલ છોલવા અગર તો કોઈક વખત અજાણતાં સાપ કરડી જાય તો આંગળી કાપી નાખવા માટે જ ચપ્પુ રાખતો!'

'પછી?'

'સુલોચનાની સાથે એના જેવડી જ બે ત્રણ બીજી બાળાઓ હતી. બધાના નામની મને ખબર નથી, એકને તો હજુ પણ હું ઓળખું છું. એનું નામ મીના. કોઈ કોઈ વખત એને ઘેર પણ જઉં છું. બહુ મઝેદાર છે! હારમોનીયમ તો ફક્કડ બજાવે, છેલબટાઉ એની ચાલ છે. ઘડીએ પલટે કંઈકનું કંઈક તો એ ગાતી જ હોય. આજે એના માથાના વાળની શેરમાં ગુલાબ ચમકતું હોય તો કાલે મોગરો અને પછી તો વળી ન ઓળખાય એવું કોઈ અંગ્રેજી ફુલ આવીને જ બેઠું હોય. મોટે ભાગે તો એ ફ્રાક જ પહેરતી, એ વળી જ્યારે ગુજરાતી પોષાક પહેરે ત્યારે તો એના સામું જોવું ખુબ ગમે. માથે તો

 બિલકુલ ઓઢે જ નહીને. રોજને રોજ એની વાળ હોરવાની ફેશન યુ જુદી.'

'હું તો તને સુલોચના માટે પુછું છું.' ગૌતમ સહેજ હસતાં વચ્ચે બોલ્યો.

'પણ આ વચ્ચે આવે છે એને તો પુરી કહી દેવા દે. હું શું કહેતો હતો ?!'

'તારી સેર (Link) તુટી ગઇ. ભાષાની તારી ઝમક તો બહુ જ સુંદર છે. તારી સાથે હું રહું તો મારા દિવસો બહુ ઝડપથી પસાર થાય. તે તું એ મીનાને ત્યાં કોઇ વખત ગએલો ખરો ? અત્યારે એ શું કરે છે ?'

'એ તો કોલેજમાં ભણે છે–કોલેજમાં. તું પણ આવજે, આપણે આજકાલમાં એને મળીશું. એના બાપુ કંઇક બાહોશ વકીલ છે. મીનાને તો ડોકટર બનવું છે- ત્રણ ચાર વર્ષમાં એ કદાચ ડોકટર બની પણ જશે. અંજનીને પણ ડોકટર તો થવું છે, નહિ ? એનો તો વિવાહ થયો, એ શું હવે ભણી શકવાની હતી.'

આ વખતે ગૌતમે નિશ્વાસ નાખ્યો હતો.

'પછી ?' તે બોલ્યો.

'પછી–પછી–શું વળી. તું મીનાને ત્યાં આવજે તો ખરો, એની ઉદારતાનો તને ખ્યાલ આવશે.'

'શું સોડા–લેમન મંગાવશે ?'

'તું આવજે તો ખરો. આપણે જઇશું.'

'પછી શું થયું ? બાગમાં સુલોચનાની સાથે એક બે બાળાઓ હતી. એમાંની એક તો આ મીના, અને ?' 'બીજીની મને યાદ નથી. રોજ બાગમાં આવતાં ત્યાં સુધી તો અમે એને 'મહીલા' કહી બોલાવતાં.'

'ઠીક ઠીક' ગૌતમે કહ્યું.

'એ બધા ખૂબ આનંદી! ખૂબ મોઝીલા ! રોજ બાગમાં આવે ત્યારે કંઇક તો ખાવાનું લેતા જ આવે. એવા તો ઘેલાં હતાં કે એક દિવસ વધારેલો ભાત પણ લાવેલાં.'

'મોટે ભાગે ખર્ચો વધારેમાં વધારે મીના જ કરતી. લગભગ રોજ સૌ એક જ જગ્યાએ ઘાસમાં આવીને બેસતા. હું પણ એમનાથી થોડો દૂર બેઠેલો હોઉં ! મારી પાસે તો કોઈનું કોઈ પુસ્તક જ હોય. મોટે

ભાગે વાતોનું જ. એક દિવસ મીનાએ કહ્યું કે આ વખતે તો છઠ્ઠીમાં ૧૨૯
નંપાસ થવાશે.!'

મહિલા તે વખતે એકદમ બોલી ઊઠેલી: 'મીના નાપાસ થાય જ નહિ. મીના પાસ થવાની જ. એ તો બહાદુર છે. બધી રીતે. એનું નામ ભલેને મિન્ની રહ્યું!'

મહિલાના બોલ્યા પછી મને યાદ છે ત્યાં સુધી તો સુલુ બોલી હતી. 'જો મિન્ની પાસ થાય તો હું મારી બા જે ભગવાનની પૂજા કરે છે તે ભગવાનને એક નાળિયેર ચઢાવું.'

'ઠીક ઠીક. હું તો તને પૂછું છું કે તારે અને સુલુને સંબંધ કેવી રીતે બંધાયો?'

'હા હવે એજ આવશે; પછી તો એ લોકો બીજે જ દિવસે નાળિયેર લઈ આવેલાં. પાણીવાળું તો હશે જ. ઉપરનાં છોતરાં એમણે એક કલાકે રમતાં રમતાં બાગમાં જ ઉતાર્યાં.'

'પછી?' ગૌતમને સુરેશની વાતમાં રસ તો પડતો હતો.

'પછી કાચલી સાથેનું નાળિયેર બહાર આવ્યું. અંદરથી ટોપરાનો ગોળો કાઢવા માટે એ નાળિયેરને ફોડવાની શરત લાગવા માંડી. મિન્ની કહે હું પહેલે જ ધડાકે તોડું. મહિલા કહે એમાં શું ધાડ મારવાની હતી. સુલુ તો વળી સૌથી અદ્ધર! આપણે તે વળી આવા પોચુકલા કામ કરીએ ખરાં?...... મને યાદ છે. દશ દશ વખત ત્રણે જણાએ નાળિયેર બાજુની સડક પર પછાડ્યું હતું. સારું હતું કે એમનું નક્કી કરેલું સ્થાન સહેજ દૂર ખુણામાં હતું. નહીતર લોકો ભેગા થઈ જાત. એમની બધી ધમાલમસ્તીથી.'

'પછી શું થયું?'

'ટોપરાનો ગોળો અંદરથી નીકળ્યો. એ લોકોમાંથી મહિલા ઘેરથી ખાંડ લાવી હતી. છાપું તો મીનુ પાસે હતું જ. પણ ગોળાના ઝીણા ઝીણા ટુકડા કરવા માટે ચપ્પુ નહોતું.'

'પછી તેં ચપ્પુ આપ્યું નહિ?'

'ના રે ના. એમ હું ચપ્પુ આપું? મારે શી ગરજ?' સુરેશ બોલ્યો.

'તો?'

'હું આ વખતે નવલકથાને હાથમાં રાખી એ લોકો તરફ જ જોતો

 હતો. મીનુની અને મારી નજર મળી. મીનુએ તરત હસતાં હસતાં પૂછ્યું 'મી. તમારી પાસે ચપ્પુ છે?' મેં કહ્યું 'છે તો ખરું.' મીનું તરત બોલી, 'ત્યારે આપોને, શું જોઈ રહ્યા છો!' હું સહેજ હસેલો. કેટલી બધી ઉચ્છૃંખલ! ગમે તેમ બોલે! મેં ચપ્પુ આપ્યું. આપતી વખતે જ મેં કહ્યું કે 'સાચવજો હોંકે. વાગી ન બેસે.' મીનુ તરત એ વખતે બોલી- 'ચપ્પાં તમે એકલા જ રાખતા હશો, નહિ? મારે ઘેર તો આવો–ખંજર છે ખંજર.'

અલબત્ત! એ વખતે હું પણ બરાબર બોલવામાં ઊતરેલો.

મેં કહ્યું 'નારે બાઇ! તમારા ખંજરે ક્યાંક મને જ...લગાવી દો તો.?'

'હા. હા. હવે તું જલ્દી પતાવી નાખને. ચોપડી લખે કે ત્હારા અને સુલોચનાના સબંધ વિષે કાંઇ નિબંધ–પુસ્તિકા લખે ત્યારે આમ લાંબુ લાંબુ લખજે.' ગૌતમે કહ્યું.

'પછી તો શું વળી? મીનુની પાસેથી સુલુએ ચપ્પુ લીધું, એણે અડધું ઉઘાડયું. તરત જ બરાબર ઉઘાડતાં નહિ ફાવ્યું એટલે બંધ થયું. વચ્ચે ધડ દઇને આંગળી આવી ગઈ. હજુ પણ સુલોચનાની અંગુઠા પાસેની આંગળી આગળ ઘા જણાય છે.'

'પછી તેં એને પાટો બાંધેલો ખરો કે?'

'મીનુ મહિલા અને હું ત્રણે જણા એની બરદાસ્તમાં પડેલાં. મિનુ તો કહેતી કે ડૉક્ટર બનું એ પહેલાં મને કેસ મળ્યો!'

'ઠીક ઠીક હવે ઘર કેટલું દૂર છે? પુલ તો ગયો.'

'નજીકમાં જ છે.' જવાબ મળ્યો.

વાતોમાં અને વાતોમાં ઉતાવળે ઉતાવળે એમણે ઘણી જ જલ્દીથી અંતર કાપી કાઢ્યું હોય એમ લાગતું હતું. રાત પડતી હતી. અંધકાર આવતો હતો. એટલામાં વળી શહેરની દિવાબત્તી ઝબૂકી.

❖

[ ૨૦ ]

યજ્ઞેશને સાંજે નીરૂ અને અંજનીએ આવીને કહ્યું હતું કે ગૌતમની બા અહીં હજુ પાછા ફર્યાં નથી. પહેલાં તો યજ્ઞેશે માની લીધેલું કે કદાચ ગૌતમ વામનને ત્યાં રહેશે. પણ નીરૂએ સવારમાં મામા સાથે ફરવા જતી વખતે ગૌતમને સુરેશને ત્યાં મળવા જવાનું અને બને તો સમ-

જાવીને પોતાને ત્યાં લાવવાનો વિચાર પણ યજ્ઞેશને કર્યો. 

'મને નથી લાગતું કે ગૌતમ આપણે ત્યાં આવે !' જમ્યા પછી સૌ આરામ લેતા હતા. યજ્ઞેશ બોલ્યો.

'કેમ ન આવે ?' અંજનીએ પૂછ્યું.

'તમે કહેશો તો કદાચ આવશે.' યજ્ઞેશ બોલ્યો.

'ઠીક તો હું કહીશ' અંજનીએ ટૂંકામાં પતાવતાં કહ્યું.

મામા ત્યાં બેઠા હતા. એકાએક કંઈક યાદ આવતું હોય તેમ તે પણ બોલવા લાગ્યા.

'મોટા ! મુસાફરીએ નીકળ્યા'તા ! શું જોયું ? શું ફર્યાં ? ચાર દિવસ રહીને આ પાછા ફર્યાં. પૈસાના પાણી નહિ તો બીજું છે શું ?...'

વચ્ચેથી મનહર મામાને અટકાવતા યજ્ઞેશ બોલ્યો 'પણ મામા મુસાફરી તો ઠીક, પણ આ તો સહેજ ફરવા નીકળ્યા હતા.'

'નીરૂ યજ્ઞેશ તરફ જોવા લાગી. યજ્ઞેશ પણ ઠીક મનહર મામાને ઊંચે ચઢાવવા પ્રયત્ન કરવાની શરુઆત કરે છે. નીરૂનો હસી પડેલો ચહેરો આમ કહેતો હતો. અંજની તો શૂન્યની માફક નીરૂને જોતી હતી.

નીરૂ પણ બોલી; 'મુસાફરી કેમ નહિ મામા ? અમે કેટલું બધું જોયું એ તમે જાણો છો ? તમે શું ફર્યાં છો એમ કહોને ? એકલાં પુસ્તકોના થોથાં વાંચ્યા કરો, થોથાં !'

'તમે એટલુંયે કરી શક્યા છો ? પુસ્તકોના થોથાં વાંચ્યા હોત તો પણ તમને વિશ્વના મુસાફરોનો ખ્યાલ આવત...'

'બસ કરો મામા. અમે માર્કોપોલો જેવા મુસાફર નથી. મશહૂર મુસાફર બનવા પણ અમે નહોતા ગયા. તમે બહુ વાંચ્યું છે તે તો અમે જાણીએ છીએ—બહુ બહુ તો તમે માર્કોપોલો, હાઉટન, લીવીંગ્સ્ટન કે નાનસેન વિષે બોલી મારશો. ચાલો હું તો તમને એટલું પૂછું છું કે તમે સવારમાં ફરવા જવાના છો તે અમને સાથે લઈ જશો કે નહિ ?'

'જજો એકલાં ! બીક લાગે છે ? હું કાંઇ તમારી સાથે આવવા માંગતો નથી.' મામા ઊઠવા લાગ્યા.

યજ્ઞેશને લાગ્યું કે નીરૂએ મામાને ઉશ્કેરી મૂક્યા છે તે એકદમ બોલી ઊઠયો, 'મામા ! એ તે કાંઈ ચાલે ? તમે સાથે હો

 તો અમને કેટલું બધું જાણવાનું મળે !'

'તે અહીં પુસ્તકો ઘણાં પડ્યાં છે—વાંચજો. અત્યારે તો મારે બહાર જવું છે. સવારની વાત સવારે.'

અંજની એના વિચારમાંથી ઝડપથી જાગી ગઈ. તે મામા સામું તેજોમય દૃષ્ટિથી જોઈ રહી હતી. તેણે નીરૂ સામું જોયું. પછી યજ્ઞેશ તરફ જોયું. વિચારોની ગડમથલમાં પડી ગઈ હોય તેમ જણાતું હતું. એકાએક તેમાંથી જાણે એણે માર્ગ કાઢ્યો હોય તેમ તે વિચારી ગઈ... 'અહીં કેટલાં બધાં પુસ્તકો છે ! નીરૂએ પણ નહિ વાંચ્યાં હોય ? યજ્ઞેશે પણ નહિ વાંચ્યાં હોય ? કદાચ એમણે વાંચ્યાં હશે, થોડાં તો જરૂર વાંચ્યાં હશે. હું પણ હવે પુસ્તકો વાંચવાનું શરૂ કરી દઉં. મામાનું જ્ઞાન કેટલું બધું શક્તિવંત છે ? હું જ એમની સાથે પછી ચર્ચાઓ કરીશ. સવારે ગૌતમને પણ અહીં લાવીશું. એ પણ વાંચશે. ઐતિહાસિક પુસ્તકો પણ ઘણાં છે, એ તો એને ગમે છે જ. અમે બન્ને પુસ્તકો વાંચીશું...'

વિચારતી અંજની એકદમ અટકી પડી. યજ્ઞેશ એના સામું જોઈ કંઈક એક જ શબ્દ બોલી એની જગ્યાએથી ઊભો થઈ ગયો હતો. મામા નહોતા. નીરૂ અંજની તરફ જ જોઈ રહી હતી.

'તમે શું કહ્યું ?' યજ્ઞેશ તરફ જોતાં અંજની બોલી. એ સહેજ હસતાં હસતાં પૂછતી હતી.

નીરૂ બોલી ઊઠી: 'તમે સાંભળ્યું છે છતાંએ ફરી પૂછો છો ?'

'મેં સાંભળ્યું હશે, પણ બરાબર સાંભળ્યું નથી !' અંજની મૂંઝવાઈને બોલી.

'તમને બરાબર બોલતાં તો ફાવતું નથી. તમે શું બરાબર સાંભળ્યું હતું ? તમે કાંઈ ગજબ સ્વપ્નદૃષ્ટા લાગો છો. જ્યારે ત્યારે તમે સ્વપ્નમય ! બીજી વાત જ નહિ !'

'તમે મને સ્વપ્નદૃષ્ટા તો નથી કહી ને ?' યજ્ઞેશ તરફ ફરતાં નીરૂને અટકાવતાં અંજની બોલી.

'લગભગ એવું જ.' યજ્ઞેશે હસીને કહ્યું.

'તમને શું કહ્યું હતું ?' નીરૂએ ધીમે રહીને પૂછ્યું.

'કહોને.' હસતાં હસતાં અંજની બોલી.

'તરંગિણી' નીરૂ બોલી.

'શું ?'

'તરંગિણી.'

ફરીને અંજનીએ પુછ્યું. ફરીને નીરૂએ જવાબ આપ્યો. અંજનીનું સ્વમાન જરા ઘવાયું ન હોય, એમ એનો ચહેરો સહેજ ઢીલો પડી ગયો. તેણે યજ્ઞેશ સામું જોયું, અને તરત જ તે નીચે જોવા લાગી. વિચારમાં પડેલો એવો ગૌતમ એને યાદ આવ્યો. મનમાં ને મનમાં તે હસી ઊઠી. 'કેવો તરંગી !' યજ્ઞેશ અને નીરૂ તો એના સામું જ જોઈ રહ્યાં.

'તમે મને તરંગિણી કહ્યું હતું નહિ ને ?' હસતાં હસતાં અંજનીએ ફરીવાર યજ્ઞેશને પૂછ્યું.

'હા, કેમ ?'

'ના ! એ તો હું ફક્ત પૂછું છું. મને સહેજ વિચાર આવી ગયો.' અંજનીએ કહ્યું.

'ગૌતમનો વિચાર તો નહોતો આવ્યો ને ? એ 'તરંગી' છે.' યજ્ઞેશ તરત બોલી ઊઠ્યો, અને પછી ? ઝીણી ઝીણી નજરે અંજની તરફ જોવા લાગ્યો.

આ વખતે નીરૂ વિચારમાં પડી ગઇ હતી.

અંજની નીરૂના તરફ જોતી હતી. એના મુખ ઉપર, અંજનીના મુખ ઉપર જરાયે ઘવાએલ નહિ, એવી લાગણીઓની સખ્ત, સુંદર, અને ભવ્ય એક છાયા હતી. યજ્ઞેશ બન્નેને જોઈ રહ્યો હતો. એ પણ વિચારમાં હતો. યજ્ઞેશ જોતો રહ્યો. એ હવે ચૂપ બની ગયો હતો. અંજનીનો સ્પષ્ટ ખ્યાલ; અંજનીનું સાચું વ્યક્તિત્વ એને જાણે આજે જ દેખાતું ન હોય એમ લાગતું હતું.



'અંજની વળી હવે ફરવા આવવાની ના પાડે છે.' કપડાં પહેરી તૈયાર થતા યજ્ઞેશને આવીને નીરૂએ કહ્યું.

'પણ આપણે મોડું પણ કેટલું બધું કર્યું છે. આઠ વાગી ગયા ત્યાં સુધી તો તું પણ ઊઠી નહોતી.' યજ્ઞેશે કહ્યું.

'એમાં હું શું કરું ? મામા વહેલા વહેલા ઊઠીને ચાલ્યા ગયા.'

'તમારે બધાંએ વહેલું ઊઠવું જોઈતું હતું. મામાને સાંજે ચીઢવ્યા ન હોત તો...'

 'તો પછી તમે અમને કેમ ન ઊઠાડ્યા.?' નીરૂએ પૂછવા માંડ્યું.

'ફરવા તો તમારે જવું હતું. મારે નહિ. હું તો હવે મારા કાર્યાલયમાં જઉં છે. આજે કામ પણ ખૂબ છે.' યજ્ઞેશે કહ્યું.

'તો પછી, ઊભા રહો. હું અંજનીને પૂછી જોઉં એ હા પાડે તો અમે બન્ને તમારા કાર્યાલયમાં આવીએ. ફરવા વળી સાંજે જઈશું.'

'સારું. પૂછી આવો.'

ગાલીચા ઉપર બેઠાં બેઠાં પુસ્તકના પાના ફેરવતી અંજની પાસે નીરૂ આવી. મામા બહારથી આવીને આ વખતે બારણા વચ્ચે ઊભા હતા. તેઓ અંજની તરફ જોતા હતાં.

'અંજની, તમે ભાઈના કાર્યાલયમાં આવશોને?'

'કેમ? સુરેશભાઈને ત્યાં નથી જવું ? કાર્યાલયમાં જવું હોય તો હું આવીશ...'

'અને, સુરેશભાઇને ત્યાં નથી આવવું, નહિ? કારણ કહેશો? ગૌતમ ત્યાં છે. એ નથી ગમતું? હાં હાં, હું સમજી. ગૌતમને દેખીને હૃદયમાં ડંખ થાય છે. નહિ?'

'એવું કાંઈ નથી. મારો વિચાર જ ત્યાં જવાનો નથી. ગૌતમ એની મેળે અહીં આવશે.'

'નહિ આવે તો?' નીરૂએ પ્રશ્ન કર્યો.

'હું અત્યારથી કાંઇ કહી શકું નહિ. ચાલો તમે તૈયાર છો ને? હું આવું છું. કાર્યાલય શેનું ચલાવે છે? મને તો ખબર જ નથી.'

'યજ્ઞેશના કાર્યાલય વિષે તમે કાંઈ જ નથી જાણતા? જગતના મહાન પુરુષો સાથે એ પત્રવ્યવહાર ચલાવે છે.!'

એકાએક મામા બોલી ઊઠ્યા.

'અને જગતના મહાન પુરુષો યજ્ઞેશને જવાબ આપે છે ખરા?'

'વાહ! કેમ નહિ? એટલું તો હું યજ્ઞેશ માટે ખાસ અભિમાનપૂર્વક કહી શકું એમ છું. યજ્ઞેશનું વ્યક્તિત્વ ગજબ છે. દિવ્ય છે. એની હાજરી જ વાતાવરણને જુદું કરી નાંખે છે. એના બોલાએલા એકએક શબ્દ-વાક્ય પાછળ વિચાર હોય છે, અને તે પણ વાત કરનારને તો ન સમજાય. એની પત્ર લખવાની કળા તો ગજબ. વર્તમાનયુગની ઘણીખરી જાણીતી વ્યક્તિઓ સાથે એણે ભૂતકાળની મહાન વ્યક્તિઓ વિષે અને કેટલીક આધુનિક બાબતોમાં પત્રવ્યવહારો પણ ચલાવેલા છે. એના કાર્યાલયમાં

તો જજે. પત્રોમાં નજર ફેરવજે. આપણા જેવા સામાન્ય માનવીઓના 
તો ઘણાય પત્રો.

'મામા તમે તો બધું અતિશયોક્તિભર્યું બોલવા લાગ્યા. આટલું બધું કાંઇ જ નથી. છતાંયે કહોને યજ્ઞેશભાઇ વર્તમાનપત્રે કેમ નથી ચઢયા?' નીરૂ વચ્ચે બોલી.

'એ તો તું યજ્ઞેશભાઇને જ પૂછજે. યજ્ઞેશને કેટલાય વખતથી એક વસ્તુ કહ્યા કરું છું. આ સામાજિક લફરાં–અને સુધારાવાદને છોડ. રાષ્ટ્રીયતાને નમન કર પણ સામાન્ય પ્રજાજનની માફક! સમાજ–વૈજ્ઞાનિક કે રાષ્ટ્રિય નેતા એમ નહિ બનાય! કહી કહીને થાકયો, ભાઈ–યજ્ઞેશ. જેટલી બુદ્ધિ અને તર્કશાસ્ત્રને આમ વેડફે છે, એના કરતાં ધન પેદા કરવા પાછળ એને વાપર. પણ સાંભળે છે કોણ? ઠીક. એમાં પણ જો આગળ વધી જાય તો સારું છે.!' મામા બાજુ પર લટકાવેલા હિંચકાને છૂટો કર્યા પછી એક બાજુ પર મૂકયો હતો, તેના ઉપર આવી બેઠા.

'મામા–મને તો યજ્ઞેશભાઈની પ્રવૃત્તિઓ ખૂબ ગમે છે.' નીરૂએ મામાના અપાઇ ચૂકેલા અભિપ્રાય સામે પોતાના અભિપ્રાયને મૂકયો.

'બરાબર છે. એ બધું હમણાં નહિ સમજાય. ઠીક ઠીક તમે જાવ, લહેર કરો. મિલ્કત છે. કમાવાની ચિંતા કરવાની હમણાં જરુર પણ નથી. વાંચો, નાચો...'

'મામા તમે યજ્ઞેશભાઈ પર રોષ તો નથી બતાવતા ને? યજ્ઞેશભાઇને જો નોકરી જોઇએ તો આજે મળી શકે એમ છે. હાં.' નીરૂને મામાના શબ્દોમાં કટાક્ષ, રોષ અને ગઈ રાતનો ઊભરો બધુંએ દેખાવા લાગ્યું.

'વાહરે! નીરૂ તું યજ્ઞેશભાઇનું ઉપરાણું લે છે? તે કહે! હું રોષ કરું છું–કટાક્ષ પણ કરું છું. જા કહે તારા યજ્ઞેશભાઇને.' નીરૂ ઊભી હતી એ દિશા તરફ પોતાનું મુખ લંબાવતા મનહર મામા બોલતા હતા. અંજની તો નીચી નજરે આ બધું સાંભળતી હતી; અને બાજુના બીજા ખંડમાંના બારણા તરફ થોડી થોડીવારે નજર ફેંકતી હતી. એ ઓરડામાં હજુયે યજ્ઞેશ છે એની એને ખબર હતી.

'મામા! એક દિવસ તમે જ યજ્ઞેશભાઇને કેવા મહત્વાકાંક્ષી

 બનાવવાની વાતો કરતા હતા. છોટી વયમાં જ યજ્ઞેશભાઇ પેલી મીનાના અજબ પ્રેમમાં પડી ગયા હતા......'

'હા–હવે એ વાતને અત્યારે શું છે?' એકદમ નીરૂને અટકાવી દઈ મામા અંજની તરફ જોતાં જોતાં બોલ્યા. મૂંગા મૂંગા સાંભળતી અંજનીમાં એકદમ ચમકારો દાખલ થઈ ગયો.

'મીનુ? શાળાની છોકરીઓ પેલી ઉચ્છૃંખલ છોકરી વિષે કોઈ કોઈ વખત વાતો કરતી હતી, તે? એ અને યજ્ઞેશ?' અંજની સહેજ મુંઝી ગઈ.

એની અને મામાની નજર મળી ન મળી અને અંજની અને નીરૂની નજર ભેગી થઈ. એકદમ એને કંઈક યાદ આવતું હોય તેમ એનો ચહેરો બદલાઇ ગયો. 'મારે એમાં શું? ભલેને પ્રેમ કર્યા કરે. એ યજ્ઞેશ અને મીનુ–બન્ને–બીજું કોઇ નહિ.' અંજનીના મુખ ઉપર ઘડીએ પલકે બદલાતાં ભાવ જોઇ નીરૂ હસી પડી. અંજનીનો ચહેરો આ વખતે સહેજ સખ્ત બની ગયો હતો.

મામુએ તેને બોલતાં અટકાવી હતી છતાંયે તે આગળ બોલવા લાગી.

'આજે તો મીનુ નદી પાર રહેવા ગઈ છે. હજુએ એ તો જાદુગર જેવી છે. મામુ. યજ્ઞેશભાઇ તો ઊંઘમાં ને ઉંઘમાં એની પાછળ ગાંડા બની ગયા હતા.' નીરૂ ઘડીમાં અંજની તરફ અને ઘડીમાં મામુ તરફ જોઈ બોલતી હતી.

અંજનીએ ઊંચી નજરે નીરૂને જોઈ. પોતાને માટે તો નીરૂ આમ બોલતી નથી ને? મીનુ નદીપાર રહે છે? ગૌતમ નદી પાર ગયો છે! નીરૂ મને શું ડરાવતી હશે? નીરૂને ડરવાનું છે કે મારે?–અંજની સહેજ હસી પડી.

મામુને લાગ્યું કે મીનુની વાતથી અંજની તરફ કોઇ જુદી જ અને કદાચ પોતે ધારી હતી એવી કોઇ જ અસર થતી નથી તો ભલે મીનુની વાત આગળ વધતી–તેઓ બોલ્યા. 'પણ નીરૂ, તો યજ્ઞેશભાઇએ એની સાથે લગ્ન કેમ ન કર્યાં?'

'અરે શું કહું? યજ્ઞેશભાઇએ લગ્નની માગણી પણ કરી હતી! અને મીનુ...એ તો ખડખડાટ હસતી હતી...પણ સાચે મામુ. આજે તો એ યજ્ઞેશભાઇ સાથે લગ્ન કરવા ફાંફાં મારે છે! એના કેટલા બધાં પત્રો આવી ગયા!'

'તો તમે તો અત્યારે કાર્યાલયમાં જાવ છો ને? અંજનીને એ 
પત્રો વંચાવજો તો ખરો.'

'ચાલો; અંજની.' નીરૂએ આ વખતે અંજની તરફ જોઈ કહ્યું.

અંજની નીરૂ તરફ આંખો નચાવવા લાગી. પછી થોડીવારે એ ઊભી થઈ.

ઊભા થતાં અંજની બોલી. 'હેં. મિન્ની છે કોણ?' 'પોચું પોચું દર્દભર્યું દિલ!' નીરૂએ હસતાં હસતાં જવાબ આપ્યો.

'એમ? તો તો યજ્ઞેશભાઇએ લગ્ન કરી લેવાં જ જોઇએ.' બન્ને યજ્ઞેશ જે તરફ હતો તે તરફ બાજુના ઓરડામાં જ જતાં હતાં.

યજ્ઞેશની પીઠ દેખાતી હતી. યજ્ઞેશ હમણાં એકદમ પોતા તરફ જોશે. હમણાં જોશે–જોયું. પણ અરે! એની તો પીઠ જ હજુ દેખાતી હતી. અંજની યજ્ઞેશની પીઠ જોઈ રહી. 'એની પીઠમાં પણ વ્યક્તિત્વ.' ધીમેથી અંજની બોલી ગઈ. નીરૂએ તે સાંભળ્યું. તે સહેજ હસી.

'ભાઇ. તમારી પેલી મિન્ની આજે અમને યાદ આવી છે.' નીરૂએ યજ્ઞેશની નજીક આવતાં કહ્યું. યજ્ઞેશે તરત જ નીરૂ અને અંજની તરફ જોયું. ચૂપચાપ તે બોલ્યો. જાણે કાંઇ જ જાણતો ન હોય તે પ્રમાણે –'કોણ? મીના. એ તો બિચારી બહુ જ સારી છોકરી છે. મારા કાર્યાલયમાં આવવાનું પણ એને ખૂબ મન છે. કોણ જાણે શાથી મારી જ પ્રવૃત્તિઓમાં એને પણ હવે રસ જાગ્યો છે.'

'તો તમારે એને બોલાવવી જોઇએ.' અંજની બોલી ઊઠી.

પણ યજ્ઞેશે કાંઇ જુદી ઢબે બોલતાં કહ્યું.

'હા–હુ બોલાવવાનો તો છું જ–વખત આવશે ત્યારે.'

'અત્યારે વખત નહિ હોય, નહિ?' અંજનીએ પૂછ્યું, તેનો ચહેરો સહેજ ગંભીર બની ગયો. પોતે યજ્ઞેશના મુખ ઉપર પોતાના દિલમાં રહેલો ભાવ લાવવા માંગતી હતી–પણ અફસોસ! યજ્ઞેશ જાણે પોતાને લગારે ફાવવા ન દેતો હોય તેમ લાગ્યું. પોતે જે ભાવ યજ્ઞેશના મુખ ઉપર લાવવા માગતી હતી. એ જ ભાવ કોણ જાણે કેમ પોતાના જ મુખ ઉપર આવી પડ્યો. પણ—અંજની જાણે હવે આ બધાં સંવેદનોને સમજતી ન હોય–સહેજ એણે મસ્તક હલાવ્યું. અને પોતાના મુખ ઉપર આવી ગયેલાં એ નિર્મળ ભાવને એણે દૂર કર્યો.

યજ્ઞેશ અંજની તરફ જ જોતો હતો. એની આંખ સહેજ ચમકારો

 બતાવી ગઈ. એ ચમકારો અંજની જોઈ પણ ગઈ.

'ઠીક, ચલો ભૈયા. અત્યારે તો આપણે જઈએ' યજ્ઞેશ અને અંજનીને બન્નેને જુદી જુદી વિચારમાળામાંથી ઉત્પન્ન થએલ એ એક જ રમ્ય-દિવ્ય સ્વપ્ન તોડી પાડતાં નીરૂ વચ્ચે બોલી ઊઠી.

'ચાલો' નીરૂ તરફ જોઈ યજ્ઞેશ બોલ્યો. તે થોડું ચાલતાં આગળ પણ બોલી ચૂકયો હતો. 'મામુએ પણ ઠીક આજે મારો ઈતિહાસ ઉકેલ્યો.'

નીરૂ અને અંજની વળી ચમક સાથે યજ્ઞેશને જોવા લાગ્યાં. યજ્ઞેશ ચૂપ હતો.

❖

## ( ૨૧ )

સુરેશથી વહેલો ગૌતમ ઊઠયો હતો. સુરેશ જાગતો હતો પણ હજુ પથારીમાં હતો. આળોટયા કરતો હતો.

સુરેશની પાસે પાઉડર અને બ્રશ હશે, એનો ગૌતમ ઉપયોગ કરતો હતો.

'ડોલતું-માનસ! ઘડીમાં ત્યાં તો ઘડીમાં અહીં! અંજનીને છોડવી નહોતી-અંજનીનો વિવાહ થયો, અંજની સહેજ બદલાઈ ગઈ. ના-રે-ના. અંજનીને મેં છોડી. અંજની ગઈ. જાણે નીરૂને એણે જ ન મોકલી હોય. પછી નીરૂ આવી. તો બિચારી એને તેં કેમ તિરસ્કારી? ના, ના, એનો તિરસ્કાર કયાં કર્યો છે! મને એવું કાંઈ હવે ગમતું નથી. તો પછી નીરૂના જ વિચારો કોઈ કોઈ વખતે કેમ કરે છે ગૌતમ? અંજની-નીરૂ-અને પેલો વામન? એની સુલોચના-કેવી શાંત મૂર્તિ! છતાંએ એના હૈયામાં અસંખ્ય-લાગણીઓ. એની સ્થિતિ કેવી? વામન અને સુલોચના, કાગની ડોકે મોતીની માળા. એ ક્રાન્તિ-કારી કેમ ન બને? પણ ભલા! તું જ ક્રાન્તિકારી બન ને! હાં, જરુર હું હવે નીરૂની સાથે જ લગ્ન કરી નાખું! વિચાર, વિચાર, વિચાર, ડોલતું માનસ સ્થિર તો બનશે, અને...'

નદીપાર આવેલા આ સુરેશના બંગલાને ઓરડીઓ હતી. સુરેશ હજુ ઊઠયો નહોતો. દૂધવાળો આવેલો એની પાસેથી ગૌતમે દૂધ લીધું હશે. અંદરની બાજુએ જઈને ગૌતમે દૂધના પ્યાલાને મૂકેલ. કોઈ બિલાડી આવી હતી. એની લાત વાગેલી. દૂધ બધું ઢોળાઈ ગયું હતું.

'અરે ગૌતમ ! પકડ ! માર !'

ઓટલાની પાળ ઉપર ગૌતમ બેઠો હતો. બિલાડી એની પાસેથી કૂદીને ગઇ, પણ સુરેશની બૂમથી ઓટલાની ધાર ઉપરથી એ નીચે ગબડી પડયો.

ઊઠતાંની સાથે જરા ગુસ્સામાં એ બોલી ઊઠયો.

'શું છે? કેમ બૂમો પાડે છે? ચોર તો નહોતો ને?' જરા દૂર જતી બિલાડીને જતી જોઇ ગૌતમ વાતાવરણને સહેજ તો સમજી ગયો હોય તેમ લાગ્યું.

'અરે શું યાર ! એણે દૂધ ન પીધું તો કાંઈ નહિ. ઢોળી જ નાખ્યું. હું જાગ્યો ન હોત તો સારું હતું, બિચારી દૂધ પીને તો જાત.'

'ઓહ ! મિન્ની આવીને દૂધ પી ગઈ? ચાલો હવે આજ તારે મીનાને ત્યાં જવાનું હતું તે બંધ. એ જ અહીં આવી ગઈ, એ સારું થયું.' ગૌતમ હસતાં હસતાં બોલ્યો.

'મીના એમ અહીં આવવા નવરી ખરીને! ઠીક ઠીક, ચાલ હું હવે દૂધ લઈ આવું. ચાહ બનાવી...અરે ગૌતમ પેલું સ્ટેશન ઉપર ચાહ બનાવવાની રીતનું બોર્ડ હતું. એ પ્રમાણે...પણ એ રીત તને યાદ છે?'

સુરેશ આંખો ચોળતાં, સાફ કરતાં ઊભો થયો.

'જા, જા, પહેલા તું દૂધ લઈ આવ, પછી બીજી વાત.' નવો પાઉડર લઇ દાંત ઘસતાં ઘસતાં ગૌતમ બોલ્યો.

એ જ પ્યાલો લઇને સુરેશ ફરી દૂધ લેવા જતો હતો.

'અહીં રહું તો ગમે ખરું, નહિ?' ગૌતમ કંઇક આગળ વિચાર-માળા લંબાવે એ પહેલાં તો સહેજ દૂરથી સુરેશની બૂમ સંભળાઈ.

'અરે પણ ગૌતમ ! શું, તું પણ કેવો છે? પૈસા તો યાદ કરાવવા'તા. દૂધ કાંઈ કોઈ મફત આપવાનું નથી. મારા કોટમાંથી બે પૈસા આપને.' સુરેશ સહેજ ઘાંટો પાડતાં બોલ્યો.

'આવીને લઈ જા. આળસુ નહિ તો.' ગૌતમ બોલ્યો.

'ઠીક ઠીક આવીને લઇ જાઉં છું. આળસુ હોત તો આવત જ નહિ. દૂધ લેત પણ નહિ. પછી દૂધ લેવા જવાની વાત જ કયાં આવત.'

સુરેશ આવ્યો, ફરીથી પૈસા લઇને તે દૂધ લેવા ચાલ્યો. જેની

 પાસેથી રોજ દૂધ લેતો એ દૂધવાળો ઓછો જ ફરી ઘેર આવવાનો હતો ?

ગૌતમ સહેજ હસતી નજરે એને જતાં જોઈ રહ્યો.

'અહિં ગમશે તો ખરું'. તે બોલેલો.

❖

થોડીવારે સુરેશ દૂધ લઇને આવ્યો, ગૌતમ તો એ વખતે ન્હાવા બેસી ગયો હતો.

'અરે ગૌતમ... હજુ સુધી ન તો નીરૂ, અંજની, સુલુ કે વામન કે મગ્નેશ કોઈ અહીં આવ્યા જ નહિ. મને તો લાગે છે કે ફરવા જ, નહિ નીકળ્યા હોય.'

'તારી માફક જ સૌ પથારીમાં આળોટયા કરતા હશે મઝેથી' માથે પાણી રેડતાં ગૌતમ બોલ્યો.

'ઠીક. ઠીક. આપણે નવેક વાગ્યા સુધી એ બધાંની રાહ જોઇશું. પછી...'

'અંહ—હું તો નાહિને હમણાં ચાલવા માંડુ છું, મારે જવું છે ગોવિંદ સિંહાના તાલિમ વર્ગમાં, તારે આવવું છે ?'

'મારો વિચાર તો નથી. પણ મીનાને ત્યાં નથી જવું ?'

'તારે જવું હોય તો જજે.' ગૌતમે જવાબ આપ્યો.

સુરેશ ગૌતમના સામું જોઈ રહ્યો. ગૌતમે વળી આવો જવાબ કેમ આપ્યો. યુવક કરતાં યુવતીઓની બાબતમાં એને તો આજ સુધી પણ ખૂબ રસ હતો ને ! કદાચ મેં એને મીનાની ચાલચલગત કહી દીધી એટલે એનો વિચાર...પણ એટલામાં ગૌતમ ભીના શરીરને ટુવાલથી લૂછતાં બોલ્યો, 'સુરેશ એમ કર.'

'શું ?'

'જો. હું ગોવિંદસિંહાને ત્યાં જઈ આજે તો થોડી ઘણી વાતો કરવા માંગુ છું. સિંહાના તાલીમ વર્ગમાં કેટલી પ્રગતિ થએલી છે તે મારે જોવું છે. તું જા મીનાને ત્યાં. મીનાને બની શકે તો અહીં તેડી લાવજે. અગિયાર સાડા—અગિયાર થશે ત્યારે હું આવી ગયો હોઇશ. આપણે પછી જે વાતો કરવી હશે તે કરીશું.' ગૌતમના સામું જ જોતો સુરેશ પછી બોલવા લાગ્યો. 'એમ મીના અહિં આવે એવી નથી. એના કરતાં અગિયાર સાડા અગિયારે આપણે જ અહીંથી સાથે જઇશું.'

'ના રે ના. એવી તકલીફ લેવાની જરુર નથી. વામન કે સુલોચના ૧૪૧ કોઇ હું કપડા પહેરું ત્યાં સુધીમાં નહિ આવે તો મારો વિચાર અગિયાર વાગે સિંહાના વર્ગમાંથી બારોબાર વામનને ઘેર જવાનો છે. ત્યાંથી ઘેર જઇશ. કોઇક આજુબાજુવાળાની ચાવી લાગુ કરાવી હું મકાન ખોલાવીશ.' ગૌતમે કહ્યું.

'કેમ તને અહીં નથી ફાવતું?' સુરેશને લાગ્યું કે કદાચ ગૌતમને પોતાની વર્તણુંક નહિ ગમી હોય.

'એમ નહિ. હું એવું કયાં કહું છું? હજુ તો રજાઓ ચાલુ છે. તું પણ મારી સાથે ત્યાં જ રહેશે. હમણાં ત્યાં વધારે ફાવશે.' ગૌતમ પોતાની ધોતી શોધતો હતો. શરીર લૂછવાનો ટુવાલ એણે કેડે વીંટયો હતો. તે બોલ્યો.

'ઠીક જેવી તારી મરજી. આપણી મંડળી ત્યાં જામશે.'

'એ તો બધું ઠીક હવે. ચાલ તહારે ચાહ મૂકવી હોય તો ચાહ મૂક.' ધોતી પહેરતાં પહેરતાં ગૌતમ બોલ્યો.

'અરે ભલા—મને દાતણ તો કરવા દે. ન્હાવા દે. પછી કે પહેલાં ચાહ? કોઈ યુવતી—મિત્રને મળવા જવાની તો ઉતાવળ નથી ને?' નીચું જોઇને સુરેશ બોલ્યો હશે. ગૌતમ સહેજ ગંભીર બની ગયો. જરા સખ્ત અવાજે તે બોલ્યો—

'સુરેશ.'

સુરેશ ચમકયો. એણે ચુઉં જોયું. સ્ટવ ચાલુ કરવાની શરુઆત કરી હતી. ગૌતમનો સખ્ત ચહેરો એણે જોયો.

'અરે ભલા એમાં બૂમ શેની મારે છે,?'

'સુરેશ બની શકે એટલો આદર્શ રહેવા પ્રયત્ન કરજે, ચાહ તો હું પીતો જ નથી. હું જઉં છું હવે!'

ધોતીયું પહેર્યાં પછી કફની લગાવી ગૌતમે વાળ તો હોળ્યા હતા. ગૌતમ ચંપલ પહેરીને જતો હતો. સુરેશ આંખોને ચમકાવતો એને જોઇ રહ્યો. ગૌતમે ચંપલ પહેર્યાં અને બે ડગલાં એ આગળ પણ વધ્યો.

સુરેશે બૂમ પાડી 'અરે ગૌતમ.'

ગૌતમ તરત ઊભો રહ્યો. 'શું છે?'

'હું પણ આવું છું. ઊભો રહે!'

'કેટલી વાર લાગશે.' ગૌતમે પૂછ્યું.

 'જલ્દી તૈયાર થઇ જઉં છું.' સુરેશે કહ્યું.

ગૌતમ પાછો ફર્યો. આવીને અંદર બેઠો. ઝટઝટ સુરેશ નહાવાની તૈયારી કરવા લાગ્યો. નહાવા બેસી પણ ગયો. ગૌતમ સ્થિર નજરે અવળી જ દિશામાં કંઈક જોઈ રહ્યો હતો. ભૂતકાળ અને વર્તમાન વચ્ચેથી કંઇક શોધવા મથતો-હોય એમ લાગ્યું. ના. રે. ના ઘડી પહેલાનાં અને અત્યારના આવતા વિચારો વચ્ચે એ ગૂમ થઇ ગયો હતો. સુરેશ થોડી થોડી વારે એના તરફ જોવાનું ભૂલતો નહોતો.

❖

'તું તો બધી રીતે પૂરો છે. સુરેશ.' એના મકાનને સુરેશ તાળું લગાવતો હતો. ગૌતમ બાજુ ઉપર ઊભો હતો તે બોલ્યો.

'કેમ?' હસતાં હસતાં સુરેશે પૂછ્યું.

'તું તો મસ્ત પણ છે, આઝાદ પણ છે.'

'અને તું?' સુરેશે સામે પ્રશ્ન કર્યો.

'કેમ જવાબ ન આપ્યો?' બન્ને ચાલવા લાગ્યા. 'કાંઈ નહિ! ચાલ મીનાને ત્યાં જવું છે ને?' ગૌતમે કહ્યું.

'ઓહ! તારો વિચાર તો મીનાને ત્યાં આવવાનો નથી. ત્હારે તો તાલિમ વર્ગમાં જવું છે.'

'અને માન કે છતાંએ મીનાને ત્યાં આવવું છે.'

'તો ચાલો. એનો બંગલો કાંઈ દૂર નથી.' સુરેશ સહેજ ઉત્સાહમાં આવી ગયો. એની ચાલવાની ઝડપ પણ સહેજ વધી ગઇ હતી.

❖

પણ મીનાને ત્યાં બંગલાના માળી સિવાય કોઇ મળે જ નહિ. મીના એના બાપુ વિગેરે કોઇ દૂર ગામ ઉપડી ગયાં હતાં. એ દૂર ગામનું નામ માળીને યાદ નહોતું રહ્યું. યાદ કરવા એ ખૂબ મથતો હતો! એને ઊંટ...ઊંટ...કરતો દેખી ગૌતમ બોલ્યો ઉતાકામંડ?'

'હા. હા. એવું જ કંઇક, માળીએ તરત જ ગૌતમે કહેલા ગામના નામ ઉપર વિશ્વાસ દર્શાવ્યો.

'તો તો મીના હવા ખાવા ગઇ.' સુરેશ સહેજ નિરાશ થતાં બોલ્યો.

'હા શેઠ! બધાં હવા ખાવા ગયાં છે એટલી મને ખબર છે. મોટી બહેનને રજાઓ છે એટલે ગયાં છે એ પણ મને ખબર છે.' ખૂશ થતાં થતાં માળી જે કાંઈ જાણતો હતો તે બધું કહી ગયો.

'તો આપણે હવે ચાલો પાછા.' સુરેશે જ કહ્યું.

ગૌતમે એના તરફ જોયું. અને પછી બન્ને પાછા ચાલવા લાગ્યાં.

'શેઠ! તમારૂં નામ કહો તો, આવશે એટલે હું કહીશ.' માળીએ એની આવડત અને જ્ઞાન પ્રમાણે વિવેક દર્શાવ્યો. 'બધાં આવશે એટલે અમે પણ આવીશું.' ગૌતમે જોયું કે સુરેશ મીના નહિ મળવાથી સહેજ આવેશમય પણ બની ગયો હતો. નિરાશા અને આવેશ સાથેનું એનું મુખ પણ ખૂબ દીપી ગએલું એને દેખાયું. ગૌતમ સહેજ હસ્યો. માળી એ બન્નેને જતાં જોઈ રહ્યો.

'રોજ કેટલાય કોણ જાણે આવીને પૂછ્યા કરે છે. અને બધાય મોટી બેનને માટે જ!' છેલ્લે છેલ્લે આટલું બોલી માળી સવારનો વખત હતો એટલે ચારે તરફ બાગમાં પાણીનો છંટકાવ કરતો હતો.

નીચા નમતા નમતા વળી એ બોલ્યો: 'વધારામાં વળી બાગના બે ચાર ફૂલો પણ તોડીને લેતા જાય. અને પાછા બોલે શું ' મીનુ ના મળી તો કંઈ નહિ. એના બાગના બે ચાર ફુલ તો મળ્યા. નર્યા ભમરા જાણે! આ વળી એટલા સારા કે......'

એટલામાં એણે નાની મોટરનું ભૂંગળું સાંભળ્યું. એણે ઊંચા થઈને નજર કરી તો સાહેબ ટોપું—અને કંઇક નાકકટાઇ, વધારામાં શુટ—અને બે દાંડિયાવાળા ચશ્મા પહેરીને પાતળો લાગતો એક યુવક મોટરમાંથી ઊતરતો હતો. પાતળું શરીર એટલે કડક પોષાક ઠીક લાગતો હતો. માળીના મુખ ઉપર કંઇક રોષ આવી ગયો. પણ અવિવેક લાગે એટલે એણે એને સંયમમાં લઈ લીધો હશે.

'કેમ શેઠ! કોનું કામ છે?'

મીના છે કે નહિ; મીના? આજે તો હું જ જાતે મોટર લઇને આવ્યો છું. એણે મને મારી સાથે ફરવા આવવાનું વચન આપ્યું હતું. કેટલું બધું દૂરનું વચન! કોલેજમાં રજાઓ પડી ત્યારે અમે છૂટાં થયાં તે વખતે એણે મને કહેલું કે આવતા મહીનાની સત્તરમી તારીખે આપણે સાથે ફરવા જવાનું શરૂ કરીશું. ત્યાં સુધી એ કહેતી હતી કે મારે અંગત અને અગત્યનું કામ છે. આજ સત્તરમી, નવ વાગ્યા સુધી એની મેં રાહ જોઇ. એ ન આવી એટલે હું જ જાતે હાંકતો...' બોલતા યુવક સામું માળી જોઇ રહ્યો. એને નવાઇ લાગી. છોકરી જેવું બોલતા આ યુવકને નીરખી એ વિચારમાં પડી ગયો હશે કે આ

 છોકરો છે કે છોકરી? એને તરતજ એ વખતે એક દિવસ મોટી બહેને કહેલું તે યાદ આવ્યું. 'બડાદાદા! દેખો. યહ જમાના ઐસા હય કે લડકી ભી લડકો કી પોષાક લગાકર ફીરતી હય. હમકો ઉડાના મત!' પણ અરે! મીનાએ તો એ વખતે વાદળી ચડ્ડી, ધોળું ટેનીસ, ખુલ્લા બાલ, અને બૂટ મોજાં પહેરી, પેલું તવેથા જેવું એનું બેટ લઇ ચાલવા માંડેલું, ત્યારે આ તો સાહેબ જેવો જ પોષાક.'

'અરે ભાઈ જવાબ તો આપો. મીના છે કે નહિ? ચાલ નહિ તો હું જ બંગલામાં દાખલ થઇ જઉં.' યુવક બંગલાના દ્વાર તરફ જવા લાગ્યો.

માળી હવે ઝબકીને જાગ્યો. 'અરે સાહેબ! મોટી બહેન તો 'ઉટાકંડ'માં હવા ખાવા ગયાં છે.'

'ક્યાં આગળ?' તીણી ચીસ પાડતાં યુવક બોલ્યો.

માળીને લાગ્યું કે પોતાનો શબ્દોચ્ચાર ખોટો હશે. તે ગડમથલમાં પડ્યો અને ફરી બોલ્યો, ''ઉટ્ટામકંડ' કે એવું કંઈક છે.'

'Oh I see (હવે મને સમજ પડી) એ ઉત્તાકામંડ ગયાં હશે. ઠીક ચાલો માળી હું જાઉં છું.'

ઝટપટ આ યુવક શું બોલી ગયો એ જ માળી તો જોઈ રહ્યો હતો. 'હું જાઉં છું' એવા શબ્દો સાંભળી માળી તરત બોલ્યો, 'સાહેબ! ફૂલ તો લેતા જાવ!'

'Thank you. (આભાર) ચાલ લાવ મારે હવે જલ્દી અહીંથી જવું જોઈએ.'

માળીએ આ સાંભળ્યું–એ ફૂલ લેવા ગયો. વિચારમાં ને વિચારમાં એ બોલી ઉઠ્યો કે 'આ છોકરી છેક હવે મોટીબહેન ગયાં છે ત્યાં જશે! કંઇક ખૂબ અગત્યનું કામ હશે. મારે શું. કૂટશે અને ફોડશે એમના માથાં.' માળીએ સુંદર એક ગુલાબ લાવીને યુવકને આપ્યું.

'Very Beautiful, just similar to Mina.'

(ઘણું જ સુંદર. મીના જેવું જ.) Thank you very much. (ખૂબ જ આભાર થયો)' એના, એ યુવકના મુખમાંથી આ પરદેશી ભાષાને હરંહડીએ નીકળતી જોઇ માળીને થઈ આવ્યું કે કહી દઉં, 'ભલા! ગુજરાતીમાં બોલ તો સમજું.' પણ આ તો બધાં સાહેબ લોક! એટલે માળી કાંઇ ન બોલ્યો. યુવક મોટરમાં બેસી ગયો હતો.

એણે મોટર પણ ચાલુ કરી નાખી હતી. માળી એના તરફ જુએ એ પહેલાં જ વળી યુવક બોલ્યો, 'અરે માળી! આ કાર્ડ આપું છું. તું મીના આવે એટલે એને એ આપજે.' કોટના ખિસ્સામાંથી મુલાકાત–પત્ર કાઢી આપતા તે બોલ્યો. 

માળીએ કહ્યું કે, 'સારું સાહેબ!' અને પેલા યુવકની મોટર ઉપડી ગઈ.

માળી 'હાશ!' કરીને એના કામે ઉપડ્યો, જતાં જતાં એ બોલ્યો. 'અંગ્રેજી બોલતું એનું છોકરી જેવું ગળું મોટી બહેનની માફક ગાતાં શીખે તો મઝા જેવું છે.' બાજુ ઉપરના એક બાંકડા ઉપર પાસેના લીમડાના સુક્કા પાંદડા ખરીને પડેલાં હતાં ત્યાં આગળ જ આ યુવક આવી ગયો. એવાં બેચાર મુલાકાત–પત્રો પડ્યાં હતાં. એ બધાંની સાથે માળીએ આ એક મુલાકાત–પત્ર મૂકીને આંકડામાં વધારો કર્યો.

'આ કાર્ડમાં કંઈક લખેલું છે. આ બધા તો અગત્યનું માનીને મોટી બહેનના માટે આપે છે. ત્યારે મોટી બહેને મને એમ કેમ કહી રાખ્યું હશે કે 'આ લીમડાના ખરતા પાંદડાનો કચરો અહીં ભેગો કર્યો છે એની ભેગા આવાં કાર્ડ જેટલાં આવે તેટલાં નાખી દેવાં છે તો બધું વિચિત્ર. મને તો ભમરા જેવું લાગે છે. હશે જે હશે તે ખરું!

માળી, કંટાળો આવી ગયો હશે એટલે એક શ્વાસ મૂકતાં ઝારી લઈ ચોતરફ પાણી છાંટવાની શરુઆત કરવા લાગ્યો.

વળી એ બોલ્યો, 'તો પેલાં બે જણાએ તો નામ પણ ન આપ્યું. આવું પુંઠાનું કાર્ડ પણ ન આપ્યું. ઠીક,' કંટાળો દર્શાવતાં દર્શાવતાં પણ તે છેલ્લે છેલ્લું થોડું બોલી ગયો.

વળી કંઈક વિચાર આવ્યો હશે એટલે એણે ઊભા થઈ દરવાજાની સામેના સીધા રસ્તા ઉપર દૂર દૂર નજર નાખી.

બે યુવકો ચાલતાં જતાં એણે દેખ્યા.

'હતા તો કોઈ સદ્દગૃહસ્થ જેવા.'

એટલામાં એક કુતરું બાગમાં ઝડપથી દોડતું એણે દીઠું. કાબર કે એવું પક્ષી હશે, એને ઝડપમાં લેવા મથતું હતું. માળીએ તે દીઠું. કુતરાને એણે મારવા દોટ મૂકી.

લેઝીમનો ઉપયોગ નાનાં બાળકોને એક શિક્ષક શિખવતા હતા. ગૌતમ અને સુરેશ તાલિમ વર્ગના વિશાળ ખંડમાં આવ્યા.

એક તરફ મગદળ. બીજી તરફ ભાલા, બાજુમાં બનેટી, ભીંતે ઢાલ, લકડીને જમૈયા, તરવારો ને વજન-બાહુ (Weights) બાજુના ખુણામાં, એમ ચારે તરફ શારીરિક શક્તિ વધારી શકે એવા, બુદ્ધિ-પૂર્વક સંરક્ષણતા શિખવી શકે એવા, સાધનો અને પૂસ્તકો પણ પડયાં હતા.

ગૌતમ સિંહાને શોધતો હતો. તેણે બહાર નજર નાખી.

કેટલાક યુવકો ગજબા( Tug of War ) ની રમત રમતા હતા. લાગતું હતું કે જાણે હમણાં દોરડું તૂટી પડશે.

બીજી તરફ એક શિક્ષક હુકમ છોડતા હતા.

'કલાસ એટન્સન.'

'કલાસ સ્ટેનીટીઝ.'

'રાઇટ ડ્રેસ.'

'કલાસ મુવ ઈન્ટુ રાઇટ ઇન ફોર્સ ફ્રામ ફોર્સ.'

'કલાસ, ફ્રામ ટુ ડીપ.'

'કલાસ-કવીક માર્ચ.'

—અને ગૌતમ સહેજ હસ્યો. એ બધાં યુવકો ગૌરવભરી છટાથી પગલાં ભરતાં એક જ સૂર ઉત્પન્ન કરતા ચાલ્યા જતા હતા. તરવાના પોષાક સાથે વીશેક યુવકો એક ઓરડી તરફથી આવતા હતા. એ બધાંની વચમાં ગોવિંદ સિંહા ઘેરાઈ ગએલા હતા. એમના ઉપર ગૌતમની નજર પડી ગઇ હતી.

'ચાલો સુરેશ.' સુરેશ તરફ વળતાં ગૌતમે કહ્યું. પણ સુરેશે કોઈ જવાબ ન આપ્યો. એટલે ગૌતમે સુરેશ સામું જોયું.

અખાડામાં ચાલતી કુસ્તીને સુરેશ જોઈ રહ્યો હતો.

પણ એટલામાં તો કોણ જાણે કઈ દિશામાંથી ગૌતમ પાસે પૃથુ આવી પહોંચ્યો. આવતાંની સાથે તે બોલ્યો—'ગોવિંદભાઇએ મને મોકલ્યો છે. ચાલો.'

'ગોવિંદભાઇને કયાંથી ખબર કે હું આવ્યો છું?'

'મેં તમને આવતા જોયેલાં. પણ હું એ વખતે કસરતમાં હતો;

એટલે ન બોલ્યો. સૌ તરવા જાય છે. ગોવિંદભાઈ નથી જવાના, ચાલો આપણે વાતો કરીશું.' ગૌતમની હાજરીથી પૃથુમાં ઉત્સાહ આવી ગયો હતો. સુરેશને તો અંહી બધું અવનવું લાગ્યું.

જે ઓરડીમાંથી પેલા તરવૈયાઓનો પોષાક પહેરી યુવકો નીકળ્યા હતા તે ઓરડી તરફ જ ગૌતમ સુરેશ અને પૃથુ જતાં હતા.

'કેમ ગૌતમભાઈ તમે તો બે વર્ષે જણાયાં.' કોઈ જાણીતા ખેલાડીએ ગૌતમના ખભા ઉપર હાથ મૂકતાં કહ્યું.

'અરે ગૌતમ–ગૌતમ તું અહીંયા?' બીજી તરફથી બૂમ આવી. સૌના તરફ જોઈ ગૌતમ મૂક્ત–હાસ્ય હસતો હતો. ઓરડીના પાસે ત્રણે આવી પહોંચ્યા. તરવૈયાઓ વર્ગની પાછળના ભાગમાં આવેલા Swimming Tank તરવા માટે જ બનાવેલ બંધિયાર પાણીના અકુદરતી તળાવમાં પહોંચી ગયા હતા.

'કેમ ગૌતમ? બહુ દિવસે પૃથુએ તેની સાથે વાત કરી હતી. ઘેર પણ આવ્યો હતો. જોયુંને. અહીં તારા ગયા પછી તો કેટલી બધી પ્રગતિ થઇ ગઈ છે. હજુ તેં તરવા માટેની તળાવડીની આધુનિક્તાને તો જોઇ જ નહિ હોય. ચલો આપણે ત્યાં જ જઈએ. ત્યાં જ વાતો કરીશું.' અતિશય ઉત્સાહ સાથે આ શિક્ષક બોલતા હતા.

સિંહા અને ત્રણેય, પેલા તરવૈયાઓ ગયા હતા એ તરફ જવા લાગ્યા.

રબ્બરના હવાથી ભરેલા ઘોડા, હાથી, અને માનવ આકારના પણ પૂતળાં. ઉંટ, ને વળી હંસ અને બતક એમ જુદી જુદી રબ્બરની બનાવટો પાણીમાં તરતાં મૂકવામાં આવ્યા હતાં. નાની તળાવડીના જેવડો આ હોજ હતો. હોજની આ તરફ Dive–ડાઇવ માટે સાત આઠ અને દશ બાર એવા પગથીયાં વાળી નીસરણીઓ સાથે પાટીઆ જડેલ સ્ટેન્ડ હતાં. કેટલાંક એના ઉપર ચઢી પાટીઆ ઉપર આવી સાહસભરી અને સુંદર લાગે એવી ડુબકીઓ લેતા હતા.

કોઇ ઘોડા ઉપર બેઠું હતું, તો કોઈ ઉંટ ઉપર, કોઈ હંસ ઉપર તો કોઈ હાથી આકારના રબ્બર ફુગ્ગા ઉપર. એક બીજાને ધક્કા, મારી તોફાન કરી પાણીમાં ફેંકતા, કોઇ ડૂબકી લઇ નીચેથી આવી ઘોડા ઉપર બેઠેલ હોય કે ઉંટ ઉપર, એ જોયા વગર જ બેસનારનો ટાંગો પકડી એને પાણીમાં ગબડાવી મૂકતાં.

 સુરેશને તો આ બધું જોઇને જાણે નહાવાનું જ મન થયું હોય તેમ લાગ્યું.

'નહાવું હોય તો કહે આ માસ્તર સાહેબને, પોષાક પણ અહીંથી મળશે. મઝા પડશે.' ગૌતમે સુરેશને કહ્યું.

'વિચાર તો છે. તું તૈયાર થાય તો...'

'હું આવું છું તું તો જા?' સુરેશને તરત જ ગૌતમે કહ્યું.

'પૃથુ જા. આ ભાઇને પોષાક આપ.' ગોવિંદ સિંહાએ પૃથુને કહ્યું.

અહીંની ગૌતમની રીતભાતમાં સુરેશને મઝા નહિ પડી હોય—ગમે તેમ હોય, તે હા, ના. કર્યા વગર પૃથુ સાથે ઉપડયો. ગૌતમનું મુખ તો હસતું જ હતું.

'ગોવિંદભાઇ—તમે હવે અહીં નૈત્તિક ભાવનાઓને પણ ખીલવો. યુવાનોને હિંદની રક્ષા કરે એવો નહિ પણ હિંદને મહાન બનાવે એવો બનાવો.'

'હવે તું રોજ આવતો થઇશ કે નહિ, એ કહેને? તું આવ, પછી તું કહીશ તેમ કરીશું. અહીં વાંચનાલય પણ આવી ગયું છે. માનવીને નૈતિક રીતે બળવાન બનાવે એવા પુસ્તકો પણ અહીં ઘણા આવી ગયા છે. સૌ વાંચે છે. વધારામાં વળી અહીંની કોલેજના ગુજરાતી પ્રોફેસરે અઠવાડિયે એક વખત રવિવારે પ્રવચન કરવા આવવાનું પણ વચન આપ્યું છે. જો કે ગયા રવિવારે તો એ આવ્યા નહોતા, નિયમીત તેઓ જો નહિ આવે તો પગાર આપીને પણ નૈતિક શિક્ષણ આપવાનો વિચાર પણ મેં કરી નાખ્યો છે.

'અહીંના કોઇ શેઠીઆએ આર્થિક મદદ આપી છે?'

ગૌતમ હોજના પાણી તરફ જોતાં જોતાં બોલ્યો.

'ના. શહેરની સામાન્ય પ્રજાનો આમાં વધારે સાથ છે. વિદ્યાર્થીઓએ ઉપરાણું કર્યું ત્યારે આટલી પ્રગતિ થઇ, શેઠીયાઓ મદદ કરતા હોય તો પછી જોઇતું 'તુ—શું?'

બે ચાર શ્વાસ મુકતાં ગૌતમ બોલી ઉઠયો,.'મૂડીવાદીઓ?' પણ એટલામાં તો ગોવિંદભાઇ બોલ્યા. 'પણ એક વાત તો ખરી ગૌતમ હોં કે. એક બે મારવાડી શ્રીમંતોએ અને પેલા વામનરાવે મદદ આપવાનું વચન તો આપ્યું છે. જો કે વામનરાવે એટલું કહ્યું હતું કે

વર્ગનું તમામ પ્રકારનું સંચાલન કાર્ય પછીથી પોતાને હસ્તક રહેશે—.' 

ગોવિંદભાઇને ત્યાં જ અટકાવતાં ગૌતમે પૂછ્યું, 'પછી તમે શું કહ્યું?'

મેં કહેલું 'જોઈશું.'

'ના. ના. એમને એમ કહેવાની જરૂર હતી કે તમે બીજો જ વર્ગ શરૂ કરી દો તો શહેરમાં એકને બદલે બે આવાં વર્ગો શરૂ થઇ જાય. ભાવી નાગરિકો પછી કેટલાં બધાં શક્તિશાળી નીવડે. હિંદ પછી ક્યાં ઉભું હોય?' ભવ્ય કલ્પનાઓ કરતાં ગૌતમ બોલ્યો. એનું મુખ આ વખતે તેજસ્વી બની ગયું હતું. ગોવિંદભાઈ તો એના સામું જોઇ રહ્યાં.

'કેટલાંક તો આ બધું તોફાન સમજે છે.'

'એમ!' ગૌતમ સખ્ત બની ગયો.

'બાળાઓ માટે એક વિભાગ જુદો પાડી વર્ગ શરુ કરી દેવાનો વિચાર છે, પણ...'

'જુઓ ગોવિંદભાઈ એ વર્ગ શરુ કરવા સુધીની જવાબદારી હું લઈ નાખું છું.' ગૌતમના સ્મૃત્તિ પટ પર હસતી નીરૂ આવીને ઉભી રહી. જાણે બોલતી હતી, 'મને તરતાં શિખવશોને?'

'સ્ત્રી સંચાલક સુદ્ધા પણ મારી પાસે છે.' તે આગળ બોલ્યો.

'પણ પૈસા ક્યાંથી લાવીશું?' ભવ્ય કલ્પના અને ગમે એવા સ્વપ્નમાં પડેલા ગૌતમને જગાડતાં સિંહાએ પૂછ્યું.

'એ બધોય બંદોબસ્ત હું કરી લઈશ.' ગૌતમ હોજના પાણીમાં જ જોતો હતો, તેણે કહ્યું.

'તો તો ઠીક. જગ્યા તો હજુ ખુબ છે.' પાછળના વિશાળ ચોગાનને સ્મૃતિ ઉપર લાવતાં ગોવિંદભાઈ બોલ્યા.

પણ એકદમ ગૌતમને કંઈક યાદ આવી ગયું.

'વામન.' તે બોલી ઉઠ્યો.

'જુઓ ગોવિંદભાઈ, મારી પાસે એક યુવાન છે. કાસ્મીર હું ગયો હતો, ત્યાં મેં એને ડૂબતાં બચાવ્યો છે. માનસિક રીતે પણ અશક્ત છે, શારીરિક રીતે પણ અશક્ત છે. પરણેલો પણ છે. આપણી આ સંસ્થામાં એને જો સંપૂર્ણપણે બળવાન બનાવીએ તો મોટા ભાગના માનવ સમૂહમાં એક પ્રકારની વિશ્વાસની લાગણી પ્રગટશે. એ લાગણી પ્રગટે અગર ન પ્રગટે એ વાત ચોક્કસ.' ગૌતમે આગળ કહેવા માંડયું. પૃથુ પાછળ ઉભો હતો. આ બધું ગૌતમનું બોલવું સાંભળીને તે બોલી

 ઉઠયો. 'કોણ? ગૌતમભાઈ. કાલે સાંજના પેલો યુવક વામન-હા-વામન, આવેલ તેના વિષે કહો છો? એ તો રશિયન ઝેબીસ્કોની છબી જોઈને જ ભડકી ગયો હતો. યુજેનની છબી જોઈને એને ચમકારો આવી ગયો હતો. જીન ટેની અને જેક ડેમ્સીની લોખંડી મુક્કીઓ દેખી એ એનું ડાચું પંપાળતો હતો.'

'અરે એ ગમે તેવો હોય-પણ પૃથુ મારે પણ એને શિક્ષણ આપવું પડશે. શારીરિક તાલિમની એની જવાબદારી હવે હું તને જ સોંપુ છું' ગૌતમે પૃથુને આ પ્રમાણે બીજા માટે હલકા શબ્દો વાપરતો દેખી કહ્યું. પણ પૃથુ તરત જ બોલ્યો.

'જો. જો ને તમારી સાથે એ કુસ્તી કરવા તૈયાર થશે. શારીરિક રીતે યુજેન જેવો બનાવી દેવાનું તો મેં એને ગઈ કાલે જ વચન આપી દીધું છે ને?'

'એમ!' ગૌતમને પૃથુ માટે માન ઉપજ્યું, તે આગળ બોલ્યો. 'અને તેં એને એટલો બધો ઉત્સાહ આપેલો છતાં એ આજે અહીં નથી દેખાતો, નહિ? ભલા! આ જમાનામાં તો ઘેર ઘેર જઈ એવા યુવકોને અહીં ખેંચી લાવશો તો વળી કંઈક હિંદ બળવાન થશે.'

પૃથુનું મુખ જરા ઢીલું થઈ ગયું. ગોવિંદભાઈ પૃથુ તરફ જોવા લાગ્યા.

એટલામાં ગૌતમની નજર હોજના પાણીમાં તરફડીયાં મારતાં સુરેશ તરફ ગઈ. ગૌતમ સ્હેજ ચમકયો. પણ ગોવિંદભાઈ એનો ચમકારો જોઇ હસ્યા. તેઓ બોલ્યા.

'ડૂબકી લઇને નીચેથી કોઇએ એના બે ટાંગા પકડી રાખ્યા છે. એટલે એને તરતા નથી ફાવતું. ટાંગા પકડનારનો ધ્યેય સુરેશને ઊભો તારો શિખવવાનો પ્રયત્ન છે.' પાછળના શબ્દો સાંભળીને ગૌતમ બોલ્યો-' તો ગોવિંદભાઈ આ લોકો સાચ્ચે સાચ તોફાન નથી કરતાં?'

'જેઓને બરાબર તરતાં આવડી ગયું છે તેઓ સાચે સાચ તોફાન કરે છે. જેઓને બરાબર તરતાં નથી આવડતું તેઓ નવા તારાઓને શિખવાની અને શિખવવાની દૃષ્ટિએ તોફાન કરે છે.'

ગૌતમને સ્હેજ નવાઈ લાગી તે બધાંની મસ્તી જોવાં લાગ્યો. અને એને ગોવિંદભાઈના શબ્દો સાચાં પણ લાગ્યાં. તોફાન-મસ્તીને લીધે હોજના એ ઉછળતા પાણી વચ્ચે ગૌતમની વિચાર સૃષ્ટિ ગૂમ થઈ

જતી જણાઈ. ગોવિંદભાઈ ભાવનાભરી દૃષ્ટિએ ગૌતમને જોતાં હતા. ૨૫૨

*

## [૨૩]

લગભગ અગિયાર વાગ્યા હતા. શાળાએથી સુલોચના ઘેર આવી હતી. વામન નહોતો. ઘરના તાળાની બે ચાવીઓ હતી. તે ઓટલા પાસે ઉભી રહી. એની નજર એક પાડોશીના ઓટલા તરફ વળી.

તે એ તરફ જવા લાગી. મહોલ્લાના કેટલાંક યુવકોને મનથી એ મકાન જાણીતું હતું. એ મકાનના ચંચળકાકી તો વર્તમાનપત્રના પાના ઉપર પણ ચઢી ગયા હતા. ત્યારથી તો પોળના છોકરાઓ ચંચળકાકીને વારંવાર ચીઢવતાં. વર્તમાનપત્રમાં ચંચળકાકી માટેનો આવેલો ઇલ્કાબ તેઓ ચંચળકાકીને રોજ સંભળાવતા, સુલોચના એક દિવસ પોતાના ઓટલા આગળ ઉભી હતી. ચંચળકાકીએ એમને ચિઢવતા એવા એક આઠ વર્ષના બાળકને લપડાક લગાવી દીધી હતી. એ જ સુધીર જરા દૂર ઊભો હતો. સુલોચનાને ચંચળકાકીના ઘર તરફ જતાં જોઇ તે સુલોચના પાસે આવ્યો. અને બોલ્યો, 'સુલુબેન, વારંવાર આ ચંચળકાકીને ઘેર તમે કેમ જાવ છો? યાદ નથી તે દિવસે વર્તમાનપત્રવાળાઓએ એમને 'લગ્નના ચોકઠાં, ગોઠવનારા એક્ષપર્ટ' (Expert) ચંચળકાકી, એવું કહ્યું હતું.'

સુલુ સહેજ હસી, નાના સુધીરના ગૌરવભર્યા તેજસ્વી મુખ તરફ તે જોતી હતી. એની જોવાની દૃષ્ટિમાં ઊર્મિ હતી. છલાછલ ઊર્મિ હતી. આઠ વર્ષના સુધીરના ખભા ઉપર તેણે હાથ મૂક્યો.

'ચાલ તું પણ ચાલ. તને નહિ મારે. મારે ઘેર કેમ હમણાંથી આવતો નથી, હેં?'

'આજે આવીશ, ચંચળકાકી મારશે તો હું એમને સામું મારીશ. તમે ઉપડશો ને?'

'હા, હા, ચાલ!' વહાલભર્યા શબ્દે સુલુ બોલી.

સુધીર પણ એમની સાથે આવવા લાગ્યો. એટલામાં ચંચળકાકીએ દર્શન દીધાં. ઓટલાં ઉપર આવીને તે ઉભાં હતા. સુલોચનાને દેખીને તેઓ બોલ્યા, 'કેમ સુલોચના, કેટલાં બધાં દિવસથી તું આવતી નથી? પેલા છાપલાંવાળાને તો સીદ્ધી વકીલ મારફતે નોટીસ આપી દીધી છે.'

 જ્યારથી વર્તમાનપત્રના પાના ઉપર 'લગ્નના ચોકઠા ગોઠવનાર એક્ષપર્ટ ચંચળકાકી' એવું છપાયું હતું ત્યારથી ચંચળકાકીના હૈયામાં છાપાવાળા સામે વૈરનો અગ્નિ પ્રગટ્યો હતો. પણ એ કોણ જાણે કેમ એમના હૈયામાં જ રહેલો. કોઇએ સલાહ આપી હશે એટલે એ અગ્નિની ધૂમાડી એમણે વકીલ આગળ રજુ કરી દીધેલી. વકીલની સલાહે હવે એક્ષપર્ટ ચંચળકાકી પગલાં ભરતા. જ્યારે જ્યારે સુલોચના આવે ત્યારે તેની સાથે આજ વાત. પોતાની નિર્દોષતા જાહેર કરવાનો દાવો તેઓ છોડતા નહિ. સુલોચના આખાએ મહોલ્લામાં એક આદર્શ અને સારી ચાલચલગતવાળી યુવતી ગણાતી. એનો માયાળુ સ્વભાવ પણ જાણીતો હતો. એવી એક સજ્જનબાઈ પોતાને ત્યાં આવી પોતાનાં તરફ મહા-ભયાનક દુ:ખ આવી પડેલ તે બદલ સહાનુભુતિ દર્શાવતી. મુંઝાએલી ચંચળકાકી તરફ સુલોચના જોતી હતી.

'કાકી આજે વિચાર થયો કે ચાલો ચંચળકાકીને ત્યાં જઉં. આપણો સબંધ તો હું દશ વર્ષની હતી ત્યારનો છે. બોલો શું કામ છે?'

'તને અંગ્રેજી વાંચતા આવડે છે?'

'આવડે તો છે. કેમ!?' જરા અચકાઇને સુલોચના બોલી.

'તો અંદર આવ.' ચંચળ કાકી બોલ્યાં. સુધીર ચંચળકાકીને જ જોયા કરતો હતો. ચંચળકાકીએ અંદર આવતાની સાથે એક અંગ્રેજી વર્તમાનપત્ર સુલુના હાથમાં મૂક્યું. પછી તેઓ બોલ્યાં:-

'પેલો અંગ્રેજી જાણતો મોહન છે ને? એ આવી ગયો છે ને? એ આવી ગયો છે, એ કહેતો હતો કે આ છાપાવાળાઓએ પણ પેલા છાપાવાળાંની માફક જ છાપ્યું છે. પણ અંગ્રેજીમાં. મેં એને કહ્યું મને સમજાવીને જા-પણ એને ઉતાવળ હશે, એ તરત જ ચાલ્યો ગયો હતો.'

સુલોચનાએ વર્તમાનપત્રને હાથમાં લીધું. તેણે પાના ફેરવ્યા. એક પાના ઉપર એક સુંદર કટાક્ષ ચિત્ર હતુ. એના ઉપર લખ્યું હતુ. [ Well-known Chanchal Kaki ]

'સુલુ બહેન એ ચિત્ર મને પણ જોવા દોને.' સુધીર વર્તમાન-પત્રને પોતા તરફ ખેંચતા બોલ્યો.

'ઉભો રહે હમણાં. સુલુબહેનને જોવા દે.' ચંચળકાકી ઉછળ્યાં.

'આપણે નીચે જ બેસીએ, બસ.' સુધીર તરફ જોઈ સુલોચના નીચે બેસતાં બોલી.

જાડાં એવાં હિંદુ સમાજના એક ડોશીમાનું એમાં ચિત્ર હતું. બીજા એક વયોવૃદ્ધ ચકકરડી પાઘડી પહેરીને લફરતું લફરતું ખીલ ખીલ હસતાં હતાં. ડોશીમાં ઠાવકું મુખ રાખીને ઉંડા વિચારમાં ગબડી પડયાં હોય તેમ લાગ્યું. એમના મસ્તકનો આકાર (કાર્ટુનીસ્ટ) કટાક્ષ ચિત્ર દોરનારે જરા મોટો બનાવ્યો હતો. એ મસ્તક આકારની અંદર ત્રણ ચાર બાળાઓનાં ચિત્રો આવી ગયાં હતા. કોઇ ચિત્રની નીચે રૂપીઆ બારસો. તો કોઈની નીચે રૂપીઆ એક હજાર અને એક બાળાની નીચે તો રૂપીઆ દશ હજાર લખ્યા હતા. પેલા ચકરડી પાઘડીવાળાની પાઘડીમાં એક બે વાક્યો દેખાયાં. ‘કન્યા માટેના રૂપીંઆ આશરે ચાર પાંચ હજાર, ડોશીમાને કામગીરી બદલ ત્રણસે ચારસો.’

અંગ્રેજીમાં આ કટાક્ષ ચિત્રમાં આ પ્રમાણે લખ્યું હતું. સુલોચના આ બધું સમજી ગઇ. વર્તમાનપત્રવાળાઓએ સમાજની આવી એક એક ડોશીઓ માટે ‘એક્ષ્પર્ટ ચંચળકાકી’ સમાજમાંની લાયકાત દર્શાવતો એવો ઇલ્કાબ આપી દીધો હતો.

‘આમાં ખાસ તમારા માટે કાંઇ જ નથી. ચિંતા કરવા જેવું કાંઈ નથી?’ સુલોચનાએ ચંચળકાકીને કહ્યું.

‘ચિંતા તો કોણ કરે છે? મારે માટે છાપે તો સીધ્ધી વકીલ મારફતે નોટીશ જ આપી દઉં, ને તારે મોહનીયો મને બનાવી ગયો, એમને? ઠીક છે. એના કાકા તો ગઇ કાલે મારી પાસે પેલી સવિતા માટે આવ્યાં હતાં.’ સુલોચના સહેજ ચમકી. ચંચળકાકીની આંખમાં એ ચમકારો એણે ન આવવા દીધો. તે બોલી; ‘એના કાકાને? મને પણ એ તો કહેતાં હતાં કે પૈસાની છૂટ છે. મારે લાયક કોઈ–હોય તો મને કહેજો.’ વાત જણાવવાની ઇચ્છાથી સુલોચના તીણી નજરથી ચંચળકાકીને જોતાં બોલી.

ચંચળકાકી હવે રંગમાં આવવા લાગ્યાં. તેઓ બોલી ઉઠયાં. ‘અરે મને તો આઠ દશ હજાર આપવાની વાત કરી છે, સોલ વર્ષની સુંદરી રૂપાળી સવિતા ઉપર એમની આંખ ઠરી છે. મને તો શું મળવાનુ હતું બહેન!’ ગંભીર બનવાનો ડોળ સુલોચના સમજી શકી. પોતાની આગળ પણ ચંચળીકાકીએ ઠીક ડોળ કરવા માંડયો છે. તે વિચારી ગઇ. ચંચળકાકી આગળ બોલવાં લાગ્યાં. ‘અને મોહનના કાકા પણ કયાં જુવાન નથી.? પચાસ વર્ષ તે કંઈ વર્ષો કહેવાય?!

 અમારે ઘરડાં તો સો વર્ષ સહેજમાં કાઢી નાંખે. અને વળી ક્યાં કાકા બીજી વખત પરણે છે? એમની નાતમાં કન્યાઓની સહેજ અછત અછત બીજું શું? આમ તો આબરૂ ઘર છે ને.! બીચારી સવલી પણ સુખી થશે. એના બા–બાપુએ પણ હા પાડી છે.'

સુલોચનાનું મુખ તરત જ ગંભીર બની ગયું. સુધીર તો હજુ પેલું ચિત્ર જ જોતો હતો' એને કંઈ બરાબર સમજાતું ન હોય તેમ લાગ્યું. એ સમજવાને એ પ્રયત્ન તો કર્યો જ કરતો હતો.

'અને કાકી પેલી કંચન તો પછી સુખી ન થઈ, નહિ?' સુલોચના કાકીનું પહેલાંનું કોઈ પરાક્રમ યાદ આવ્યું હશે, તે બોલી.

'એનું નસીબ ફુટલું, બીજું શું? મુઈ એનો હાથ મેં ઝાલ્યો ન હોત તો સારું થાત. તું ક્યાં નથી જાણતી. તારી હાજરીમાં જ રૂપીઆ ગણવાની વાતો થતી હતી.' ચંચળકાકી બોલ્યાં.

'અને એ તો બીજે પરણી, નહિ? એનો વર ગરીબ છે એમ મેં સાંભળ્યુ છે. પણ કાકી તમે પેલી કપીલાની વાત કરમાં હતાંને?'

'કપલીને? એના મા–બાપ બિચારાં સુખી થયાં. એને હોંશમાંને હોંશમાં શ્રીમંતને ત્યાં મેં નાંખી, પણ મૂઈ–ફૂટલી એ જ વર્ષમા મરી ગઈ.' ચંચળકાકીએ કહ્યું.

'પણ કાકી! આ વખતે તો સવિતાને પણ પૂછજો, નહિતર કંચનની માફક એ ક્યાંક છાપાવાળાને ત્યાં ન પહોંચી જાય.' સુલોચનાએ કંઇક બનાવ બન્યો હશે તેનો ઝાંખો ખ્યાલ ચંચળકાકીને આપતાં કહ્યું.

'અરે પહોંચ્યા પહોંચ્યા. એના બા–બાપુની એના ઉપર બરાબર તકેદારી છે. જે દિવસથી સવલી પેલા કાંત્તિડાની પાછળ પડી છે એમ એના બાપુએ જાણ્યું ત્યારથી એવી તો એના ઉપર ખબરદારી રહે છે.'

ચંચળકાકી ઉછળી ઉછળીને બોલતાં હતાં.

'અને કાકી! કહોને, એકાદ બે મહિનાથી સવલીની તબિયત પણ ઠીક નથી રહેતી, નહિ?'

'એમાં શું, પણ ન રહે. પરણાવીશું એટલે સુધરી જશે.'

કટાક્ષ ચિત્રમાંથી જાડી–ડોશીને જોતો સુધીર ચમકી ઉઠયો. તેણે ચંચળકાકી તરફ જોવા માંડયું. સુલોચનાથી એ જરાક જ દૂર બેઠો હતો. તે છેક સુલોચનાની નજીક સુલુને અડીને તે બેઠો.

સુલોચનાએ તે જોયું. તેણે સુધીરના બરડા ઉપર હાથ મુકયો—ને 
તે બોલી 'કેમ સુધીર? ઘેર જવું છે.?'

'હું તો હવે તમારે ઘર આવીશ. મેં તો ખાધું છે. એટલે આખો દિવસ રમવાનું.'

'સારૂં આવજે હોં. પણ જો મેં ખાધું નથી હું જમવા બેસું ત્યારે મારી સાથે તારે પણ બેસવાનું હોં કે.'

'પણ ભૂખ ન હોય તો પણ,' લાડકું મુખ કરતાં સુધીર બોલ્યો.

'હા.' અભિનય સાથે સુલુ બોલી.

પોતાની વાતમાં રસ નહિ પડતો દેખાઇને ચંચળકાકી સહેજ મુંઝાયાં. પણ તરત જ સુલોચનાએ તેમના તરફ જોયું. તે બોલી. 'પછી કાકી તમે શું કહેતાં હતાં!?

'પછી તો હવે બીજું શું. અષાડ મહિનામાં એમનાં લગ્ન પણ થશે જ ને!'

'સારૂં થયું કાકી. બિચારી સુખી થશે.'

'હાસ્તો બા! એમાં આપણે ઓછું જ કાંઈ લેવા દેવા છે.'

'તો કાકી હું હમણાં જમી કરીને આવું છું, ત્યારે.' સુલોચનાએ ઉઠતાં ઉઠતાં કહ્યું.

'આવજે આવજે, મને પણ ગમશે.'

'મારે ત્યાં બહાર ગામના મહેમાન આવ્યા છે. એ નહિ હોય તો તો જરૂર આવીશ.'

'હા. હા. એ તો બા–બધુંએ સાચવવું પડે.'

'તો જઉં છું ત્યારે હવે? આ છાપું લેતી જઉં?'

'લેતી જા. લઇ જવું હોય તો.' નમૃતા બતાવતાં ચંચળકાકી બોલ્યાં.

સુધીરે જ તરત આખું વર્તમાનપત્ર ઉપાડી લીધું. જતાં જતાં પણ સુધીરે એક નજર ચંચળકાકી તરફ નાખી હતી. સુલોચનાનું મુખ તો શાંત હતું. ઉંડા વિચારમાં પડેલું ગંભીર અને સંયમવાળું હતુ.



પોતાને ઘેર આવતાની સાથે સુલોચનાએ સુધીરને કહ્યું.

'સુધીર! જો પેલાં સવીતા બહેનને તું ઓળખે છે ને? એમને કહીએ કે સુલોચના બહેન બોલાવે છે. જા. પછી તને ખાવાનું આપીશ, હોં.'

 'મારી બાજુના ઘરમાં રહે છે તે ને?' સુધીરે પૂછ્યું.

'હા. એજ' સુલોચનાએ સુધીરને કહ્યું. સુધીર ઝટ દોડયો. સુધીર ગયો અને એટલામાં વામન આવી પહોંચ્યો.

'કેમ તમે સિહાના વર્ગમાં નથી ગયા?' વામનને પૂરા પોષાકમાં જોઈને સુલોચનાએ પૂછ્યું.

'ના'

'કેમ?'

'એક જગ્યાએ મેં પહેલાં નોકરી માટેની અરજી કરી હતી. એનો જવાબ આવેલો એટલે ત્યાં જ હું મલવા માટે ગયો હતો.'

'શું થયું?'

'નોકરી તો મળી ગઈ.'

'ચાલો, સારું થયું. પણ હવે તમારે તાલિમ-વર્ગમાં જવાનું મટી ગયું, નહિ.?'

'તું કહે તો જઉં.' ઘેલો બનતા વામન બોલ્યો.

'હું શું કહું, તમારું તમને ભાન નથી?'

'તો જઈશ બસ!' વામન સુલુના મુખ તરફ જોતો હતો.

'તમે કાંઇ ખાવાનું પણ નહિ કર્યું હોય.'

'ના.'

'ઠીક.'

એટલામાં તો સુધીર સવીતાને લઈને આવી પણ ગયો. સવીતાને આવેલી જોઇ સુલોચનાએ વામનને કહ્યું, 'જાવ ત્યારે તમે શાક લઈ આવો.'

'ઉતાવળ શી છે.?'

'ના-જાવ. પહેલાં લઇ આવો, કેટલું બધું મોડું થયું છે.' વામનને આમ દૂર કરી સુલોચનાએ સવીતાને બાજુએ બેસાડી. એના ચહેરા પર સહેજ ઉત્સાહ નહોતો. રોઈ રોઇને એની આંખો પણ લાલ બની હતી.

'કેમ સવિતા, તારું તો લગ્ન લેવાયું છે, નહિ?' સુલોચનાએ વામનના ગયા પછી સવીતાને પૂછ્યું.

'હા.' એણે જવાબ આપ્યો. એના જવાબમાં દુઃખ હતું, દર્દ હતું.

'તને ગમે છેને?' સુલોચનાએ એના દુઃખી મુખને જોઈ હસીને

પૂછ્યું. સવીતાએ કાંઇ જવાબ ન આપ્યો. 

'હવે કાન્ત યાદ નથી આવતો ?'

હસીને પ્રશ્ન પૂછતી સુલોચના તરફ ચમકીને સવીતાએ જોયું. કંઈક ઉત્સાહની લાગણી વચ્ચે આવી ગઈ. પણ તરત જ એના મુખ ઉપર નિરાશા પ્રગટી. એનું એજ દર્દ.

'સમાજની હવે સમજ પડી, નહિ ? તો તોડી નાખને એ બંધનને.'

'હું એકલી શું કરું ?' કંઈક કરવું છે એમ નક્કી કરીને જ બેઠી હોય તેમ સવીતા બોલી.

'હું તને મદદ કરીશ.' સુલોચનાએ જવાબ આપ્યો.

સુધીર સવિતાના દુ:ખી લાગતા મુખ તરફ જોતો હતો.

'પણ...'

'ગભરાય છે ને ? ચંચળકાકીને એક વખત ખુલ્લાં કર્યાં પણ હજુ એમને ભાન નથી. ફરીથી એમને વર્તમાનપત્ર ઉપર ચઢવાનું મન થયું હોય એમ લાગે છે. તારી ઇચ્છા છે ? તું કહે અને આપણે આજે જ સાંજે તારાં લગ્ન કાન્ત સાથે ગોઠવી નાખીએ.' સુલોચના આવેશમાં આવતાં ઝટ ઝટ બોલવા લાગી.

'પણ–બા–બાપુ ?'

'બા–બાપુની પરવા શા માટે ? જે પિતા પુત્રીને વેચી પૈસા લેવા માંગતા હોય તેમના સામું નજર પણ શા માટે નાખવી ? એ માતા છે ? એ પિતા છે ? એમણે તારા માટે કયું સારું ઘર શોધ્યું છે ? મિલ્કત કે શ્રીમંતાઇને દિલ ન હોય ત્યાં શું કરવાની છે ? જરાએ ન ગભરાઇશ. જરાએ દુ:ખી ન થઈશ. તારું મન કહે તેમ કર. તને જોઈતી બધી સહાય હું કરી આપીશ.

સવીતાને પણ સુલોચનાના શબ્દોમાં કંઈક સત્ય લાગ્યું. નિરાશાની રેખાઓ એના મુખ ઉપરથી અદ્રશ્ય થઈ ગઇ.

'મને છેક સુધી સાથ આપશોને ?' સવિતાએ ભાવથી પૂછ્યું.

'હા.' ભારપૂર્વક સુલોચનાએ તરત જ જવાબ આપ્યો.

સુધીર તો આ બન્નેની વાતચીત અજાયબીથી જોઈ રહ્યોહતો.

'તો આજે સાંજે જ લગ્ન કરી નાખવાં છે, બોલ ?' સુલોચના બોલી.

'લગ્નમાં હું આવીશ.' વચ્ચે જ સુધીર બોલ્યો.

'સારું ! પણ કોઇને કહીશ નહિ હોં. કે.' સુલોચનાએ સુધીરને

 કહ્યું પછી એણે સવીતાને કહેવા માંડયું.

'બોલ ! કાન્તને બોલાવા મોકલું ?'

'કાન્ત તો ના નહિ પાડે !'

'તો કેમ ડરે છે ? સુધીર જો પેલા કાન્તભાઈ છે ને. એમને બોલાવી લાવ.'

'કાન્તભાઈ–પેલું ચિતરે છે એને ?'

'હા એજ.'

દુઃખી સવીતા અને સુલોચના બન્ને સુધીરના નિર્દોષ અને લાડકવાયા શબ્દો સાંભળી હસી પડયાં.

❖

અને બીજે દિવસે તો વર્તમાનપત્રના પાનાઓ ઉપર સમાચાર આવી ગયા. 'એક્ષપર્ટ ચંચળકાકી દાવ ચૂકયા. રૂઢિ સમાજને રડાવે એવું એક સુધારક લગ્ન.' આવાં મથાળા સાથેના કોઈ જ હેવાલમાં આ સુલોચનાનું તો નામ પણ નહોતું. એક તરફથી સુલોચનાએ વાતો સાંભળી–કે ચંચળકાકી ધુંઆ પુઆ થઇ ગયાં છે. બીજી બાજુ સંભળાયું કે સવીતાની આખી ન્યાત ખળભળી ઉઠી છે. સવિતાના માતા પિતા તો કોઇને મુખ પણ બતાવતાં નથી. અને પેલા મોહનના કાકાની વાત આવી, તો–એ તો? એક નહિ તો બીજી–ની વાતો કરતાં હતાં.

એક હાથમાં વર્તમાનપત્ર લઈ સુલોચના આ બધું વાંચતી હતી. વિચારતી હતી. સવારનો વખત હતો–એટલામાં ગૌતમ આવ્યો–સુરેશ પણ આવ્યો. સુરેશનું મુખ હસતું હતું. સુલોચના પણ હસી. વિચાર સૃષ્ટિમાંથી જાગૃત થતા–થતા સુલોચના એટલું તો બોલી ગઈ કે 'આવો આ સમાજ !'

❖

'તમે ગઇ કાલે તો બિલકુલ મળ્યાં જ નહિ. કયાં ગયાં હતાં ?' સુરેશે પૂછયું.

'મારે કેટલુંક અંગત કામ હતું.' સુલોચનાએ માનસિક સંયમ જાળવીને જવાબ આપ્યો.

'અંગત કામ હતું અને મને પણ નહિ કહેવાનું, કેમ ?' પોતાને જાણે સંપૂર્ણ અધિકાર હોય તેમ સુરેશ બોલ્યો. સુલોચનાએ ગૌતમ તરફ જોયું.

'ના–તમને મારી કેટલીક વાતો જાણવાનો જરાએ હક્ક નથી.' 
વર્તમાનપત્ર તરફ નજર કરતાં સુલોચના બોલી. ગૌતમની જ હાજરીમાં પોતે જેના ઉપર સંપૂર્ણ અધિકાર છે એમ માનતો હતો. તે જ આમ બોલે, પોતાને કેવું લાગે? સુરેશ ચૂપ થઈ ગયો તે કાંઇ ન બોલ્યો.

'મને કહેશો? તમે ક્યાં ગયાં હતા?' ગૌતમે સુલુને પૂછ્યું.

'કહું? આ વર્તમાનપત્રમાં આ બધો અહેવાલ આવ્યો છેને, એ બધું કામ ગઈ કાલનું મારૂં હતું. બધે દોડાદોડ કરવી પડી હતી.' વર્તમાનપત્ર બતાવતાં સુલોચના બોલી. સુલોચનાની આ મસ્તી ઉપર સુરેશ હસી પડયો. સુલોચના એ જોઈ ગઈ હતી.

ગૌતમે તો વર્તમાનપત્ર બતાવતાં, વંચેલું હોય એમ લાગ્યું. સુલોચનાને તે પોતાની દૃષ્ટિથી જોવા લાગ્યો. કોણ જાણે કેમ એને પણ હવે સુલુમાં રસ પડતો હોય તેમ લાગ્યું.

'તો તમે પણ એક સમાજ સુધારક છો–એમ?'

'ના, ના. એવું તો ખાસ કાંઈ જ નહિ. કોઇ દુઃખી હોય તો આપણાથી બને તેટલી તો એને મદદ કરવી જ જોઇએને?' સુલોચનાએ કહ્યું.

'વામન નથી?' ગૌતમે કંઇક વિચારતાં વચ્ચે પૂછ્યું.

'હમણા આવશે.'

'ક્યાં ગયા છે?' સુરેશે પૂછ્યું.

'તબિયત ઠીક નથી. ડાકટરને ત્યાં દવા લેવા ગયાં છે.' સુલોચનાએ ગંભીર જવાબ આપ્યો.

'તમે ચાહ મૂકોને.' સુરેશ વળી બોલ્યો.

'તમે બન્ને બેસો. હું દુધ લઇ આવું.' સુલોચના દુધ લેવા ઉપડી.

સુલોચના ગઇ અને વામન આવી પહોંચ્યો. એ કોઈની સાથે કાંઈ જ ન બોલ્યો. શેતરંજી પાથરી ઓશીકું લીધું અને સુઇ ગયો. ગૌતમ એની પાસે આવ્યો. એને લાગ્યું કે માંદગી બહુ તો નથી. ગૌતમ વામન તરફ જોઈ રહ્યો. એને એક ધ્રુજારી આવી ગઈ. વામન ફરી દર્દનો ઉથલો તો નહિ ખાયને?

વામનને જોઇ ગૌતમના મુખ ઉપર લાગણીની છાયા પડી ગઇ હતી.

તો પછી સુલોચના તો હજુ હસતી જ છે, એમ કેમ? કાશ્મીરના બનાવની વાતથી પણ એને ખૂબ દુઃખ થયું હોય તેવું નથી લાગ્યું?

 કદાચ સુલુને અને વામનને. સુલુને વામન કદાચ ન ગમતો હોય. પણ ના, ના, એવું કેમ બને ?

ગૌતમ વિચાર કરતો રહ્યો. સુરેશ મકાનની બારીએથી બહાર રસ્તા ઉપર જોઇ રહ્યો હતો. દૂરથી એણે સુલોચનાને આવતી જોઇ. દૂધ લઇને તે સુલોચનાના ભરાતાં પગલાંને જોતો હતો.

❖

ગૌતમ નહોતો. સુરેશ પણ નહોતો. સુલોચના વામનની પથારી પાસે બેઠી હતી.

વામનના કપાળ ઉપર હાથ ફેરવતાં તે બોલી.

'તમને શું થયું છે કહોને ?'

'કાંઈ નહિ.' વામને જવાબ આપ્યો. સુલુનો હાથ એણે પોતાના કપાર ઉપર જ રહેવા દીધો.

'મટી જશે હોં, ચિંતા ન કરશો. જુઓ આ ચાહ પી લો.' વહાલભર્યાં શબ્દોએ સુલોચના બોલી.

આ વખતે સુધીર અહીં હતો. વામનને સુતેલ જોઇને એને લાગ્યું કે સુલુબેનને દુઃખ આવ્યું. એને, સુધીરને એકાદ વર્ષ પહેલાંની પોતાની એક વાત યાદ આવી. બાપુ માંદા હતા અને બા બાપુની પથારી નજીક ચીંતા કરતી બેઠી હતી. સૌ ગંભીર હતાં અને પોતે પણ સૌના જેવું મુખ કરીને બેઠો હતો. અત્યારે પણ સુધીર એવા જ ચહેરે અહીં બેઠો હતો.

'હું ચાહ પાઉં ? ચાલો બેઠા થઇ જાવ.'

'હું પી લઇશ, છો પડી.' વામને કહ્યું.

નીરાંતે ઉંઘવા પ્રયત્ન કરતાં વામન તરફ ભાવપૂર્ણ નેત્ર સુલોચના જોતી રહી.

❖

[૨૪]

આટલા બધાં મીનાના પત્રો છે. તો કેમ લગ્ન નથી કરતા યજ્ઞેશ ?' ઉંડે ઉંડે વિચારમાં ઉતરી પડેલી અંજની બોલી.

'મારે લગ્ન કરવા હોત તો તમારી સાથે વિવાહ થાત ખરો ?'

'મારી સાથે વિવાહ થયો છે એમ તમે માનો છો ખરા ?' અંજનીએ પુછ્યું,

'તમે ગૌતમની સાથે તો લગ્ન કરવાની ના પાડો છો.' આગળ ૧૬૧ યજ્ઞેશ બોલત. પણ અંજની અધવચ બોલી:

'અને શી ખાત્રી કે હું કોઇની પણ સાથે લગ્ન કરું? અને હવે? હવે તો કદાચ નહિ જ કરું.'

'યજ્ઞેશ ભૈયા—એમને તો આયા—નર્સ બનવું છે, ડૉક્ટર બનવું છે. પુસ્તકો વાંચવા છે. બધું ખૂબ કરવું છે. અને હું પણ તમને નહોતી કહ્યા કરતી કે તમે મીના સાથે લગ્ન કરો.' નીરૂ કેટલાક વર્તમાન-પત્રના તંત્રીઓના પત્રો આવેલાં હતાં તે File પત્ર—પત્રક જોતાં બોલી.

'અને નીરૂ—તમારે ગૌતમ સાથે લગ્ન પણ કરવા છે. તમે કેમ અવાચક છો? કહી નાખોને.' અંજની પત્રો જોતી નીરૂને કહેવા લાગી.

એ બધા પત્રોમાં વર્તમાનપત્રોના તંત્રીઓ યજ્ઞેશના વિચારોની માંગણીઓ કરતાં હતા. રૂઢિચૂસ્તોના હૃદયને જરાએ લાગી ન આવે અને છતાંયે સામાજિક ક્રાંન્તિ આવી શકે કે નહિ? અજ્ઞાન અને રૂઢ થઈ ગએલાં સામાજિક સુધારક દૃષ્ટિએ અસંસ્કારી એવા માનવીઓને સમજાવવા માટે કેવાં પ્રકરણો સમાજ આગળ ધરવા? સરકારી કાયદો અરે કાયદાઓ પણ હિંદુ સમાજને કોઈ કોઈ જગ્યાએ નડતરરૂપ લાગે છે. અતિશય આદર્શોમાં રમતાં પ્રત્યેક યુવક—યુવતીને સરકારના હિંદુ—કાયદાઓ નથી પણ ગમતાં, પરણેલી યુવતીને ભરણપોષણના રૂપીઆ મળે છતાં એ એ રૂપીઆ લેવાની ના પાડે અને કોર્ટ વચ્ચે બીજા પતિની કે પોતાને યોગ્ય લાગે ત્યાં પરણવાની સરકાર સામે માંગણી કરી ન્યાયમૂર્તિ અને વકીલ સમૂહને વિચારોમાં ફેંકી દે. આ બધાં સામાજીક કાવત્રાંઓ સામે શી રીતે લડત ઊપાડવી? રાષ્ટ્રીય આર્થિક મૂઝવણ, બેકાર—યુવાનો અને વડીલોના, બેકારી દર્શાવતાં માનવ આંકડાઓનો રાષ્ટ્રીય સરકાર ક્યારે વિચાર કરશે? એના જવાબમાં એ જ પત્રની નીચે એક લીટી લખાએલી હતી. ખૂદ રાષ્ટ્રીય સરકાર આર્થિક મૂંઝવણમાં હોય ત્યાં શું થઈ શકે? પ્રત્યેક દેશમાં યંત્રવાદ ખૂબ આગળ વધી ગયો છે. હિંદ યંત્રવાદમાં પછાત છે. ક્યાં તો પ્રત્યેક દેશના યંત્રવાદનો નાશ થવો ઘટે, અગર તો હિંદમાં યંત્રવાદ અતિશય રીતે વધી જાય. એ સિવાય હિંદનો આર્થિક પ્રશ્ન કદાપી ઉકેલાવાનો નથી.

'નીરૂ, તું શું ધ્યાન દઇને વાંચ્યા કરે છે. અમારી પોતાની જ

 આ સામાજિક ગુંચવણોને તો સાંભળ.' યજ્ઞેશે નીરૂને આમ વાંચતી દેખી કહ્યું.

'ભાઈ, મારે તમને કેટલાંક પ્રશ્નો પૂછવા છે.'

'શું પૂછવું છે? જો અંજની મીનાના પત્રોની ફાઇલ લઇને બેઠી છે. એને મીનાનું દુ:ખ કહેવું છે. તું–તંત્રીઓ આ બધું મને શા માટે પૂછે છે. એમ જાણવા માંગે છે, નહિ?'

'લગભગ એવું, અને બીજાં કેટલાંય પ્રશ્નો.'

'ઠીક, હું અંજનીને જવાબ આપી દઉં. જુઓ અંજની, મીનાને મેં એક પત્ર લખ્યો છે. એનો જવાબ પણ આવ્યો છે. મીના અહીં થોડા દિવસમાં આવવાની છે. આપણે બધાં એને મળીશું. એ કહેશે તેમ પછી કરીશું.'

'એ તો પત્રોમાં પણ લગ્નની માંગણી કરે છે.'

'પણ આપણી હાજરી એના વિચારોને કદાચ બદલી પણ નાખે. રૂબરૂમાં વધારે ખુલાસાઓ થશે. નીરૂ! તારે શું પૂછવું છે?' યજ્ઞેશે નીરૂ તરફ જોઈ પૂછ્યું.

'એમ નહિ. પહેલાં નીરૂને તમે પૂછો કે નીરૂ ગૌતમ સાથે લગ્ન કરવાની છે કે નહિ?' અંજની નીરૂ કાંઈ પૂછે એ પહેલાં બોલી.

'એ કાંઈ હું હમણા કહી શકું નહિ.'

'ગૌતમ ના પાડે છે નહિ?' અંજની તરત બોલી, અને નીરૂના મુખ ઉપર નિરાશા આવી ગઈ. તરત જ અંજની આગળ બોલી. 'ગૌતમને સમજાવવાનું કામ મારૂં–બસ.'

'અને તમે પછી કોની સાથે લગ્ન કરશો? નીરૂના લગ્ન માટે તમે ગૌતમને સમજાવો–એ નીરૂના માટે કેટલું નબળું કહેવાય?'

'મારે જેમ કરવું હશે તેમ કરીશ. મારી વાતમાં કોઇએ માથું મારવાની જરૂર નથી.' જરા સખ્ત બનીને નીરૂએ કહ્યું.

'ઠીક ઠીક, તારે શું પૂછવું હતું?'

'કાંઈ નહિ.' નીરૂ બોલી.

'આટલામાં જ આમ ગુસ્સે થઈ જવાનું? હું તમારૂં નામ પણ નહિ લઉં, બસ.' અંજની બોલી.

'એમ નહિ. મારી અંગત વાતમાં કોઇ માથુ મારે એ મને નથી ગમતું.'

'તો પછી આ બધી ફાઇલો પણ મારી છે, એમાં તમારે માથું 
ન મૂકવું જોઇએ.'

'તો પછી અમે એ વાંચવા લીધી ત્યારે જ તમારે અમને અટકાવવાની જરૂર હતી.' નીરૂ તરત જ ઝીણી આંખો કરતાં બોલી.

'ઠીક ઠીક, તારે શું પુછવું હતું?' યજ્ઞેશે ફરી પુછ્યું.

'હું તો એમ પુછવા માંગતી હતી કે હિંદમાં શી ખોટ છે?'

'હિંદમાં શી ખોટ છે? કેવો નબળો પ્રશ્ન. તું વર્તમાનપત્રો રોજ વાંચે છે, બરાબર વાંચ–અગ્રલેખને જોયાં કર, અને એ બધું તને સમજાતાં વાર નહિ લાગે.' યજ્ઞેશ અટક્યો.

'બસ આટલો જ જવાબ?' અંજનીએ હસતાં હસતાં નીરૂ અને યજ્ઞેશ બન્ને તરફ જોયું.

'ઠીક! આ બધાં તંત્રીઓએ તમને જ પત્રો કેમ લખ્યા છે?'

'મારાં જેવાં અને મારા કરતાં પણ વધારે શક્તિશાળી એવાં ઘણા ય લેખકો અને વિચારકોને આવાં જ પ્રશ્નો વર્તમાનપત્રોવાળા કેટલીક વખત પુછે છે. જાણીતા વર્તમાનપત્રોના અને બીજા એવા કેટલાંક તંત્રીઓ જાતે પણ બાહોશ હોય છે. પણ જરા આગળ પડતી સંસ્કારી પ્રજાના વિચારોને જાણી અગ્રલેખો અને બીજી કેટલીક માહિતીઓને વર્તમાનપત્રોમાં મૂકતાં પહેલાં તેઓ આટલું ડહાપણભર્યું પગલું ભરે છે એટલું સારૂં છે.'

'તમારૂં નામ કેમ કોઈ વર્તમાનપત્રમાં દેખાતું નથી?' અંજની વચ્ચે બોલી.

'હું કંઇ બાહોશ વિચારક નથી. મારૂં નામ મને આપવું પણ ઠીક લાગતું નથી. મારૂં નામ જો વર્તમાનપત્રોને હું આપું તો રૂઢિ સમાજમાં ફરી ફરીને જે કાંઈ વિચારવા જેવું મળી જાય છે. તે પણ અટકી જાય. એ બધું તો ઠીક, મોટા ભાગે તો સૌના વિચારો જાણીને વર્તમાનપત્રના તંત્રી પોતે જ કંઇક લખી નાખે.'

'એ તો ઠીક ન કહેવાય!' નીરૂ બોલી.

'એ જ ઠીક છે. વિચાર આપનાર કરતાં વિચારને રજુ કરનારની જવાબદારી વધારે હોય છે.'

'પણ ભાઈ જુઓ, સામાજિક ક્રાન્તિ લાવવી હોય તો એ વિભાગને તો આઘાત પહોંચાડવો જ પડે ને?'

 'એ તો છે જ. મોટા ભાગના યુવક યુવતીઓમાં આ જ શક્તિની ખામીઓ હોય છે. ક્રાન્તિકારી વિચારો તેમનામાં હોય છે ખરાં, પણ માતા પિતા કે રૂઢિચુસ્ત પુરૂષોની લાગણીઓમાં તેઓ ખેંચાઈ જાય છે અને ક્રાન્તિકારી–આદર્શ–એમને સંસ્કારભર્યાં લાગતાં વિચારો માત્ર વિચારો જ બનીને એમના મનને અને શરીરને કોતરી ખાય છે.'

'તો એને માટે શું થાય?' અંજની તરત જ બોલી ઊઠી.

'હું કહું છું જ. અત્યંત સંયમ સાથે જો રૂઢિચુસ્તોને પોતાનો વિચાર ચારે તરફથી સમજાવવામાં આવે તો લગભગ એંશી ટકા હું માનું છું કે તેઓ માની જાય. એવી રીતે એમને સમજાવતાં ન આવડતું હોય તો ફક્ત ક્રાન્તિકારી વિચારોને પોષવા ખાતર પણ એમણે બંડ કરવું રહ્યું. જો કે આવી રીતે બંડ કરવાની હું વિરૂદ્ધ છું. પોતાના જ વિચારો જો રૂઢિ–સંસ્કાર પામેલ વ્યક્તિને સમજાવતાં ન આવડે તો એ યુવક કે યુવતી આદર્શ–સંસ્કારભર્યાં અને બાહ્ય રીતે ક્રાન્તિકારી લાગતાં વિચારો રાખવાં જ ન જોઇએ. એવા યુવક અને યુવતીને માનસિક રીતે નબળાં અને આવેગવાળાં હું માનું છું. દાખલો જોઇએ તો આ નીરૂ. વારંવાર એ બહુ જલ્દીથી આવેગને અનુભવે છે.' છેલ્લે હસતાં યજ્ઞેશ બોલ્યો.

'પણ હું તો સખ્ત રીતે માનું છું યજ્ઞેશ; કે રૂઢિચુસ્તો પણ એમના વિચારોમાં એટલા બધા સખ્ત હોય છે કે તેઓ આપણા વિચારોને ઉચ્છૃંખલ અને છોકરવાદી પણ ગણી કાઢે છે. આપણને ગણુકારતાં પણ નથી હોતાં.'

'બધી ખોટી વાત છે. પોતાનામાં સમજાવવાની શક્તિ ઓછી હોય છે એમ કહેવું બરાબર છે.' યજ્ઞેશે જવાબ આપ્યો.

'તમને કોઈ એવો અનુભવ થયો છે ખરો?' યજ્ઞેશને અંજનીએ પુછ્યું.

'અનુભવ થયો તો નથી. પણ અનુભવ થાય તો સમજ પાડવા જેટલી શક્તિ છે ખરી.' યજ્ઞેશ બોલ્યો.

'મને તો અનુભવ છે. વડીલને આપણે કાંઈ કહેતાં જ અચકાઇ જવાય છે.'

'તમારાં કાકી માટે તમે કહો છો, ખરૂં ને? અચકાઈ જવાય છે એ જ તમારામાં નિર્બળતા–કદાચ એમ કહી શકાય કે એ વખતના

વાતાવરણની પોતાના માનસ ઉપરની સતત અસરને લીધે—એક બીજું 
ક્રાન્તિકારી, પોતાને ગમતાં વિચારો—બીજી તરફ સમાજ, ત્રીજી તરફ રૂઢિચૂસ્ત નજીકના જ કુટુંબીઓ, અતિશય મૂંઝવણ, એ મૂંઝવણમાંથી જ બહાર ન અવાય ત્યાં વડીલ સાથે માથું ઊંચું કરવાની વાત તો કયાં રહી?' યજ્ઞેશે કહ્યું.

'હા એ વાત પણ સાચી.' અંજની કબૂલ થઇ.

'તો આને માટે શું થઇ શકે? રૂઢિ સંસ્કારીઓને કહેવું છે એ વાત પણ સાચી. મૂંઝવણને શી રીતે દૂર કરી શકાય.' નીરૂ પણ બોલી.

'એક રસ્તો છે. અને એક વાત કહેવી પણ રહી ગઈ. એવી મૂંઝવણનો સૌથી વધારે ધસારો આપણો કે એ યુવક યુવતીનો જો તેને વડીલોના જ આશરા નીચે રહેવાનું હોય છે તો વધી જાય છે. જો કે હું તો એટલે સુધી માનું છું કે સ્વતંત્ર રીતે પોતાનામાં પોતાનો પૂરતો ખર્ચો કાઢવાની શક્તિ ન હોય, પોતે પોતાનું દરેક પ્રકારનું સ્વમાન જાળવી ન શકતો હોય તો, એ યુવકે અગર તો એ જ યુવતીએ બહેતર છે કે લગ્ન પણ ન જ કરવા જોઇએ.' એકદમ યજ્ઞેશને અટકાવતાં અંજની વચ્ચે બોલી ઉઠી. 'તમારે ને મીનાને એ તકરાર તો નથીને?'

'એ ઉપરાંત પણ બીજી ઘણીએ તકરારો છે.' યજ્ઞેશે તરત જ જવાબ આપ્યો.

'ભાઈ! અંજનીને માટે તમારી આ દલીલ બહુ સુંદર છે. એ હવે કહેશે સ્વાશ્રયી ન બનીએ ત્યાં સુધી લગ્ન નથી કરવાં.'

'એ બધું ઠીક છે. આદર્શ વિચારો ધરાવનાર—અગર તો આધુનિક પ્રગતિના છેલ્લા સંસ્કારોને મેળવી ચૂકેલ વ્યક્તિ પોતાના જ વિચારો પ્રમાણે વર્તે તો એમાં કાંઇ ખોટું નથી.'

'આધુનિક પ્રગતિના છેલ્લા સંસ્કારો કયા? એ તો કહો?' ઝડપથી નીરૂ યજ્ઞેશના શબ્દો પકડતાં બોલી.

'તો તો પછી એ બધું પૂરાણ ખૂબ લાંબુ થઇ જશે. એટલું બધું કહેવાનો મને વખત કયાં છે?'

યજ્ઞેશને ગુંચવાતો દેખી—નીરૂ તાલમાં આવી બોલી.

'પ્રશ્ન તો બહુ જ નાનો છે.'

કંઈક વિચાર આવતાં યજ્ઞેશ બોલી ઉઠયો, 'ફક્ત સંસ્કારનો અર્થ કહી શકું. સંસ્કાર એટલે ઊર્મિની જુદી જુદી જાતના ભાવો

 ઉપરના સંયમ સાથે લાગણીની ઊર્મિની ભાવનાની અખંડતા.'

'એટલે? કંઇ સમજાયું નહિ.' અંજની યજ્ઞેશ તરફ જોતી રહી અને નીરૂ બોલી—એણે પુછ્યું.

'એટલે આવાં પ્રકારના સંસ્કાર ધરાવનાર સંસ્કારીનો એક એક વિચાર એટલે આદર્શ. એટલે આધુનિક પ્રગતિના છેલ્લા સંસ્કારભર્યો વિચારો એમાં નથી, હિંસા એમાં નથી, આવેશ નથી, કે નથી નિર્બળતા. સત્ય છે, અહિંસા છે અને છતાંયે એ આધુનિક વિચાર છે. સાચો આદર્શ છે.'

અંજની કંઈક સમજતી હતી. નીરૂને બરાબર સમજાયું નહિ, તે મૂંઝાતા બોલી; 'આ તો બધું તમે આગળ આગળ બોલ્યા.'

'તને હવે અંજની સમજાવશે. એને સમજાયું છે. તારા પ્રશ્નનો ટૂંકામાં ટૂંકો મારી પાસે તો આ જવાબ છે. એ વિષે હવે હું એક વિસ્તારપુર્વક લેખ લખીશ—એ વાંચી જજે.' અંજનીને જોઈ પછી નીરૂ તરફ જોતાં યજ્ઞેશ બોલ્યો.

'મને તો કાંઈ સમજાતું નથી. ચાલો ઘેર જઇએ જમવું છે—ભૂખ લાગી છે.'

'તો મેં ક્યાં કહ્યું હતું કે બેસો.' યજ્ઞેશ બોલ્યો.

'આ તમારો આવેશ ના કહેવાય?' અંજની એકદમ યજ્ઞેશ તરફ જોઈ બોલી.

'ના. સબંધોના અને દરરોજની લાગણીઓના ધોરણ ઉપર પણ એ સંસ્કારનો આધાર છે.'

'એમ?' આંખો નચવતાં યજ્ઞેશ તરફ જોઇ અંજની હસી પડી. યજ્ઞેશે તે જોયું પણ તે કાંઇ બોલ્યો નહિ. ચૂપ રહ્યો. પોતે જે કાંઈ બધું બોલી ગયો તે બધું એને નકામું ગએલું લાગ્યું. સૌ ઊઠયા, ઘેર જવા.

❖

[ ૨૫ ]

ઘરની ચાવીઓ ગૌતમ પાસે નહોતી. તાળા કુંચીવાળાને બજારમાંથી બોલાવી લાવ્યો હતો. પાતળો, ઉંચો, માથે ઈસ્લામી ફેઝ કેપ, કુંચીઓના ઝુમખે ઝુમખાં બગલમાં થઈ બરડા ઉપર જઇ પડયા હતા. બીજી બાજુની પીઠ ઉપર લાકડાની પેટી. એમાં બધાં ઉપયોગી સાધનો—

એનાં તાળા કુંચીને કામના, એનો ચહેરો લાલઘુમ હતો. એના મુખમાં 
પાન હતું. એ પાન ખાય ત્યારે એના દાંત દેખાય. પાનની એને ટેવ પડી ગઇ હશે. એના દાંત કાળાશ પર આવી ગયા હતા.

'શેઠ આટલામાં કાંઈ વિશ્રાંતિ ગૃહ—ક્ષુધાશાંતિગૃહ છે?'

'શું કામ છે?' ગૌતમે પુછ્યું.

'કામ શરૂં કરૂં એ પહેલાં જરા ચાહ પીવી છે. સવારનો જમ્યો પણ નથી.'

'તું તાળું ખોલવા માંડ. હું ચાહ મંગાવું છું.' ગૌતમે કહ્યું.

તાળા કુંચીવાળાએ એની પેલી લાકડાની પેટી ખભા ઉપરથી નીચે ઉતારી, કુંચીઓના ઝુંમખાં પણ નીચે મૂક્યાં.

કોઈ જગ્યાએ ચાહ આપીને એક હોટલનો કોઈ ચાહવાળો કપ રકાબી ખખડાવતો ખખડાવતો ત્યાં થઇને જતો હતો. જોરથી એ કાચના કપ—રકાબી ખખડાવે—કેટલી બધી બેફીકરાઈ! ગૌતમે એને બોલાવ્યો. એને એણે એક કપ ઇસ્લામી ચાહ લાવવાનું કહ્યું.

અડધો કલાક થઈ ગયો હશે. મકાનના ઘણાખરાં બારણા ઉપરના તાળાંઓની બીજી ચાવીઓ ગૌતમે મેળવી લીધી. તાળા કુંચીઓવાળાને એની મજુરીના પૈસા આપ્યા. એ પછી સલામ કરીને ચાલ્યો ગયો.

ગૌતમ ઘરમાં આવ્યો. બારણા એણે ખાલી બંધ કર્યાં. બિછાનામાં જઇને એ પડ્યો. વિચારે ચઢ્યો.

થોડીવારે સુરેશ અને સુલોચના અહીં આવ્યા. એ બન્ને આવ્યાં ત્યારે ગૌતમની આંખો ભીંજાએલી હતી. ગૌતમે ભીનાશને લૂંછી કાઢી.

'અરે ગૌતમ! શું થયું છે? ઉભો થા. ઉભો થા.'

'મારી તબીયત ઠીક નથી. મને સુવા દે.'

'પણ શું થયું છે તને?'

'લે બસ! આ ઉભો થયો!' બીછાનામાં ગૌતમ બેઠો થયો.

'કચરો પણ હું વાળી નાખીશ. પાણી પણ હું ભરી લઇશ. અને મારાં પુરતું રાંધી પણ લઇશ. તમે શા માટે આવ્યાં છો?' સુલોચના તરફ જોતા ગૌતમ આગળ બોલવા લાગ્યો.

'ના. તમે જમજો મારે ત્યાં.' સુલોચના બોલી.

'વામનની તબિયત ઠીક નથી. તકલીફ પડશે, જવા દો. તમે અત્યારે ઘેર જાવ. કોઇ આવે. સુરેશ પાણી ભરી લાવશે અને હું કચરો

 વાળી નાખીશ.' ગૌતમ બોલ્યો. સુરેશના મુખ ઉપર જરા કરડાશ આવી ગઈ. તે કાંઈ બોલ્યો નહિ.

'કેમ બરાબર છે ને સુરેશ?' પછી સુરેશ તરફ જોતાં ગૌતમ બોલ્યો.

'સારું, એમ કરીશું ગૌતમ બરાબર કહે છે. ઘેર કોઈ નથી. તમે જાવ.' પરાણે સુરેશ બોલતો હોય તેમ એના મુખ ઉપરથી લાગ્યું.

'સારું તો હું જઉં છું. તમે બન્ને જણા જરૂર આવજો, ભૂલશો નહિ. મને કોઈ જ તકલીફ નહિ પડે. વામન, એમને પણ ઠીક લાગશે. જરૂર આવજો.' સુરેશ તરફ જોઇ હસીને સુલોચના ચાલી ગઈ.

સુલોચના ગઇ એટલે વળી સુરેશ બોલ્યો, 'ગૌતમ તને શું થયું છે હેં? કાલે તાલિમ વર્ગમાં ઉત્સાહભેર ગયો. આજે વળી ન ગયો. તું પણ ઠીક તરંગી છે. ભાઈ, હું બરાબર કહું છું તું અંજની સાથે...'

'બહુ થયું સુરેશ–તું પાણી ભરી લાવ જા. હું બધો કચરો વાળી નાખું છું.'

'ઠીક! જેવી મરજી. ન સાંભળવું હોય તો કાંઈ નહિ. અઠવાડિયા સુધી આપણે તારે ત્યાં છીયે, પછી વેકેશન પૂરી થાય છે. તારી બા આવી પહોંચશે પછી ઓછું જ કાંઇ મારે તારે ત્યાં રહેવાનું છે!' સુરેશ પાણીની ગોળી તરફ જતાં બોલ્યો.

ગૌતમ હસી પડ્યો. 'હું તને ક્યાં ના કહું છું. તું અહીં રોજને માટે રહે તો મને વળી ખૂબ ગમે–રહીશ?'

'જોઈશ–રહીશ–વળી–'

'ના. ના. રહેજે–'

'સારું.'

ગૌતમ પણ ઉઠ્યો. કેટલાય દિવસનો કચરો વાળવા. સ્વચ્છતા જાળવવા.

ગૌતમ સાંજે સુલોચનાને ત્યાં જમવા ગયો નહોતો. સુરેશ ત્યાં જમી આવીને ઘેર પાછો આવ્યો. સુરેશ આવ્યો કે તરત જ ગૌતમે એને પ્રશ્ન પૂછ્યો.–કે વામનને હવે કેમ છે?

'ઠીક છે! મને તો દર્દ કરતાં એનામાં મૂંઝવણ વધારે દેખાય છે?' સુરેશે કહ્યું.

'તાવ બિલકુલ નથી?'

'તાવ તો છે. પણ એ ચિંતન વધારે કર્યા કરતો હોય એમ લાગે છે.'

'આજે ડૉક્ટરે એની એ જ દવા આપી છે કે બદલી છે?' 

'મને કેમ આમ બધું પૂછવા માંડયું છે? તો પછી ત્યારે જ આવવું હતું ને.'

'પહેલાં નહોતું આવવું. મન નહોતું. મગજ ઠેકાણે નહોતું.'

'તો ચાલ ફરી જઈશું?' સુરેશે ઉત્સાહી બનતા પૂછ્યું.

'ના. હું જઈ આવું છું, તું બેસ.'

'સારું'

'આ નવલકથા પડી છે. વાંચજે.'

બિછાનામાં એક બાજુએ પડેલી નવલકથા બતલાવતાં સુરેશને ગૌતમે કહ્યું.

'સારું.' એ નવલકથાને ઉપાડતાં બિછાનામાં બેસતાં સુરેશ બોલ્યો.

ગૌતમ ઉભો થયો. અવ્યવસ્થિત વાળને આયનામાં જોઈ કાંસકી વડે વ્યવસ્થિત કરતાં તે બોલ્યો.

'મેં પાડોશીને કહેવડાવી દીધેલું છે. જો દૂધ લઈને કોઈ આપવા આવે તો લઈ લેજે.'

'સારું.' પોતાને સાથે જવાનું નહિ થવાથી તો સુરેશ આમ ટૂંકા જવાબ નહિ આપતો હોય ને? આરીસામાં જોતો ગૌતમ સ્હેજ હસી પડયો. એ પછી સુલુને ઘેર જવા ઉપડયો.

સુરેશે પેલી નવલકથા ઉપાડી વાંચવા ખુલ્લી કરી. અને એ બિછાનામાં સૂતો. માથું ઓશિકા ઉપર પડતાં એને ઓશિકા નીચે બીજું કોઈ પુસ્તક લાગ્યું. ઓશિકા નીચેનું એ પુસ્તક પણ બહાર કાઢયું. ફિલ્સુફીનું એ પુસ્તક હતું. ઉપરછલી નજરે એણે એ પુસ્તક વાંચવા માંડયું. પણ એને નહિ સમજાયું હોય-ફિલ્સુફી એને નહિ ગમી હોય, પુસ્તક એણે ધબ દઈને બંધ કર્યું. એ વખતે પુસ્તકમાંથી એક નોટ-પેપર અને એક કાર્ડ બહાર પડયાં. સુરેશે એ બન્ને ઉપાડયા. કાર્ડ એ (Post card) પોષ્ટ કાર્ડ હતું. એના ઉપર છાપ હતી ચિતોડગઢની. ગૌતમની માતા આવતી કાલે આવતી હતી. એ પત્ર ઉપરનું શરનામું પાડોશીના ઘરનું હતું. એ કાર્ડ એણે વાંચવા માંડયું. ગૌતમની માતાને તો ખબર પણ નહોતી કે ગૌતમ પાછો આવી ગયો છે.

સુરેશે પછી પેલા નોટનો કાગળ હાથમાં લીધો. પેન્સીલ વડે એમાં

 આડાઅવળા લીટા કરેલા હતા. એક બાજુએ વામન લખેલું હતું, તો બીજી તરફ અંજની—એક તરફ વળી નીરૂ.

'વાહ રે પ્રેમ ઘેલા!' એનાથી બોલાઇ જવાયું. વળી, એણે એ નોટ–પેપરને બીજી બાજુએ ફેરવ્યું, ત્યાં પણ એમ લખ્યું હતું.

એક તરફ યજ્ઞેશ. એની નીચે જ ગૌતમ–વચમાં જરા મોટા અક્ષરે અંજની...અને વળી અંજની શબ્દની નીચે પેન્સીલ વડે ભારપુર્વક લીટી પણ દોરલી હતી. એક લીટી નહિ, બે લીટીઓ હતી. એક જ લીટીમાં આગળ વળી નીરૂનું નામ પણ હતું. અને નીરૂ શબ્દની પાછળ પ્રશ્નાર્થ હતો. બહુ જ આછી રેખાએ નીરૂ શબ્દની પાસે ગૌતમે લખ્યું હતું, 'ગૌતમ'! જાણે આમાં કોઈ ગજબ રહસ્ય સમાએલું હોય તેમ ઝટ સુરેશ બિછાનામાં બેઠો થઇ ગયો. ઉપરથી એણે નીચે નજર નાખી. એક તરફ લખ્યું હતું વામન, એની નીચે... 'ઓત્તારી!' તે બોલી ઉઠ્યો. સુરેશ શબ્દ પણ ત્યાં લખાએલો હતો. અને એ શબ્દોથી સહેજ આગળ ઉપર જ્યાં અંજની શબ્દ લખાએલો હતો—તેની બરાબર નીચે સુલોચના શબ્દ હતો. છેલ્લે નીરૂના સ્થાનની નીચે મીના શબ્દ હતો.

'પણ વાહ! ઉપર તો નીરૂની નજીક આછી રેખાએ ગૌતમે પોતાનું નામ પણ લખ્યું છે. અને આ મીના પાસે...' એકદમ વિચારમાં પડી ગયેલો સુરેશનો ચહેરો બોલી ઉઠ્યો.

વળી છેક નીચે લખેલા શબ્દો ઉપર સુરેશની નજર પડી. બા શબ્દ લખેલો હતો અને એની સામે લખ્યું હતું 'દેવ મૂર્તિ' એની જ નીચે લખ્યું હતું 'કાકી–અંજની' અને છેક છેલ્લે 'અને વળી આ બાકી રહ્યા તે વર્તમાનપત્રવાળા ચંચળકાકી.' અને પછી સુરેશની નજરમાં બે ચાર આજુબાજુની લીટીઓ સિવાય બીજું કાંઇ ન દેખાયું.

જ્યાં જેમ હતો એમ એ નોટ–પેપર સુરેશે ફિલ્સુફીના પુસ્તકમાં મુકી દીધો. પેલું પોષ્ટકાર્ડ પણ એ પ્રમાણે જ મૂકયું.

નવલકથા એણે હાથમાં લીધી.. વાંચવાનો પ્રયત્ન કરવા લાગ્યો; પણ વંચાયું નહિ હોય. એ વિચારે ચઢયો.

થોડીવારે તે ગણગણી ઉઠયો— 'એમાં શું છે? ગૌતમ હમણાં આવશે એટલે એને હું પુછીશ. આ બધું શું ચિતર્યું છે?' છાતી ઉપર મુકી દીધેલી નવલકથાને લઇ એણે ફરી વાંચવા માંડી. પણ...ન જ

વંચાયું. નવલકથા બાજુ ઉપર મુકી દીધી. ફિલ્સુફીનું પેલું પુસ્તક લીધું. 
પેલી પેન્સીલથી ચિત્રાએલી રેખાઓ અને નામવાળો કાગળ ફરીથી એ જોવા લાગ્યો. નોટપેપરમાંથી એણે સહેજ માથું અદ્ધર કર્યું તો એની નજરે... બહુ ઉંચે નહિ એવી ભીંતે ચોટાડેલા છાજલીના એક ખુણામાંથી એકલું ડોકું આગળ રાખી એક ઉંદરડો સુરેશ તરફ ટગર ટગર જોયા કરતો હતો.

સુરેશ એકદમ હસી પડયો. એનું હાસ્ય અર્થસુચક હતું. અર્થ-સૂચક હાસ્યને કદાચ ઉંદરડો સમજી ગયો હશે—એ ભાગ્યો.

◆

સુલોચનાને ગૌતમ આવ્યો ત્યારે ત્યાં નીરૂ અને અંજની પણ આવેલાં હતાં. યજ્ઞેશને શોધવાં એણે આજુબાજુ જોયું પણ યજ્ઞેશ ન દેખાયો. એ વખતે નીરૂ પણ બોલી 'ભાઇ નથી આવ્યા.'

'સારુ.' વધારે ન બોલતાં ગૌતમ વામનના બિછાના નજીક જઇ બેઠો.

સામી તરફ સુલોચના બેઠી હતી. એણે ગૌતમ તરફ જોયું. તે બોલી, 'તમે કેમ જમવા ન આવ્યા? કયાં જમ્યા?'

'સવારમાં તો આવેલો.'

'હું તો અત્યારની વાત કરું છુ. હાથે બનાવીને તો નથી જમ્યાને.?'

'હાથે બનાવવાનો વિચાર હતો ખરો; પણ પછી તો માથું ખૂબ દુઃખતું હતું એટલે બિછાનામાં જ પડી રહ્યો હતો. વળી આજ મારી બાનું કાર્ડ પણ આવ્યું છે. તેઓ આવતી કાલે તો આ તરફ આવી પણ જશે.'

'કોણ બા કાલે આવવાના છે ?' અંજની આ બધું સાંભળતી હતી. તે ગંભીર લાગતી હતી. તેણે પૂછ્યું.

'હા.' ગૌતમે ટૂંકો જવાબ આપ્યો.

'તો હું અને નીરૂ સવારમાં...'

'લગભગ અગિયારેક વાગે આવશે? ગૌતમે અંજનીને અટ-કાવતાં કહ્યું.

'તો અમે બન્ને બારેક વાગ્યાના સૂમારે આવીશું.'

ઝડપથી વિચારી કંઈક નક્કી કરી નાખતાં અંજની બોલી.

'સારુ.'

 'તો કાલે અગિયાર વાગે તમે, તમારી બા બધા ક્યાં જમશો? સૌ અહીં જમજો.' સુલોચના બોલી.

'હું અને સુરેશ બન્ને છીએ-બન્ને બનાવી લઈશું.'

'તો તમે કાકીને ત્યાં જમોને' અંજની પણ બોલી.

'ના. ના. કોઈને ત્યાં જવાનો વિચાર નથી.'

'તો હું આવીને બનાવી આપું.' સુલોચના બોલી.

સુલોચના બોલી તે જ વખતે ગૌતમ અને અંજનીની આંખો ભેગી થઇ. અંજનીનો ચહેરો ફીક્કો લાગતો હતો.

'જાણે હવે અંજની ઉપર કોઇ હક્ક જ નથી. તું ક્યાં મોટા ઘરની બની ગઈ છે. અંજની? તું કેમ એમ ન બોલી કે હું આવીને બનાવી જઇશ? ભલે! તારી જાતે જ તું દિવસે દિવસે મારાથી દૂર થતી જ જાય છે. એ જ ઠીક છે.' ગૌતમના ચહેરામાંથી એણે આ મૂંગી વાણી સાંભળી.

'તમારો આભાર. અહીં પછી વામનની હાજરીમાં કોઇ ન રહે એ સારુ નહિ.' ગૌતમ બોલ્યો.

અંજનીને આ વખતે સહેજ હસવું આવ્યું. તે કાંઈ બોલી નહિ. નીરૂ તરફ તેણે જોયું. નીરૂ તો મૂંગા મૂંગા વિચારી રહી હતી. અને કોંક કોંક વખત ગૌતમ તરફ પણ જોતી હતી. નીરૂને આમ આવી ભાવ-ભૂખી જોઇને અંજની વધારે હસી. તેણે સુલોચના તરફ જોતાં કહ્યું.

'તો અમે જઇએ છીએ, કાલે કદાચ જરૂર આવીશું.' અંજનીને આમ બોલવું ઠીક લાગ્યું હશે તે બોલી.

'હજુ તમને આવે તો બહુ વખત પણ નથી થયો. ઠીક.'

'કેમ-અંજની. તારે તો આયા અને ડૉક્ટર બનવું છે. વામનની સેવા, ખરૂં પૂછે તો તારે ચોવીશે કલાક કરવી જોઇએ.' વામન તરફ જોતાં ગૌતમ બોલ્યો. વામનની આંખો સહેજ ખૂલી હતી.

અંજની પાછા પગલાં ભરતી એકદમ ઉભી રહી. એને જાણે ગૌતમ ચાબકો લગાવતો હોય તેમ લાગ્યું. ધીમેથી એણે એક નિશ્વાસ મૂકયો.

'ઊંહુ-એમને તકલીફ આપવાની જરૂર નથી.' અત્યારસુધી સાવ મૂંગો રહેલો વામન બોલ્યો.

'ના. ના. આ તો એમને સેવાઓ કરવાનો ખૂબ શોખ છે એટલે

કહું છું. તરંગી છે. તરંગી.' 

'હા. તરંગી છું બસ!' અંજની નીચે બેસતાં બોલી! સ્વમાન હણાતું હતું છતાંએ અંજનીને આમ નીચે બેસતી જોઇ નીરૂ કાંઇક ન સમજતી હોય-વિચારોમાં મૂંઝાતી હોય તેમ લાગ્યું.

'ના. તમારે ખાસ કામ હોય તો તમે જાવ. કાલે તમે આવવાના છો ને, પછી શું છે? કાંઈ ઓછી જ બહુ ગંભીર માંદગી છે.' સુલોચનાએ અંજનીને કહ્યું.

'ના હું બેસું છું.' તે બોલી. એની આંખો સહેજ ભીંજાએલી હતી. ગૌતમે એ આંખો જોઈ. તે સહેજ હસ્યો. તે બોલ્યો. 'ના. ના. જવું હોય તો જાવ. હું તો અમસ્તો બોલું છું.'

'ના હું બેસું છું. નીરૂ તમારે ઘેર જવું હોય તો જાય! હું હવે તો સવારમાં જ આવીશ!'

'અરે! પણ હું તમને લગારે તકલીફ આપવા માંગતો નથી. તમે જાવ. મને કાંઈ જ નથી થયું. મને મટી જવાનું છે. તમે જાવ. કાંઇ જરૂર નથી.' વામન હસી પડતાં બોલ્યો.

ગૌતમ આ જોતો હતો. તેણે અર્થસૂચક દૃષ્ટિએ અંજની તરફ જોયું, અંજની એ દૃષ્ટિને પણ સમજી ગઈ. કોઇ કાંઈ બોલે એટલામાં આ વખતે ગૌતમ બોલ્યો.

'તો બધાં ય કરતાં એક સરસ રસ્તો છે. વામનને હોસ્પીટલમાં લઈ જઇએ.'

'પણ મારી તબિયત બહુ ખરાબ નથી. તમારે બધાંને જવું હોય તો જાવ. સુલુ છે. સુલુ અહીં બેસશે. બીજા કોઇને તકલીફ લેવાની જરૂર નથી. હોસ્પીટલ...સારું. પણ સુલુ તારે ત્યાં આવવાનું.' અત્યારસુધી ખૂબ સાવધાનીપુર્વક જાણે મૂંગો રહેલો હોય તેમ હવે એકદમ વામન બોલવા લાગ્યો.

સુલોચનાની આંખો સહેજ ભીંજાઈ ગઇ. એને એક ધીમી ધ્રુજારી આવી ગઈ. ગૌતમે તે દીઠી. એણે પાછળ નજર કરી. નીરૂ ત્યાં ઉભી હતી. પોતાના તરફ નીરૂની નજર હતી. બન્નેની નજર મળી. ને નીરૂ હસી પડી. પણ ગૌતમ ગંભીર હતો. નીરૂ સિવાય બીજું કોઇ નહોતું. ગૌતમ જાતે ઉભો થયો. તમે બધાં બેસજો હું ગાડી લઇ આવું.

વામન એને જતો જોઈ રહ્યો. એણે આંખો મીચી. વળી એ ચૂપ-

 ચાપ પડયો. સુલોચનાએ એકદમ ડોકું ફેરવી લીધું. એ રડી પડી. ધ્રુસકે ને ધ્રુસકે અંજની એની પાસે આવી. નીરૂ પણ એકદમ ગંભીર બની ગઈ.

વામન ઝબકીને જાગ્યો. 'સુલુ—સુલુ, સુલુ, શું થયું? કેમ રડે છે? તમે ખસી જાવ. હું એને છાની રાખું. સુલુએ નહિ રડવું જોઇએ. સુલુ.'

અંજની ધીમેથી બોલી. 'જુઓ. વામન ઉપર વધારે ખરાબ અસર થાય છે.'

એકદમ સુલોચના રડતી બંધ થઇ ગઈ, તેણે વામન તરફ જોઈ સહેજ હસતાં હસતાં કહ્યું.

'કાંઇ નથી.'

'તો ઢોંગ કર્યો'તો?'

'હા.' ઉદાસ અને વળી કંઈક લાગતી સુલોચના બોલી. એની આંખો તો હજુએ સહેજ ભીંજાએલ હતી.

'એમ.' વામન ફરી બિછાનામાં પડયો. નીરૂ હવે બેસી ગઇ હતી.

'તમે તો ખૂબ સહન કરેલું છે. તમે કેમ હિંમત નથી રાખી શકતાં? મને તો અજાયબી લાગે છે!' અંજની બોલી, પણ સુલોચનાએ કાંઇ જવાબ ન આપ્યો. તે ચૂપ રહી. શાંત હતી.

સુલોચનાની એવી શાંતિને વિચારતી વિચારતી અંજની અર્થ કરતી હતી. 'એને કદાચ વામન તરફ મા જેવો પ્રેમ તો નહિ હોય ને?' તેણે ફરી કંઈક અર્થમય દૃષ્ટિ વડે સુલોચના તરફ જોયું. એના વિચારમાં અંજની મક્કમ બની. સૌની આવી ગંભીરતાએ નીરૂને પણ ગંભીર બનાવી મૂકી હતી. અને પેલો સુધીર? હજુએ એ અહીં આ ઘરમાં હતો. સુલોચનાની બાજુમાં એ ઉંઘી ગયો હતો. સવારનો એ એની બાને કહીને આવ્યો હતો. 'સુલુ બેને કહ્યું છે, હું સુલુબેનને ત્યાં જ જઇશ—ને ત્યાં જ હમણાં રહીશ.'

અંજનીની નજર સુધીર તરફ વળી. પછી ફરી પાછું એણે સુલોચના તરફ જોયું. એના વિચારમાં એ સહેજ ડગતી હોય એમ લાગ્યું. સુલોચના આ વખતે વામન તરફ જ જોઈ રહી હતી. સુલોચનાની વામનને જોવાની દૃષ્ટિને અંજની નીરખતી હતી. એના વિચારની મક્કમતામાં એ ફરી તે વિચારે ચઢી. 'વામન જેવા દર્દી તરફ તો એને દયા નહિ આવતી હોય ને?

પણ એને કાંઇ સમજાયું નહિ. પેલો સુધીર એક બાજુ પડખું 
ફેરવતો હતો. એ તરફ એણે જોયું. સુલોચનાએ પણ એ તરફ જોયું. સુલોચના અને અંજનીની આંખો મળી, સુલોચના ધીમું હસી ગઇ. પણ અંજની તો સુલોચનાની લાગણીઓના જુદા જુદા ભાવોને સમજવા મથતી હતી, તે ન હસી. ગંભીર રહી. અને સુલોચનાના એ હાસ્ય—એ ધીમા હાસ્યમાંથી વળી એણે કંઇક નિર્ણય કર્યો. થોડીવારે પછીથી એ હસી. સુલોચના તરફ જોઇને મનમાં એ વિચારી ગઇ. 'એની દૃષ્ટિમાં સમભાવ–સૌ તરફ સરખી લાગણી બતલાવવાનો સ્વભાવ છે.' આમ અંજની હવે હસતી જોઈ સુલોચનાને સહેજ કંઇ ન સમજાયું. એ હસી નહિ. તેમ ગંભીર પણ ન બની. અંજની તરફ સહેજ તાકી રહી. અંજની વધારે જોરથી હસી. પણ સુલોચના ગંભીર રહી. નીરૂ તો અડગ હતી. એને તો આમાં કાંઇ સમજ ન પડતી હોય તેમ લાગતું. અંજનીએ નીરૂ તરફ જોયું. એ વખતે પણ એના મુખ ઉપર એવી જ હાસ્ય રેખાઓ હતી. જાણે કે વિજયની કોઇ રેખાઓ ન હોય. સુલોચનાએ હવે નીરૂ તરફ જોયું. એ પછી? સુલોચનાએ અંજનીના હાસ્યનો અવળો અર્થ કરી નાંખ્યો. નીરૂની મૂંગી ગંભીરતા–કંઇક અંશે મૂર્ખતા એ અંજનીના હાસ્યનું કારણ છે એમ તે સમજી. નીરૂ તો બેબાકળી બની ગઇ. એને તો જરાએ કાંઇ ન સમજાયું. એ વામનને જોવા લાગી.

થોડીવારે સૌ ફરી ગંભીર બની ગયા. ફાનસનો દીવો પણ સૌની સાથે ગંભીર બનતો હોય તેમ સહેજ ઝાંખો બન્યો.

'કેરોસીન ખૂટયું.' સુલોચના બોલી.

'પણ હમણાં ગાડી આવશે. નકામું કેરોસીન પુરવાની તકલીફ ન લેશો.' અંજની બોલી.

'એમ તે કાંઇ ચાલે?' તે ઉભી થઇ. એના એ કામે લાગી.

'તમે એકલાં કાલે સવારે ગૌતમને ત્યાં જશો?' નીરૂ તરફ જોતાં અંજની બોલી.

નીરૂ કાંઈ સમજી નહિ. તે બોલી 'શું કામ?'

'તમે કહેજોને કે મને અંજનીએ મોકલી છે.'

કંઇ સમજાતું નહોતું, છતાંયે નીરૂ સહેજ હસી. તેણે કહ્યું. 'સારૂ જઇશ.'

 'આભાર! જાણે હોં કે.' ફરી અંજની હસતાં બોલી.

ફરી નીરૂએ પણ એ હાસ્યને એને સમજાયું એ રીતે સમજતાં કહ્યું–' સારું.'

[ ૨૬ ]

સાંજે સૌ જમી રહ્યાં ત્યારે મામુ સિનેમા જોવા જવાની વાત કરતા હતા. વિચારોમાં અને મામુની વાતોને સાંભળવામાં ગુંચવાએલો યજ્ઞેશ મામુના શબ્દો સાંભળી મામુ તરફ જોઈ બોલ્યો.

'નથી નીરૂ કે નથી અંજની, ફરવા જવાનું કહી તેઓ ઊપડી ગયાં છે. એ બધાં આવે ત્યારે ને.'

'તારી ઇચ્છા હોય તો ચાલને. કોઇ નહિ તો આપણે બન્ને.' મનહરમામાએ કહ્યું.

'એ વાત તો ઠીક. પણ મામા મારે એક વાત કહેવાની છે. વિવાહ તો થઇ ગયો. પણ હમણાં બને ત્યાં સુધી લગ્નની કોઇ વાત ન છેડશો. ડગમગતું અંજનીનું મન સ્થીર બનવાની જરૂર છે.'

'મને કાંઈ સમજાયું નહિ, તું શું કહે છે.'

'હજુ સુધી તમે અંજનીના મનની અવ્યવસ્થાને સમજી શક્યા નથી?' મામાના અજ્ઞાન ઉપર હસતાં યજ્ઞેશ બોલ્યો.

જુદા જુદા વખતે અંજનીની માનસિક અસ્થિરતાનો પોતે કેવો જુદો જુદો અર્થ કર્યો હતો. એના વિચાર પર મામા હવે મુસ્તાક બનવા લાગ્યા.

'અંજની પણ ચાલાક તો ખરી જ. સામાના દૃષ્ટિકોણને પારખીને વર્તન ચલાવતી જબરી લાગે છે. આયા બનવાની વાતો–ડૉક્ટર બનવાની વાતો–કાશ્મીર જવાની વાતો–પુસ્તકો વાંચવાની વાતો...હવે શી વાર! ઝટ પકડી પાડીશ એનું માનસ ક્યાં છે. એ કાકીની દેખરેખમાં પણ કદાચ કાકીને પણ બેવકૂફ બનાવી ગઈ હોય તો એમાં કાંઈ નવાઈ નથી.'

વિચારે ચઢેલા મામુ તરફ યજ્ઞેશ જોઈ રહ્યો હતો, તે બોલ્યો, 'કેમ વિચારે ચઢ્યા છો, મામા?'

'ત્યારે અંજનીના આ આયા બનવાના અને ડૉક્ટર થવાની વાતોના તુક્કા ગપગોળા જ ને? બડી જબરી.'

'ના, ના, એ વાત તો સાચી છે મામા. એનું મન ક્યાં છે એ બધું પણ હું જાણું છું. પણ હમણાંથી વળી એ કંઈક મક્કમ બની ગઈ છે. કોઈની પણ સાથે લગ્ન નહિ કરવાની એ વાત કરે છે.'

'એમ! તો જો એને ડૉક્ટર બનવાનું મન હોય તો આપણે એને સગવડતા કરી આપીએ.'

'ઠીક.'

'અને તેં પણ ક્યાં ભૂલ નથી કરી? મીના સાથે તેં લગ્ન કેમ ન કર્યાં? તારા અને એના વિચારોમાં મળતાપણું નહોતું?'

'એની વાતને જવા દો મામા. એ તો ખૂબ આઝાદ છે!'

'આઝાદ, તો તું નથી?'

'આઝાદ હોય એથી શું? સંસ્કારની ભૂમિકા તો હોવી જોઈએ ને? સંસ્કાર વગરની એની આઝાદી એના જીવનને મૂંઝવી નાખશે મૂંઝવી, મામા.'

'પણ એને તો તેં જ મૂંઝવી નાખી છે, યજ્ઞેશ. તું રખે માનતો કે હું કાંઈ જાણતો નથી. મીનાએ મને પણ પત્રો લખ્યા છે. પત્ર નહિ, પત્રો!'

'એમ! ઠીક! પણ એથી મીના કાંઈ સફળ નથી થવાની. મેં એને સ્પષ્ટ જ લખી નાખ્યું છે, હું હમણાં લગ્ન કરવા ઇચ્છતો નથી.'

'તારો પણ હું તો આમાં વાંક દેખું છું! એનામાં જો તને સંસ્કાર ન દેખાતાં હોય તો તારે એનામાં સંસ્કાર રેડવા જોઈએ.'

'તો હું એને ક્યાં સંસ્કાર નથી આપતો?'

'તેં શું આપ્યું? એને બિચારીને તેં મૂંઝવી નાખી છે. એને કોઈ માર્ગ નથી રહ્યો.'

'એ બધું એ ખોટું લખે છે. ઉપજાવી કાઢેલું લખે છે. મીના કદાપી આટલી હદ સુધી લાગણીવશ રહી શકે જ નહિ! જાણો છો એ આઝાદ છે. એક વ્યક્તિ એને ન ભણકારે–તિરસ્કારે તો મીના એને સાત વખત ન ભણકારે, દસ વખત તિરસ્કારે!'

'તો પણ તું એમ શાથી કહે છે કે આ બધું એ બનાવટી લખે છે.'

'એને મારી સાથે લગ્ન કરવા છે, મામા!'

'અને તું એને ના પાડે છે એમ!'

 'ના પણ પાડું છું, અને મારા જુદા જુદા વિચારો પણ દર્શાવું છું. વચ્ચે એવી રીતે એ પકડાઈ ગઈ! મારા વિચારો એને ગમતા હતા. એ જ એના વિચારો હતા. પણ પત્રમાં એ લખ્યા કરે–તમારા એક પણ સંસ્કારને દર્શાવતા વિચારો મને પસંદ નથી. મારી માગણી છે અને એ પણ લગ્નની. તમને હું છોડવાની નથી.'

'આ તો મઝાનું થયું કહેવાય! બિચારીનું દીલ તું વલોવ્યા કરે છે!'

'ના, મામા, એના દીલને હું સંસ્કારી...'

'બનાવ્યા—! મીનાને વળી તું શું સંસ્કારી બનાવી શકવાનો હતો. એક વખત વચન આપીને તું ફરી ગયો છે. એક વખત એના દીલને શાંતિ આપીને તું હસી રહ્યો છે. એક વખત એના હૈયાની સાથે તેં હૈયું પણ મીલાવ્યું છે, યાદ છે ને?' મામા એકદમ ઊકળી ઊઠયા.

'કોઈક કોઈક વખત રૂઢિ–વિચારમાં મુસ્તાક બની જતા આ મામા! તો પછી મારો વિવાહ એમણે શા માટે થવા દીધો? મીનાને ક્યારે મેં વચન આપ્યું છે? મીનાને ક્યારે મેં શાંતિ આપી છે? મીનાના દિલ સાથે મેં ક્યારે ચુંબન કર્યું છે! મીના, ઠીક છે. ચલાવ, તારી અક્કલ, હું પણ હજુએ સ્થીર છું. તારાં દંભને તું નહિ મૂકે, તારી ભૂલોને તું નહિ કબૂલે ત્યાં સુધી હું તારી સાથે બોલીશ પણ નહિ. યાદ રાખજે તારા સામું પણ નહિ જોઉં.'

મક્કમ યજ્ઞેશે મામાના તરફ જોયું. સખ્તાઈ સાથે તે સહેજ હસ્યો.

તિરસ્કાર દર્શાવતાં મામા બોલ્યા, 'શું હસે છે યજ્ઞેશ! મને પહેલેથી મીનાએ આ વાત જણાવી હોત તો તારો વિવાહ પણ ન થવા દેત.'

'મીનાએ તમને પત્રો ક્યારે લખ્યા?' મામાના શબ્દોની જાણે પોતાને કોઈ પરવા ન હોય તેમ યજ્ઞેશ બોલ્યો.

'લખ્યા છે. તારે શું છે? સારું છે કે અંજની તારી સાથે પણ લગ્ન કરવાની ના પાડે છે. નહિતર...'

મામાને અધવચમાં અટકાવી દેતાં યજ્ઞેશ ઊભો થયો. તે બોલ્યો, 'ચાલો મામા સિનેમા જોવા.'

'આ સિનેમા જ છે ને! સિનેમામાં પણ હું તને આજ કહેવાનો હતો. એકલો મને તું મળે ત્યારે કંઈક કહી શકું ને.'

'ઠીક ઠીક, ચાલો સિનેમા જોવા તો ચાલો. અને મામા નીરૂ પર 
પણ જરા નજર તો રાખતા રહેજો હોં કે.' ઝટ યજ્ઞેશ ધીમેથી બોલી બાજુના ખંડ તરફ સળકી ગયો.

'પણ નીરૂ ઉપર શી નજર રાખવાની હતી?' સળવળતા સળવળતા મામા બોલ્યા.

'ના, નીરૂ ઉતાવળે પગલું બહુ જલ્દીથી ભરે છે. એ કાંઈક... તમે નજર તો રાખતા રહેજો, બીજું શું.'

'એ બધું ગમે તેમ હોય, મારે તો હવે તને કંઈક કહેવાની જરૂર છે.'

મામાને આગળ બોલતાં અટકાવી યજ્ઞેશે કહેવા માંડયું. 'એ બધું મીનાને કહીશ. આજે જ હું મીનાને પત્ર લખીશ. એમાં એને કહીશ મારી બાબતનો એક પણ શબ્દ તારે બીજા કોઇને કહેવો નહિ.'

'ભલે! તું એને દબાવીશ એમને? કાંઈ નહિ જેવી તારી બુદ્ધિ. નહોતો માનતો કે તું મારું પણ નહિ માને.' મામા ધીમા પડી નિરાશ થતાં બોલ્યા.

'વખત આવે જરૂર માનીશ મામા. ચાલો નહિતર પછી મોડું થશે.'

'મીના અહીં ક્યારે આવવાની છે?'

'બે એક દિવસમાં કેમ?'

'તો પછી તારે પત્ર લખવાની શી જરૂર છે?'

'નહિ લખું—તમને દયા આવી ગઈ નહિ?'

'એ અહીં આવે એટલે મને જણાવજે. આપણે બન્ને એને મળીશું.'

'જરૂર, બનતા સુધી વળી કાલે એનો પત્ર આવશે, કહેશે કે હું આજકાલમાં આવું છું.'

છેલ્લે છેલ્લે પણ આટલી વાતચીત કર્યા પછી મામા ઉઠયા. તૈયાર થયા, સિનેમા જોવા જવા.

❖

બા ચિતોડગઢથી આવી ગયાં હતાં. ઘેર આવ્યાં ત્યારે એમણે એકલા સુરેશને જ જોયો. એકલા સુરેશને જોઇને તેમણે પ્રશ્ન પૂછયો, 'તો ગૌતમ ક્યાં છે? કાકીને ત્યાં ગયો છે?' કાકી શબ્દની પાછળ બાને અંજની પણ દેખાતી હશે? સુરેશ ચાહના પ્યાલા રકાબીને ધોતો

 હતો. તે બોલ્યો. 'ગૌતમ હોસ્પીટલમાં ગયો છે. પેલો વામન છે ને, એની તબિયત ઘણી જ ખરાબ થઈ ગઇ છે. વામન અમારી સાથે જ કાશ્મીર આવ્યો હતો. ત્યાં એ ડૂબતા બચ્યો છે.'

'તે, એને શું થયું છે?' બાએ મજુરને એક તરફ સામાન મૂકવાનું કહી સુરેશની વાત સાંભળી પૂછ્યું.

'દર્દ વધી જાય તો ગાંડપણ જેવું જ કંઈ. એના મન ઉપરથી એ વખતનું ચિત્ર દૂર નથી થતું.'

'ઠીક.' અગિયાર વાગી ગયા હતા છતાંયે હજુ સુરેશ સવારના ચાહના પ્યાલા રકાબી ધોતો હતો. એ જોઈ બા હસ્યા. સુરેશ બાના હાસ્યને સમજી ગયો. તે બોલ્યો. 'પેલાં નીરૂ બહેન રાંધવાં આવવાના હતા. કેમ જાણે શું થયું હશે. હજુ સુધી નથી આવેલ.'

'નીરૂ કે અંજની?' સુરેશની કદાચ ભૂલ થતી હશે એમ માનતાં, સહેજ આશ્ચર્ય બતલાવતાં બા બોલ્યાં.

'અંજની નહિ, નીરૂ.' સુરેશ એ સમજતાં બોલ્યો.

'નીરૂ અહીં રાંધવા આવવાની હતી.' એકસામટા ઘણાય વિચારોમાં થઇ એક અંત ઉપર આવતાં બા ધીમેથી બોલ્યા.

પણ આ વખતે બારણા તરફ સુરેશની નજર ગઈ. નીરૂ ત્યાં ઊભી હતી. પોતાને એ સદાય ગંભીર જ દેખાતી. અત્યારે પણ સાવ ગંભીર હતી. એના પગે પાટો બાંધેલો હતો.

'બા ક્યારે—હમણાં જ આવ્યાં?' બાની નજર પણ પોતાના તરફ વળતી દેખી નીરૂએ પૂછ્યું.

'હા.' બાએ જવાબ આપ્યો. બાની નજર પણ નીરૂના પગ તરફ વળી હતી.

બહાર કોઇ ઘોડાગાડીવાળો ઊભો હશે. પાછળ જોતાં નીરૂ બોલી. 'તારે જવું હોય તો જા હવે.' અને બહાર ઊભેલો ઘોડાગાડીવાળો કાંઇ બોલ્યા વગર ચૂપચાપ ચાલ્યો ગયો. નીરૂ ધીમે ધીમે અંદર આવી.

'શું વાગેલું છે? આવું હતું તો શા માટે આવી?'

'એમાં શું? કાંઇ નહિ!' સહેજ હસતાં નીરૂ બોલી.

'કાચ વાગ્યો છે?' સાધારણ—સામાન્ય, અનુમાન કરતાં બાએ પૂછ્યું. બાની નજીક નીરૂ આવીને બેઠી હતી. સુરેશ નીરૂને તીણી—ઝીણી

નજરથી જોતો હતો, એના હૈયામાં શું હશે એ જોવા મથતો હોય તેમ 
લાગ્યું. અચાનક નીરૂની નજર સુરેશ તરફ ગઇ. સુરેશ છતાંયે સ્વસ્થ ન બન્યો. એવી જ રીતે એને જોઈ રહ્યો.

નીરૂ કાંઇ ન સમજી. નીચી નજરે ચૂપચાપ તે બોલવા લાગી. 'ઘેરથી નીકળી હતી. ચંપલ પણ પહેર્યાં હતા. જરા ઉતાવળાં પગલાં ભરવા લાગી. ચંપલની પટ્ટી તૂટી ગઈ. પછી તો ચાલતાં ન ફાવ્યું. પાસે રુમાલ હતો. રુમાલે ચંપલ બાંધી લેવાનો વિચાર આવ્યો. પણ પછી વળી એમ થયું કે ઝટ ચાલી નાખવું. ટ્રામ પકડી લઇશ. એવા વિચારે ચંપલની પટ્ટીને દાબમાં લીધી. એક જગ્યાએ ચંપલ વળી ગઈ. પડતાં પડતાં બચી ગઈ. ધારવાળો પત્થર પડયો હતો–સ્હેજ વાગી ગયો. એટલામાં વળી ફરવા ગએલા મામા સામા મળી ગયા. મને લંગડાતી ચાલતાં જોઇ ગયાં. એમની સાથે હું પાછી ઘેર ગઈ. બધી દવાઓ વિગેરે મામા રાખે છે...'

નીરૂ આગળ કહેત પણ બા વચ્ચે બોલ્યાં. 'તો નાહક નહોતું આવવું. મામાએ પછી ભલી રાંધવા માટે આવવા દીધી.'

'આવું તો છું.' શું જવાબ આપવો તે નહિ સમજાયું હોય. અસ્પષ્ટ રીતે નીરૂ બોલી.

બા ક્યારના નીરૂના પગ તરફ જોતાં હતા. પછી કંઈક યાદ આવતાં એકાએક નીરૂના મુખ તરફ જોયું. એ મુખ ઉપર પહેલી નજરે ઉદાસીનતા જણાઈ. જરા ઝીણી નજરે ગંભીરતા દેખાઈ. અને છતાંયે બા હજુ નીરૂના મુખ તરફ જોતાં હતાં. તેઓ હસી પડયાં. ઉંડે ઉંડે–નીરૂના છેક હૈયામાં જાણે કોઇ ઉત્સાહ–હોંશ, ઉછાળા મારી રહી હોય તેમ એમને લાગ્યું.

નીરૂને બાનું આ વર્તન જરાએ ન સમજાયું. ગમ્યું પણ નહિ હોય.

'મને ચિતોડગઢમાં મીના મળી હતી! એ કાલે આવશે.' ઝીણવટભરી નજરને સામાન્યતામાં મુકતાં બા બોલ્યાં.

નીરૂ જરાક ચમકી. બા નીરૂને કોઈ અસાધારણ વ્યક્તિ હોય તેમ લાગ્યું. તે બા તરફ આશ્ચર્યથી જોવા લાગી.

એકાએક આ વખતે સુરેશના હાથમાંથી કાચની રકાબી જમીન ઉપર પડી જતાં–રકાબીના કકડા થઈ જતો અવાજ સંભળાયો. બાની

૧૮૨ અને નીરૂની નજર એ તરફ વળી. બા સહેજ હસ્યાં. મીના વિષેનું અધૂરું રહેલું વાક્ય તેઓએ પુરું કર્યું. 'એમણે મને કહ્યું હતું કે યજ્ઞેશ કે નીરૂ મળે તો કહેજો, હું કાલે આવીશ.'

નીરૂએ હવે છાતી ઉપર હાથ મુક્યો. પણ વળી? એ ક્યાંક ઉંડે ગુંચવાડામાં પડી ગઈ. બા નીરૂ તરફ જોઈ નીરૂના મુખ ઉપરના ભાવમાંથી કંઈક જુદું જ નક્કી કરતાં હસતાં હતા.

કંઈક કામ હશે, તેઓ ઉઠતા હતા. ઉઠતા ઉઠતાં તેઓ બોલ્યા. 'ગૌતમ પણ આઝાદ છે.'

નીરૂને આ ન સમજાયું. બીજો ગુંચવાડો જાણે દોડતો આવતો હોય તેમ એને લાગ્યું. વિચારો વચ્ચે એ દબાઈ ગઈ. એણે માથું પણ હલાવી મૂક્યું! બાની પીઠ તરફ એ જોતી હતી. એ સફેદ ઝગમગતા વસ્ત્રોમાંથી પણ એને બાનુ વ્યક્તિત્વ—બાનું તેજ, બાની દિવ્યતા આવતી દેખાઈ. આ વખતે પણ એણે માથું હલાવ્યું. પણ મુંઝવણમાં હોય એવી રીતે નહિ. બાની દિવ્યતાની સામે જાણે બાથ ભીડવાની હોય તેવી રીતે! બાના વ્યક્તિત્વને જાણે સ્વીકારતી ન હોય એવી રીતે!

અને એટલામાં તો બાજુના મકાનમાંથી સંગીતનો અવાજ આવતો સંભળાયો. કોઇ સ્ત્રી ગાતી હતી. અવાજ પણ સુંદર હતો. પણ કંઈક કરુણ હતો. ગગનમાંથી ગાતી હોય તેમ લાગતું હતું.

'કેવી લહરી દીલ મહી—હતી કહે.!'

અને નીરૂ સહેજ ધ્રુજી ગઈ.

એણે એકદમ એની આંખોને બંધ કરી દીધી. પાછળ ભીંત હતી ત્યાં મસ્તક મુકયું. બંધ નયને પણ તે ઉંચે ઉંચે જોવા લાગી. દૂરથી બાએ એ જોયું. સુરેશ પણ કંઈક કામે બહાર જતો હતો. નીરૂ પાસે થઇને પસાર થયો. નીરૂની આંખમાંથી બે જલબિંદુઓ આવતાં હતાં. નીરૂએ આંખની પાંપણો હલાવી એને નીચે સરકાવી દીધાં.

સુરેશ તો દીંગ બની ગયો હતો. અને આ સ્થાનમાં કંઈક સમજાય એવી છતાંયે વિચિત્ર ભવ્યતા સ્પર્શી રહી હતી. અને એ વાતાવરણમાંથી ઉત્પન્ન થઈ સ્પર્શી રહેલી ભાવના એ જ આ સ્થાનની સુગંધ હોય એમ એને લાગ્યું...પણ તે... વાતાવરણની માફક જ અસ્પષ્ટ રીતે.

❖

ગઈ કાલની ગૌતમની તબિયત ઠીક તો નહોતી જ. એને સહેજ સાજ તાવ આવતો હતો. માથુ પણ દુઃખતું હતું. બારેક વાગ્યા હશે. હોસ્પીટલેથી તે ઘર તરફ જવા નીકળતો હતો. અંજની અને સુલોચના તે વખતે વામનની પાસે હતા.

'હું હમણા જમીને આવું છું. ટીફીન–બોક્ષમાં હું તમારા માટે પણ લેતો લાવીશ.'

સૌ ગંભીર હતા. કંઈક ઉદાસ પણ હતા. જવાબ ન મળ્યો.

ગૌતમને જવાબની જરૂર પણ નહોતી. તે રસ્તા ઉપર આવી ગયો. ઘોડાગાડી ભાડે કરી ઘર તરફ ઉપડયો.

કેટલાંક મોટી ઉમરના ભાઈ–બહેનોને ઘોડાગાડી કે મોટર–ગાડીમાં બેઠાં બેઠાં પણ છેવટે બહારની હવા લેવાના બહાને પણ બહારના અતિ–અદ્‌ભૂત દશ્યો જોવાની ખાસ ટેવ હોય છે. ગૌતમ પણ રસ્તા તરફ જોતો હતો– પણ એ તો કંઈક વિચારમાં હોય એમ જણાતું હતું.

'બા આવ્યા હશે, કેવી મૂર્તિ !' સહેજ ફેરફાર ગૌતમના મુખ ઉપર આવી ગયો. સૌથી દૂર બની ગૌતમ વિચારતો હોય તેમ લાગ્યું.

'માનો કે કદાચ હું નીરૂ સાથે લગ્ન કરું તો તો અંજનીને દુઃખ થાય કે નહિ? અંજનીને ઈર્ષા આવે કે નહિ? પણ અંજની જ કહેતી હતી કે હું નીરૂ અપાવીશ! અંજની અદ્‌ભૂત છે ખરી? એ ત્યાગી લાગે છે !'

ગાડીમાં જ ગૌતમ હસી પડયો.

'ત્યાગમૂર્તિનું સ્વરુપ તો જુદું હોય ગૌતમ! વધારે વ્યક્તિત્વ દેખાયું ત્યાં એ...અંહ... એમ કેમ કહી શકાય? એની લાગણીઓ તો જુદા જ પ્રકારની લાગે છે એની ઊર્મિઓ યજ્ઞેશ અને ગૌતમ વચ્ચે ઝોલા ખાતી તો નહિ હોય? અંજની પણ કંઈક તો વિચારતી હશે. પણ હા! એનો નિર્ણય તો ડૉક્ટર બનવાના છે. પણ એનામાં ડૉક્ટર બનવા માટેનો સ્થાયી ઉત્સાહ કયાં છે? એ કદાચ લગ્ન કરી લે તો એને સ્થાયી ઉત્સાહ મળી જાય. હવે તો હું જ કહીશ, 'અંજની તું યજ્ઞેશ સાથે લગ્ન કરી નાંખને!' એ કદાચ એને આશ્ચર્યથી જોશે. પણ હું કહીશ–મને એ ગમશે!'

 બીજી તરફના રસ્તા તરફ ગૌતમે નજર ફેરવી.

અને પેલી બિચારી સુલોચના! પણ એને બિચારી કહી શકાય ખરી? એ કેવી મજબુત હૈયાની દેખાય છે? એ વામનની લાગણીઓને સાચવવા કેટલીક વખત પ્રેમનો દંભ કરે છે. ગજબ! પણ ના. ના. ના. એ દંભની જરુરીઆત શા માટે? પહેલેથી જ ક્રાંતિકારી બની હોત તો? પણ માનવ–માનસે આઘાતો અનુભવ્યા ન હોય ત્યાં સુધી એનામાં ક્રાન્તિ ક્યાંથી આવે? સિવાય કે એ એવા ક્રાન્તિવાદી વાતાવરણમાં ઉછરેલ હોય. સુલોચના તો કહેતી હતી, પોતાનું કુટુંબ તો સામાન્ય છે. વિચારો વર્તન અને મૂડીમાં.'

'અને મેં સુરેશ તરફનું એનું વર્તન જાણવા એના કુંટુંબની વાત કરતી હતી તે વખતે...એને તો જાણે કોઈની અતિશય પરવા જ નથી. મને પણ કેવી વિચિત્ર રીતે જવાબ આપ્યો. પણ મેં જ ભૂલ કરી એવી અંગત બાબતમાં...પણ જે જાહેરમાં કંઈક અંશે સ્પષ્ટ લાગે છે એને અંગત કહી શકાય ખરું? જવાબ નહિ આપવો એ તો એક પ્રકારની ઉચ્છ્રંખલતા જ ને? પણ એનું મુખ તો એવું લાગે છે કે જાણે એનામાં ઉચ્છ્રંખલતાનો અંશ પણ નથી. એના વાક્યે વાક્યે જાણે એ સત્યને ઉચ્ચારે છે એમ લાગે છે. કાંઈ નહિ. અને વામન?'

'એ સુકલકડી કાયાને મજબૂત દેહ–મનોબળ વાળી બનાવવા જ જાણે મારો ઉત્સાહ વધી પડ્યો. સિંહાના વર્ગમાં દોડાદોડ કરી મૂકી. ના. ના–વર્ગમાં તો જઈશ. વામનને કંઈ થાય તો...એહ–વામનને જ હું મજબૂત બનાવીશ. એને લઈને તો...ઠીક ઠીક થઈ પડશે.'

વળી પાછું ગૌતમે ડોકું હલાવ્યું. એના માનસમાં અંજની આવી ખડી થઈ ગઈ.

'બે મહીના પહેલાં સૌ હસતાં હતાં. આજે સાવ ગંભીર! બીચારા અનુભવીઓ યુવાનોને જીવનની ગહનતા સમજાવે છે, કહે છે, તે કેટલી બધી સાચી છે! પણ યુવાન ક્યાં માને છે? એની મનોવૃત્તિ ઘડી-ભરને માટેજ આકાશે ઉડુ–ઉડુ થઈ રહી હોય છે. આઘાતો અને દુઃખી પરિસ્થિતિઓનો સામનો કરી એવી કોઈ મહત્વાકાંક્ષી મનોવૃત્તિને ટકાવી રાખવાની શક્તિ ભાગ્યે જ કોઈ યુવાન દીલમાં હોય. જોને અંજની જ, પણ અંજની શું ખોટું કરે છે? બે મહિના પહેલાં અંજની આમ કરે, અંજની આમ બોલે એવું લાગતું હતું ખરું?...'

'સાહેબ તમારું ઘર !' ગાડીવાળાએ ગૌતમની સુંદર વિચારમાળાને 
અધવચથી તોડી નાખતાં કહ્યું.

ગૌતમ નીચે ઉતર્યો, પાકીટ કાઢી એણે એમાંથી રૂપીઓ આપ્યો.

'શેઠ જરા ઉભા રહેજો. મારી પાંસે છૂટા નથી. હું ક્યાંક આટલામાંથી વટાવી લાવું.'

ફાટેલ-તૂટેલ કપડાં પહેરેલ એ ગાડીવાળો રૂપીઓ વટાવવા ચાલ્યો. ગૌતમ ઘર પાસે જ ઉભો રહ્યો.

સુરેશ આ વખતે પેલી ફૂટી ગએલી કાચની રકાબીના કકડા બહાર નાખવા આવ્યો હતો. તેણે બહાર ગૌતમને ઉભેલો દીઠો, તે બોલ્યો.

'અરે અહીં કેમ ઉભો છે ગૌતમ? બા આવી ગયાં છે. નીરૂ તો હજુ હમણાં જ આવી. એને પગે વાગ્યું છે. હજુ કાંઇ રંધાયુ નથી. બા હજી હવે રાંધવાનું શરૂ કરે ત્યારે—'

'અરે-!' ગૌતમ બોલી ઉઠયો...'પણ નીરૂ ક્યાં આવવાની હતી? તારે જ બધું બનાવવાનું હતું ને.'

'કોણ કહે છે? સવારમાં હું હોસ્પીટલે ગયો ત્યારે તો અંજનીએ મને કહ્યું હતું કે નીરૂ ઘેર રાંધવા આવી ગઈ હશે. ઘેર આવીને જોઉં તો ઘેર કોઇ ન મળે. મેં તો કાંઈ ન બનાવ્યું. હમણા આવશે, હમણા આવશે એમ વિચારતો જ રહ્યો.'

ગૌતમ વિચારમાં પડી ગયો એટલામાં પેલો ગાડીવાળો આવ્યો. બાકીના પૈસા એણે ગૌતમના હાથમાં મૂકયા.

ગૌતમ ઘરમાં આવ્યો. પાસે જ એણે નીરૂને દીઠી. ભીંતે માથુ ટેકવી અદ્ધર જોઇ વિચારતી નીરૂ એને કંઇક ગંભીર લાગી. નિરાશા પણ એના મુખ ઉપર દેખાય. એને પગે વાગેલું હતું તે પણ ગૌતમે જોયું. તે સ્હેજ હસી પડયો. તે ધીમેથી બોલ્યો, વિચારી ગયો.

'અંજની પણ મકકમ છે! ગજબ છે! અને હું મકકમ બનું તો?'

એણે ફરી નીરૂ તરફ નજર કરી.

'ના. ના.' એણે સહેજ ડોકુ પણ હલાવ્યું. નીરૂએ આ વખતે ગૌતમ તરફ જોયું હતું, એને તો કાંઈ જ ન સમજાયું. ગૌતમને જ એ જોતી રહી. એક શ્વાસ મૂકતાં ગૌતમ આગળ ચાલ્યો.

સામે જ આરામ ખૂરશીમાં બા બેઠા હતાં, ક્યારના પોતાને

 નીરખી રહ્યાં હોય તેમ લાગ્યું.

'બા.' ગૌતમ બોલી ઊઠયો.

બા હસ્યાં. એમણે જવાબ ન આપ્યો. તેઓ નીરૂ તરફ જોઈ બોલ્યાં. 'ગૌતમ હવે તારે પણ લગ્ન કરી નાખવાના છે.'

નીરૂએ તરત અદ્ધર જોયું હતું. બા પોતાના તરફ જોતાં હતાં એ પણ એણે જોયું. એનું હૈયું નાચી ઉઠયું. ગૌતમ શું બોલશે ? ગૌતમ તરફ એ જુએ. ના જુએ એટલામાં ગૌતમ બોલ્યો.

'હમણા મારો વિચાર નથી.'

નીરૂનું નાચતું હૈયું શાંત બની ગયું. હતા એવા જ સ્વરૂપમાં નીરૂ આવી ગઈ. બાએ તરત જ ગૌતમને ફરી કહ્યું. 'વિચાર નહિ હોય તો વિચાર કરવો પડશે, ગૌતમ !'

પણ આ વખતે નીરૂમાં જરાએ ઉત્સાહ, જરાએ હોંશ ન દેખાયાં. તે મૂંગા મૂંગા સાંભળતી હતી.

'પણ મારે લગ્ન નથી કરવાં. કોઈ કન્યા મેં જોઈ નથી. તું તે આદર્શ વિચારવાળી છે. બા કન્યા તો બતાવ પછી લગ્નની વાત હોયને.'

ગૌતમ હસતાં હસતાં બોલ્યો.

નીરૂ વળી ફરી કંઈક જાગૃત બની. એને કંઈક સમજાયું. ગૌતમ પોતાની ક્રુર મશ્કરી કરે છે, એને એવું લાગ્યું. તે કંઇક બોલવાનો વિચાર કરતી હતી.

પણ બા તરત બોલી ઊઠયાં.

'કન્યા આ બેઠી !'

સુરેશ આ બધું સાંભળતો હતો. એ ચમકી ગયો. નીરૂને તો ભાન પણ ન રહ્યું 'હું ક્યાં છું ?'

'અરે પણ બા. કન્યાના વાલીને પૂછયા વગર આમ બોલી ન નંખાય હોં કે.'

'મને નીરૂએ બધું કહ્યું છે !' નીરૂ વિચારમાં પડી ગઇ. એ તો માની ગઇ કે બા પોતાનો પક્ષ લે છે. પણ બા આગળ બોલતાં હતાં.

'ચિતોડગઢમાં મને મીના મળી હતી. યજ્ઞેશના એણે એક બે પત્રો મને બતાવ્યાં, અમે સાથ સાથમાં હતાં, ત્રણ દિવસમાં તો ગજબ ઓળખાણ થઇ ગઇ. ગૌતમ !

તું કાશ્મીર ગયો છે, એ વાત પણ મેં વાત વાતમાં કહી. 
મીના એ વખતે સહેજ ચમકી હતી, વિચારમાં પડી ગઇ હતી, ફક્ત તારું નામ બોલાયું એમાં જ મેં પૂછ્યું, 'ગૌતમના નામથી તમે કેમ વિચારમાં પડયાં?'

એણે તરત જ મને સામો પ્રશ્ન કર્યો…'તમે યજ્ઞેશ નામની કોઇ વ્યક્તિને ઓળખો છો?'

યજ્ઞેશને તો હું ઓળખતી હતી, મેં કહ્યું 'હા.'

'નીરૂને?' તેણે ઝટ પ્રશ્ન કર્યો.

'યજ્ઞેશની બહેનને?' મેં સામાં જવાબ આપતાં કહ્યું.

'હા! તો જુઓ, તમારો ગૌતમ અને નીરૂ પ્રેમમાં છે!' તેણે તરત જ કહી દીધું.

એ વખતે તો મેં જરાએ ન માન્યું, ગૌતમ તને તો હું ઓળખતી હતી.

'તો આજે કેમ માને છે બા, કે હું નીરૂ…'

'તું નીરૂને હેરાન કરે છે.' ગૌતમને વચ્ચેથી અટકાવી નાખતાં બા બોલ્યાં.

નીરૂનું મુખ હજુએ ઉત્સાહી લાગતું નહોતું. એવુંને એવું જ હતું. જાણે ગૌતમ હવે એની સાથે લગ્ન કરે તો પણ શું? પોતાના માટે તો નિરાશા હોય એમ જ એને લાગ્યું.

ગૌતમે તે જોયું. તેણે નીરૂને કહ્યું.

'નીરૂ તમારું પેલું પુસ્તક ઉપર છે, જતા હો તો લઇ જાવ. ચાલો.'

નિરાશામાં પડેલી નીરૂ ગુંચવાઈ ગઈ. એના હૈયે પ્રશ્ન પણ આવી ગયો, કયું પુસ્તક! પણ એવું કાંઈ પૂછ્યા વગર જ ગૌતમ પાછળ ઊભા થઈ તેણે ચાલવા માંડ્યું. ચાલતાં ચાલતાં એને કંઈક સહેજ વિચાર આવી ગયો. તે હસી. બા પણ આ વખતે હસતાં હતાં. સુરેશ તો જોઈ જ રહ્યો. ગૌતમે થોડું ચાલી પાછળ નજર કરી. નીરૂ હસતી હતી, ગૌતમ પણ હસ્યો, એ બોલ્યો.

'અરે–એ તો મેં અંજનીને ક્યારનું પાછું આપી દીધું છે.'

નીરૂનું મુખ બદલાઇ ગયું, એ હવે આવેશમાં આવતી હોય તેમ લાગ્યું, આ વખતે સુરેશ બોલી ઊઠ્યો.

 ' આ કેટલા પુસ્તક છે ગૌતમ ? '

અને સુરેશે બિછાના નીચેથી પેલાં બન્ને પુસ્તકો કાઢયાં, પેલો નોટ–પેપર કાગળ બતાવતા એણે પુસ્તકના પાના ફેરવવા માંડયાં. ગૌતમ સુરેશ તરફ ઝીણી નજરે જોવા લાગ્યો, આ વખતે પેલો ઉંદરડો અહીં નહોતો.

' એ બેમાંથી એક પણ પુસ્તક નીરૂનું નથી. ' ગૌતમે સુરેશને કહ્યું.

' આ શું છે ગૌતમ ? ' પેલો નોટ–પેપર–કાગળ બહાર કાઢતાં કહ્યું.

' એ નોટ–પેપર છે–સુરેશ જ્યાં છે ત્યાંજ મુકી દે. ' સુરેશે ગૌતમ તરફ જોયું. એની ગંભીર મુખાકૃત્તિ જોતાં સુરેશ ચમકી ગયો. બા તરત ઉભાં થયાં. એ જ પુંસ્તક લીધું. એજ નોટ–પેપર જોયાં.

આ વખતે ત્રાંસી નજરે ગૌતમ નીરૂને જોતો હતો. નીરૂ ગૌતમને જોતી હતી. બન્ને એક બીજાથી પકડાઈ ગયાં. પણ નીરૂની દૃષ્ટિ જુદી હતી. ગૌતમની દૃષ્ટિ જુદી હતી. પ્રધાન–સૂર કદાચ એક હોઈ શકે.

પણ ગૌતમ ઝટ બા પાસે આવી ગયો. કાગળ લઇ લીધો. ફાડી નાખ્યો. બા કાંઈ બોલ્યાં નહિ. એમના ગળામાંની નાની માળા આ વખતે ચમકતી હતી.

ગૌતમ પછી હસ્યો, ' કાંઈ નહોતું બા, નીરૂ, અંજની પન્નેશ, વામન, સુલોચના, સુરેશ, મીના બધાંની મેં રૂપરેખા–મને આવડી એવી રૂપરેખા મેં દોરી હતી. '

' તો પછી સૌ જુએ એમાં તને શો વાંધો હતો ? ' સુરેશ બોલ્યો.

' કાંઈ નહિ ? ' તેણે નીરૂ તરફ જોતાં કહ્યું.

સુરેશની નજર આ વખતે દૂર પડેલી દુધી ઉપર હતી, તે એકદમ બોલી ઉઠયો-' હવે રાંધીશું ક્યારે ? પેલી દુધીને તો હજુ......'

બાએ દૂર પડેલી સુતરફેણી જોઈ, ગંભીરતા સાથે તેઓ બોલ્યાં, ' સુતરફેણી ખાવી છે ? '

બાએ ગૌતમ તરફ જોયું. ગૌતમે બા તરફ જોયું, બન્ને ગંભીર હતાં.

બન્નેની આંખમાં અંજની હતી; જાણે દૂર છતાંયે નજીકની અંજની !

  

શ્રી. પ્રકાશન મંદિર તરફથી પ્રગટ થતી

# નવસાહિત્ય ગ્રંથમાળા

[૧] વિશ્વદર્શન વાર્તામાળાના ગ્રાહકને આ ગ્રંથમાળાનું કોઈ પણ પુસ્તક ૩૩% કમિશનથી મળી શકશે.

[૨] એક રૂપિયો ભરીને સભાસદ થવાથી આ ગ્રંથમાળાનું કોઈ પણ પુસ્તક ૩૩% કમિશનથી મેળવી શકાશે. આ એક રૂપિયો પરત કરવામાં આવશે નહિ.

[૩] વાંચનાલયો તથા જાહેરસંસ્થાઓને ૩૩% વળતર અમારા તરફથી પ્રગટ થયેલા પુસ્તકોમાં આપવામાં આવશે.

[૪] 'નવસાહિત્ય ગ્રંથમાળા'નું વાર્ષિક લવાજમ રૂ. ૮) રાખવામાં આવેલ છે. સામાજિક સંસ્કારી નવલકથાઓ અને બીજી ભાષાઓના સારા લેખકોની નવલકથાના ભાષાંતરો આ ગ્રંથમાળામાં આપવામાં આવશે. દરેક નવલકથા આશરે બસો પાનાની રહેશે. વર્ષમાં આશરે આઠસો ઉપરાંત પાનાનું વાંચન મળશે. પુસ્તક બોર્ડ પઠ્ઠીના પાકા પુંઠામાં આપવામાં આવશે.

[૫] પ્રગટ થયેલાં પુસ્તક.

(૧) ગૌતમ. રજનીકાંત શાહ

(૨) બાલાકૃષ્ણ અને બીજી વાતો (તૈયારથાય છે.)

ઠેકાણું:— પ્રકાશક : શ્રી પ્રકાશન મંદિર

ટે. નં. ૨૭૮૬ ૫૬૨ રીલીફરોડ, અમદાવાદ